# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રન્થશ્રેણી

વર્ષ ૧૩, અંક ૧ માર્ચ ૧૯૪૯

## આ અંકમાં

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. અનન્તરાય રાવળ. છગનલાલ પરીખ. ઉપેન્દ્ર પંડ્યા. હરગોવિન્દ પ્રેમશંકર. ગિરધરલાલ શેઠ. ગિરિન ઝવેરી. પૂજાલાલ. રજનીકાન્ત મોદી. ધનસુખલાલ મહેતા. પારાશર્ય. હીરાલાલ કાપડિયા. સુરેશ જોષી. મોહનભાઈ પટેલ. નાથાલાલ દવે. કુંજવિહારી મહેતા. નલિન પટેલ.

તંત્રી :
પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

પ્રકાશનસ્થાન :
આનન્દ પ્રેસ સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વ. ૧૩, અં. ૧ :: પૂર્ણસંખ્યા ૪૯ :: માર્ચ ૧૯૪૯





માનસી ગ્રન્થશ્રેણી : તંત્રી વિજયરાય ક. વૈદ્ય : નાનપરા મિશન રોડ; સુરત.
શાખાનામો દર વખત પ્રમાણે. લવાજમ ૩. ૫-૮-૦; વિદેશ, ૨ ૭; છૂટકના રૂ. બે.

# વિદ્યાનો બ્રાહ્મણને આદેશ

विद्या ह वै ब्राह्मणमाजगाम
गोपाय मां शेवधिष्टेऽहमस्मि।
असूयकायानृजवेऽयताय
न मा ब्रूया वीर्यवती तथा स्याम्॥

य आतृणत्त्य वितथेन कर्णा-
वदुःखं कुर्वन्नमृतं संप्रयच्छन्।
तं मन्येत पितरं मातरं च
तस्मै न द्रुह्येत्कतमच्च नाह॥

अध्यापिता ये गुरुं नाद्रियन्ते
विप्रा वाचा मनसा कर्मणा वा।
यथैव ते न गुरोर्भोजनीया
स्तथैव तान्न भुनक्ति श्रुतं तत्॥

यमेव विद्या शुचिमप्रमत्तम्
मेधाविनं ब्रह्मचर्योपपन्नम्।
यस्ते न द्रुह्येत्कतमच्चनाह
तस्मै मां ब्रूया निधिपाय ब्रह्मन्*॥

* આ મંત્રો સંહિતોપનિષદ્-બ્રાહ્મણમાં (૩), વિષ્ણુધર્મશાસ્ત્ર વા. ધર્મ (૨-૮) તથા નિરુક્તમાં (૨-૪) છે. મંત્રોનું ભાષાન્તર (પ્રા. ઘનશ્યામ જોષીની સહાયતાથી કરેલું) આ અંકના ધ્યાનમંત્ર તરીકે સામેના પાને આપ્યું છે.

## ધ્યાનમંત્ર

### વિદ્યાની વિજ્ઞપ્તિ

વિદ્યાએ બ્રાહ્મણની પાસે જઈને કહ્યું તું મારું રક્ષણ કર; હું તારી સંપત્તિ છું; ઈર્ષ્યાળુને, કુટિલને, અસંયમીને તું મને સોંપીશ માં; તો હું સમર્થ રહીશ.

કર્ણદ્વારને સત્યથી જે ખોલે છે, દુઃખરહિત કરે છે, અમૃતપ્રાપ્તિ કરાવે છે, તે ગુરુને માતપિતા સમાન માનવા. તેમનો દ્રોહ કદી પણ ન કરવો.

જે વિપ્રોને ગુરુ અધ્યયન કરાવે છે પણ જેઓ ગુરુનું આદરમાન મનવચનકર્મથી કરતા નથી તેઓ ગુરુની કૃપા મેળવવાને પાત્ર નથી; તેમજ વિદ્યાની કૃપાને પણ પાત્ર નથી.

પવિત્ર અપ્રમાદી બુદ્ધિમાન બ્રહ્મચર્યવાન હોય, જ્ઞાનનિધિનાં સંરક્ષક હોય, તારો દ્રોહ જે ન કરે તેમ હોય, તેનેજ તારે હે બ્રાહ્મણ ! મને આપવી.

# મન્દિર-વૃત્ત

૧. (૧) ગયા અંકમાં સૌથી પહેલી સ્વીકારાયલી રકમ (રૂ. ૫૦૦) ત્યાં લખ્યું છે એ અંકને અંગે ખર્ચાઈ ચૂકી છે. (૨) ગયા અંકમાંની બીજી મુખ્ય રકમો (રૂ. ૪૦૦) આ માર્ચ ૧૯૪૯ના અંકના પ્રેસ-બિલના હિસાબ પેટે ચૂકવાઈ છે. (૩) આ અંકનો બાકીનો બધો ખર્ચ (રૂ. દોઢસોની આસપાસ) હજી ચૂકવવો બાકી છે.

૨. સપ્ટેંબર-ડિસેંબર ૧૯૪૮ના બિલનું દેવું રૂ. ૭૭૯-૧૫-૦ પણ હજી અમારા માથા પર ઊભું છે.

૩. એ અંક કમનસીબે બહુ મોડો થવાથી તેની વાંસોવાંસ, બનતી તાકીદે, આ અંકનું પ્રકાશન કરીને બની તેટલી નિયમિતતા તો સાધી છે પણ ઉતાવળ તેમ જ ઓછાં પાનાંને લીધે, ફરી એક વાર, તંત્રીનાં અવલોકન-મનન વિનાનો આ અંકને થઈ જવા દેવો-છેક અનિચ્છાએ-પડ્યો છે.

૪. આ અંકનાં વી. પી.નો મોટો ભાગ સ્વીકારાશે, બીજા ગ્રાહકો પણ ચાલુ રહી નાણાં ભેજશે, તો સોએક જણના રૂ. સાડા પાંચસોક હાથમાં આવવા જોઈએ એવી હાંચીપાકી આશા છે.

૫. આટલે સુધીની કહાણીમાં ખોટ ખાતે નોંધ્યાં છે તેમાંનાં જેટલાં નાણાં મળશે તેટલા પ્રમાણમાં નિયમિતતા હવે પછી જળવાશે જુન અંક છપાવા તો માંડવો છે-કરજ કરીને પણ.

૬. ગયા અંક પછી, રૂ. ૧૦) આ ગૃહસ્થના મળ્યા છે: રા. છગનલાલ ડાહ્યાભાઈ ભાવસાર. (મુંબાઈ).

૭. 'મંગલાયતન'-લેખની બીજી છાપભૂલો તો, જરા વિચારતાં, સુધારાશે, પણ-૪૮મે પાને બીજી કંડિકામાં 'છેલ્લાં' છે તે 'પહેલાં' અને તેની સામેના પાને, જોવીએ છે તે શાવળે વાંચવું 'ઇલિયટ'-લેખનાં અંગ્રેજી અવતરણોમાં ઘટ્ટ (કાળાં) બીબાં આવી ગયાં છે તે અમારા વિચિત્ર સરતચૂકનું પરિણામ છે. લેખકે તો એ સાદાં બીબાંમાં જ લેવાય એમ ઇચ્છેલું.

સુરત: ૩-૩-૪૯.

વિ. ક. વૈદ્ય

સં. 'માનસી'

# માનસી

વર્ષ : ૧૩ અંક ૧ માર્ચ ૧૯૪૯

## ........ને

તને તે શું કે'વું ?
અચિંતાની આવી વરદ નિકટે તું બહુ બહુ
........તેં આ વિષમ સમયે શું નહિ ધાર્યું !
અનેરા સૌજન્યે વ્રણ પર સુધાવર્ષણ કર્યું,
શશી શા સ્પર્શે આ કમલવન સંજીવિત કર્યું.
કવિતાનો મીઠો અનુભવ થઈ તેં ઉર ભર્યું
હવે એ ગાઉં કે નહિ જ પરવા એ શીદ ધરું ?
મને તું જાણે છે પરિચય વિષે એ બીજ રહ્યું
કુટુંબી આવેશે સ્વયમિવ બની જ્યાં સ્વજન તું
અનેરું શ્રદ્ધામાં ઋજુ અનુભવોનું સુખ ધર્યું
પછી એ છે કે'વું ?
તને તે શું કે'વું ?
પિછાની માણી તેં સ્વજન સુખ શું શું નથી દીધું ?

૧૦-૯-'૪૧ પારાશર્ય

# DESIDERIUM INDESIDERATUM[1]

O gain that lurk'st ungain'd in all gain!
O love we just fall short of in all love!
O height that in all heights art still above!
O beauty that dost leave all beauty pain!
Thou unpossessed that mak'st possession vain,
See these strained arms which fright the simple air,
And say what ultimate fairness holds thee, Fair!
They girdle heaven, and girdle heaven in vain;
They shut, and lo! but shut in their unrest!
Thereat a voice in me that voiceless was:—
'Whom seekest thou through the unmarged arcane,
And not discern'st to thine own bosom prest?'
I looked. My clasped arms athwart my breast
Framed the august embraces of the Cross.

Francis Thompson

['The Works of Francis Thompson'. Vol. II. P. 182.]

---

१. અર્થ: The Desire of the Undesired or, the Secret Desire.

# અનીપ્સિતની ઇચ્છા

: ધરિત્રી પૃથ્વી :

હે લાભ સહુ લાભમાંય અણલબ્ધ છૂપો રહ્યો!
હે પ્રેમ, સહુ પ્રેમમાં અમૃથકી ન જોતો રહ્યો!
હે ઉચ્ચપણું ઉચ્ચતા સકલમાંય ઉંચે રહ્યું!
સૌન્દર્ય કરી હેતું દુઃખમય સર્વ સૌન્દર્યને!
અપ્રાપ્ત રહીને કરન્ત સહુ પ્રાપ્તિને વ્યર્થ તું.
જો ને શ્રમિત હાથ આ અહીં રહ્યા હવા વીંઝતા!
ને ફરે સુભગતા કઇ સુભગ! તાહરામાં રહી!
લેતા ગગન બાથમાં, વ્યરથ બાથમાં એ અહો;
ભીડાય, પણ દુઃખમાં જ નિજ હાથ! ભીડાય એ
ત્યાં તો શબદ શબ્દહીન મુજમાં રહ્યો જે ફૂટતો—
'સીમારહિત ગૂઢતામહીં તું એ રહ્યો શોધતો,
ને આ તુજ ઉરે જ ના કયમ છુપાયલું પારખે?'
મેં જોયું. મુજ હાથ આ હૃદય પાસ જોડાયલા
આશ્લેષ ભગવાનનો ઝીલી રહ્યા હતા સર્વ કે.

૧૦ ફેબ્રુઆરી, ૧૯૪૭. —રજનીકાન્ત મોદી

---

નોંધ: પૃથ્વી છન્દમાં પહેલો અક્ષર લઘુ હોય છે, ધરિત્રી પૃથ્વીમાં ગુરુ આવે; અને બીજા અક્ષર પછી અર્ધ યતિ જેટલો વિરામ; આઠમા અક્ષર પછીનો યતિ તો પૃ.ની જેમ ધ. પૃ.માં પણ ખરો જ.

# તેય શૂર છે

સમરક્ષેત્રનો શૂર જ કેવળ શૂર નથી કહેવાતો,
ભલે પછી એ એકલ મલ્લ રણ લાખો સામે ધાતો;
વિશાળ વક્ષ:સ્થળ પર વજ્રો વેરીનાં કંઈ ઝીલે,
પલાશ કેસૂડે ત્યમ રક્તે અંગાંગે કંઈ ખીલે;
ઝનૂનભરિયો ઝૂઝી જબ્બર ઘા શસ્ત્રાસ્ત્રે ઝીકે,
કાળરૂપ જેનું જોતાંમાં કાયર કંપે બીકે;
વીર હાક જેની રણભોમે હામ હરંતી વાગે,
ભલા ભલા વીરો ગે જેના જોર ઝપાટે ભાગે;
પુરુષાતનનો પાવક જેનો સિંહ-કુલમે ફાલી,
જંગ-જંગલે વેરીઓનાં વૃક્ષો નાખે બાળી;
જશ જેનો જગને ઝબકાવે, કીર્તિકથા કલ્યાણી,
ગવાય જેની ઘરઘર ગરવી મહિમાએ મંડાણી;
એ શૂરાને સર્વ અર્ચશે, સમર્પશે સ્તુતિમાળા,
એને નામે રાષ્ટ્રસકલનું ઉર લેશે ઉછાળા;
કિન્તુ એકલો એ જ નથી કંઈ વિપુલ વીરતાવાળો;
જીવનનાં સર્વે ક્ષેત્રોમાં શૌર્યતણો છે ફાળો.
જગમાં છે જડતા જામેલી, છે અંધારી રાતો,
પાખંડોના વાગે ડંકા, છે કર્દમ કો'વાતો,
જુલ્મો છે જાલિમના, ને છે સત્ત્વ ચૂસતા સ્વાર્થો;
તે સર્વેની સામે પડવા પૃથા માગતી પાર્થો.
ચિદંબરી ચેતન-ચમકારે વીજ વિલસતી વેરી
જડતાને પડકારી જગવે જીવનજ્યોત અનેરી,
ને રીઢી રાત્રિને બાળી ભસ્મ કરી દેનારી,
જ્ઞાનસૂર્યની પ્રભા સુનેરી દે સર્વત્ર પ્રસારી;

અડે અધર્મો સામે ધાઈ ધર્મધ્વજા કર ધારી,
તેજાબોની તેજ રેલે સડો સાફ કરનારી;
જુલ્મો સામે જઈ જઈ ઝૂઝે, સ્વાર્થોને લે શોધી,
પરમાર્થોની પુણ્યપ્રથાને પ્રબળ બનાવે પોષી;
ને તે માટે તપે નિરન્તર, જપે જિગરની જ્વાળે,
વીર્યોત્સાહે વધે, પડે ના મન્દ કદી એ કાળે;
અંગારાનાં આંખ ઉજાગર, ઉરે અજંપો રાખે,
તે ય શૂર છે, ધીર વીર એ, વન્દિત વિશ્વે આખે.

૧૦-૧૨-૪૬ પૂજાલાલ

## અશ્રુમાળા

### : મરાઠી પરથી સુચિત :

હૃદયોદ્યાને પ્રીતિલતાને ફાલ ફૂલના ફાલ્યા,
અશ્રુમિષે તે પડતા ધરા પર ગૂંથી તેમની માળા.
વ્હાલી એ અશ્રુની માળ મુજને જોવા દે ચિરકાળ,

વિરહવહ્નિથી હૃદયરથસિએ વ્યાકુળ જીવ થાતો
રમણુસ્મરણ ઊભરી ઊઠતું ને શાંત હૃદય થાતું તો
એવાં સ્મરણકુસુમનની માળ મુજને જોવા દે ચિરકાળ.

કોપી નિખીં નાથે ચૂમ્યા કોમળ કપોળ સાર
પ્રેમલીની તે સમય છોડી તેં અશ્રુ મૌક્તિક ધાર
વ્હાલીડી એવાં મૌક્તિકની માળ મુજને જોવા દે ચિરકાળ.

સંકટઘેર્યો નાથ સ્વપ્નમાં જોઈ દુઃખાશ્રુ ખેરે
ઉષઃકાળ પર્યંત ઢળંતાં ને ભીંજવતાં શૈયાને
વ્હાલીડી એવાં રત્નની માળ મુજને જોવા દે ચિરકાળ.

જગ જો ઢાંકે ઘોર તમોમય પંથ ન દીસે કાંઈ
સ્વર્ગ તણા પ્રત્યક્ષ બતાવે જ્યોત્સ્ના દીપાશ્રુ લાવી.
તે દીપાવલીની માળ મુજને જોવા દે ચિરકાળ.

કવિ હરગોવિંદ પ્રેમશંકર

# જન્મદિને

જોયું પંચાંગમાં આજે આવી કાર્તિક પૂર્ણિમા,
ગયે વર્ષે હતાં જાગ્યાં અમે વ્હેલાં સવારમાં.
હું, મારી પત્ની ને મારી કન્યા જે ચાર વર્ષની,
ત્રણેને સૂઝતી ત્યારે હજારો વાત હર્ષની.
તોફાનો, રમતો એની, વાણી મીઠપ—નીતરી
મધુર હાસ્યકલ્લોલે દીધું'તું ઘરને ભરી.
ન્હાઇ, ધોઇ, નવાં વસ્ત્રો પહેરી મુજ લાડિલી
મને આવી પડી બાઝી, કંઠે બે હાથ વીંટતી.
વ્હાલથી નિરખી રહેતો એના ગૂંથેલ ચોટલા,
છેડે જે ઝૂલતાં ફૂલો, હસતાં મુખની છટા.
વિશાળાં નયનો એનાં આનંદે ચમકી જતાં;
ચૂમી ગાલે, કપાલે મેં, કહ્યું અશિષ વર્ષતાં,
"આવા જન્મદિનો સો સો જોવાને બ્હેન! જીવજે,
પૂર્ણિમા સરખાં મીઠાં તેજ તું પાથરી જજે."

કાર્તિકી પૂર્ણિમા પાછી આવી શૂન્ય સમા ઘરે,
ગૃહિણી મુજ કન્યાની છબી પાસ ફૂલો ધરે;
ને એના કંપતા હાથો દેખી શું મુજને થતું,
શબ્દોમાં જાય ના કહ્યું.

નાથાલાલ દવે

પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# આનન્દશંકર

## ૧: વિચારધારાનાં મૂળ ને કાવ્યતત્ત્વચિન્તન

જીવનદ્રવ્યમાં એકતાનું તત્ત્વ શોધવાની પ્રાચીન આર્યપદ્ધતિ ગુજરાતમાં મણિલાલ નભુભાઈએ અપનાવી, તેને આનન્દશંકરે સંસ્કારી ને વિકસાવી. ભાવનામૂલક એકતા કેવળ આધ્યાત્મિક પદાર્થો કે કાવ્યના વિષયમાં નહિ, પણ જીવનના સર્વ વિષયોમાં જોવાની રીતિ તેમણે કેળવી. સમાજવ્યવસ્થા, કેળવણી, ઇતિહાસ, સામાજિક સંસ્થાઓ, એ સર્વના વિલોકનમાં આત્માની કઈ શક્તિનું એમાં સ્ફુરણ છે, કયા ઈશ્વરી નિયમનો તેમાં પ્રકાશ છે, કયું આધ્યાત્મિક મૂલ્ય મૂર્ત કરવા તેમાં મનુષ્યપ્રયત્ન છે, એ આચાર્ય પ્રથમ તપાસે છે. અને એ કસોટીદ્વારા એ પદાર્થો વિશે તુલનાત્મક નિર્ણયો ઉચ્ચારે છે.

વસ્તુગ્રહણ કરવાની તેમની વિચારપદ્ધતિનું અને સર્વાત્મભાવના વેદાન્તદર્શનના વિનિયોગનું તેમની કાવ્યચર્ચામાં સારું ઉદાહરણ મળે છે. આત્મા એ અનાત્મથી અલગ વસ્તુ નથી પણ અનાત્મને આવરી લેતી વસ્તુ છે, અનાત્મમાં સૂક્ષ્મ આધાર તરીકે પ્રવેશેલી વસ્તુ છે, એ એમના સૂત્ર કવિતા એ આત્માની અમૃત કળા છે, એના વિવરણમાં પણ સમજાય છે. કવિતામાં આત્માના ધર્મો સ્ફુરવા જોઈએ. આથી કવિતા બુદ્ધિ, હૃદય, કર્તવ્યમતિ અને અન્તરાત્માને, એટલે કે ધાર્મિકતાને સંતોષે વિશ્વની પાર રહેલા તત્ત્વનું કલાદ્વારા સૂચન કવિતામાં હોવું જોઈએ. કવિતામાં એટલું તો ચૈતન્ય હોવું જોઈએ કે અંતરમાં ચલનવલન કે "ચૈતન્યઘન સમત્વ" ઉત્પન્ન કરે. એમાં સમષ્ટિગત વ્યાપન જોઈએ, એટલે કે એમાં એક જ વ્યક્તિને નહિ, મનુષ્યમાત્રને રસ આવે આવાં વિધાનો કરી આનંદશંકર એમના વેદાન્તલક્ષી ચિન્તનના મર્મમાં પ્રવેશ કરાવે

એવું સ્પષ્ટીકરણ કરે છે. "ચૈતન્ય અને વ્યાપન ઉપરાંત કવિતામાં રહેલો ત્રીજો આત્મધર્મ તે 'એકમાં અનેકતા' અને "અનેકતામાં એકતા" છે. × × જેમ એક તરફ અનેકતા વગર વૈચિત્ર્ય નથી અને વૈચિત્ર્ય વિના આનંદ નથી, તેમ બીજી પાસ એકતા વગર રસનો પ્રવાહ–રસની જમાવટ નથી, અને પ્રવાહ–જમાવટ વિના તન્મયતા નથી; રસ એકતા અને અનેકતા ઉભયને અપેક્ષી રહ્યો છે.[1] રસ વાચકના હૃદયમાં છે તેમ એ વસ્તુગત પણ છે,[2] એટલે એ તત્ત્વ પણ જ્ઞાતા અને જ્ઞેય બંનેને સાંકળતું, એમને લાગ્યું છે. બીજી રીતે કહીએ તો કોઈ પણ ચૈતન્યમય વસ્તુનો ખુલાસો એકલા ચિત્ તત્ત્વના કે એકલા અચિત્ તત્ત્વના આશ્રયે મળી શકે એમ નથી "તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં, 'પરાક્' (objective)માંથી અર્વાક્ (subjective) કે અર્વાક્માંથી પરાક્ કાઢવા જતાં જેવી મુશ્કેલી નડે છે અને તેથી આ બંને તત્ત્વની પર કોઈ તત્ત્વમાંથી એમને ઉતારવાં પડે છે, તે જ પ્રમાણે કવિતાનું મૂળ કેવળ બાહ્ય કે કેવળ આન્તર કલ્પવાથી વિટંબણાઓ ઉત્પન્ન થાય છે."[3]

સમાજની ઘટના અને સ્વસ્થતાનો વિચાર કરતાં મણિલાલની પેઠે તે માને છે કે "પરસ્પરના સહકારથી 'સ્વ'ની દીવાલો તૂટે છે, અહંભાવ નાશ પામે છે, સર્વાત્મભાવ પ્રસરે છે ઇંગ્લંડના ગઈ સદીના ઇતિહાસમાં જ્ઞાનની અને ઇન્સાનિયતની પરિસીમારૂપે મનાએલું individualism યાને અહંભાવ ઉપર રચાએલું જનસમાજનું બંધારણ અત્યારે ભૂલભરેલું મનાય છે, અને એને સ્થાને 'co-operation' યાને સમષ્ટિભાવ ઉપર રચાએલું જનસમાજનું બંધારણ–જે હિંદુસ્થાનના જનસમાજનું પ્રાચીન બંધારણ છે તે જ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અત્યારે ઉત્તમ મનાય છે;"[4] અને ટીપમાં એમના જીવનદર્શન માટે સૂચક રીતે ઉમેરે છે કે ભારતીય કલ્પનાનું જનસમાજનું બંધારણ "એથી પણ એક ભૂમિકા આગળ વધીને 'individualism' અને 'cooperation' યાને વ્યષ્ટિ અને સમષ્ટિનો એ

---

૧. "કાવ્યતત્ત્વવિચાર"–પૃ. ૧૦    ૨. "કાવ્યતત્ત્વવિચાર"–પૃ. ૪૨

૩. "સાહિત્ય વિચાર"–પૃ. ૧૫૬

સમન્વય કરે છે."[૪] કેળવણીવિષયક એક પ્રવચનમાંપ તેઓ વિદ્યાર્થીઓને સત્યનિષ્ઠ, કર્તવ્યનિષ્ઠ બનવા ઉદ્‌બોધે છે. "સત્ય (truth), કર્તવ્ય (Right), અને સૌન્દર્ય (Beauty)ની ભાવના મનુષ્યમાત્રમાં વસેલી છે. અને એને કેળવવાની શક્તિ પણ પ્રભુએ આપેલી છે. આત્મા અખંડ હોઈ એ માટેની શક્તિઓ સર્વથા પૃથક્ નથી, તેમ વિશ્વ પણ એક અખંડ પદાર્થ હોઈ એ શક્તિઓના વિષય પણ એકબીજાથી તદ્દન છૂટા પાડી શકાતા નથી. તોપણ સ્થૂળ રીતે જેટલો વિભાગ શક્ય છે તેટલો પાડીને બોલીએ તો આ ત્રિસૂત્રમાં જીવનની સઘળી કળા સમાવી શકાય છે તે એ કે સત્યનિષ્ઠ બનો, કર્તવ્યનિષ્ઠ બનો, સૌન્દર્યનિષ્ઠ બનો." કેળવણીની ઉચ્ચ અને વ્યાપક કલ્પના, કિંવા જીવન સમસ્તની ભાવના તેમને વ્યાવહારિક જીવનને કેળવણી સેવાની ક્રિયાથી અલાયદી વસ્તુ ગણવા ના પાડે છે. મનુષ્યતા સિદ્ધ કરવા માટે જીવનની એ સર્વ ભૂમિકાઓ છે. જીવનની ખરી ઉત્કૃષ્ટતા અને સમૃદ્ધિ ધન સત્તા કે ભોગવિલાસમાં નથી. ઉચ્ચ જ્ઞાન, ઉદાર હૃદય અને ઓપમાભી આચાર, એમાં જીવનની સાચી સમૃદ્ધિ છે, અને વ્યવહારની ભૂમિકામાં પણ એ આત્માની કેળવણી વિશિષ્ટ ધ્યેય તરફ નયન-અને છે. વ્યવહારની ભૂમિકા એ કેળવણીને વટાવી લેવાનું બજાર નથી, પણ કેળવણીની જ પરમ શાળા ને અન્તિમ ભૂમિકા છે. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીદ્વારા મનુષ્યની જોવા જાણવાની શક્તિ, મોટા હૃદયની લાગણીઓ સેવવાની અને સમગ્રપૂર્વક વિચાર કરવાની શક્તિ ખીલવી જોઈએ; વ્યાવહારિક જીવન ને તે શક્તિઓના વિશિષ્ટ સમુલ્લાસનું ક્ષેત્ર છે. આનન્દશંકર તો સર્વત્ર મધુર મધુર અને અનેકાન્તવાદી રીતે વિચારનાર ચિન્તક છે એમ માનનારે પ્રસ્તુત વિષયમાં તેમના વિચાર કેટલા સ્પષ્ટપણે આગ્રહી અને બીજી વિચારધારાઓને વ્યાવર્તક છે તેનો ખ્યાલ રાખવો જોઈએ. તેમની વાણીમાં અહીં પ્રતીતિનો આવેદક અને પ્રકાશ જણાય છે અને આપણે પામી જઈએ છીએ કે જીવનનાં કેટલાંક મૂલ્યોની બાબતમાં આનન્દશંકરને બાંધછોડ માન્ય નથી

૪. "સાહિત્યવિચાર"–પૃ. ૬૭૩.

૫. " –પૃ. ૬૮૧.

—"હું વ્યાવહારિક જીવનને કેળવણીનો ઉદ્દેશ માનતો નથી, પણ કેળવણીની એક ભૂમિકા માનું છું. વ્યાવહારિક જીવન એ કેળવણી વધારવાનું એક સાધન છે, માત્ર મેળવેલી કેળવણીનો ઉપયોગ કરવાનું જ સાધન નથી. જીવન એ એક શાળા છે, મહાશાળા છે, પરમશાળા છે. ઘોડાઓએ પરસ્પર હરીફાઈથી દોડવાનું એ શર્તનું મેદાન નથી, કે આજ સુધી મેળવેલી કેળવણીરૂપી એકઠો કરેલો માલ બીજા દુકાનદારોની હરીફાઈમાં વેચવાની દુકાન નથી."[1]

જગત અને જીવનમાં એક તત્ત્વ સમરસ છે અને તેથી ચિન્તનના કોઈ વિષયમાં અલગતાની દીવાલો બાંધી વિચારણા શક્ય નથી, એટલું જ નહિ, સત્તનું સત્ય અને તત્ત્વનું તત્ત્વ જેને આપણે પરમાત્મા કહીએ છીએ અને જેને ઓળખવાને આપણામાં ગૂઢ વૃત્તિ રહેલી છે તેને સ્વીકારી બધા વિચારપ્રદેશમાં વિહરીશું તો આપણે ભૂલા નહિ પડીએ, કેમકે તેના પ્રકાશ વડે જ આ સર્વ વિલસી રહ્યું છે.

આ પદ્ધતિ શ્રી. મશરૂવાળાની વિચારપદ્ધતિથી સાવ ભિન્ન છે. જરા ઊંડાણથી જોતા સમજાશે કે મશરૂવાળાની પદ્ધતિ ગાંધીજીથી પણ જુદી છે. ગાંધીજીનું દર્શન મશરૂવાળાનાં સિદ્ધાન્ત અને શાસ્ત્ર બને છે. ગાંધીજી ઘણીવાર સહજોપલબ્ધિથી નિર્ણય કરી નાખી હૃદય અને બુદ્ધિની દલીલો તેના પ્રતિપાદનમાં મૂકે છે. મશરૂવાળા વિશેષ વૈજ્ઞાનિક તત્ત્વવિચારક છે. તત્ત્વવેત્તા તરીકે એ પ્રયોગશાળાના વિજ્ઞાની જેવા છે. તેમનાં પરમતત્ત્વ વિશેનાં સ્વીકૃતો તેમની વિચારણાના પાયામાં નથી. એ સ્વીકૃતો ન હોય તો પણ એમની મુખ્ય મીમાંસાને બાધ નથી આવતો. માનવજાતનો સર્વાંગ અભ્યુદય થાય, તેનું સમષ્ટિ તરીકે હિત સધાય, એ એમના મંથનનું ધ્યેય ખરું, પણ સામાન્ય રીતે. આજની ઘડીએ કયો શુદ્ધ અને હિતકર કર્તવ્ય-માર્ગ છે તેના નિર્ણયમાં તેમનું ચિત્ત પરોવાઈ જાય છે. આપણે જ્યાં છીએ ત્યાંથી આગળ બે કદમમાં જઈ શકીએ એટલો સાત્ત્વિક પ્રકાશ મળતો હોય તો મનુષ્યના વ્યક્તિ કે સમષ્ટિ તરીકેના અન્તિમ ભાવિ વિશે અટકળો કરવી નિરર્થક છે. એમની વિચારણાનો ઝોક કર્તવ્ય-અકર્તવ્યના નિર્ણયને અનુલક્ષતો હોય છે, અને એમની પદ્ધતિ ગૌતમ બુદ્ધને અનુસરતી, વિજ્ઞાનીને અનુસરતી કે

---

૧. "જીવનશોધન"-પૃ. ૧૮૩

હોમ્તને મળતી મનુકુલોન્નતિવાદી ને પ્રત્યક્ષ જીવનને લક્ષતી–pragmatic અને positive–જણાય છે. અવ્યક્ત ભાવનાઓ ગમે તેટલી હૃદયંગમ હોય તોપણ એમને અકિંચિત્કર લાગે છે. "તત્ત્વજ્ઞાન એ જીવનનાં મૂળ અને અંતની શોધનું અનુભવો લઇ લઇને રચાયેલું શાસ્ત્ર છે." "જીવન શા માટે છે તેનો નિઃશંક ઉત્તર મળવાનો હશે ત્યારે મળી રહેશે. તેને સમાધાનવાળું કરવાનો નિયમ 'સામા જીવના હિતાર્થે જીવવું (અને મરવું પણ) એ છે." આ બે વિધાનમાં શ્રી. મશરૂવાળાની વિચારણાનું મુખ્ય વલણ સમજાશે. એ પદ્ધતિમાં મોટો ભય એ છે કે સર્વોન્નતિવાદમાંથી જડવાદ અને ઉપયોગિતાવાદમાં સરી પડતાં વાર નહિ લાગે. માયાવાદ અને સત્ત્વાત્મવાદનું વિડંબન થયેલું તેઓ જુએ છે તેવું જ અને તેટલું જ ભયંકર વિડંબન તેમની જીવનલક્ષિતા અને અનુભૂતિવાદનું થઈ જાય એમ છે.

આપણે ત્યાં દર્શનોની એક પરંપરાપૂત પ્રણાલી છે, લગભગ આપણા રુધિરમાં ઊતરી ગયેલી રીતિ છે, કે આપ્તવાક્યની ઉપેક્ષા ન કરવી, પણ તત્ત્વવેત્તા કે વાર્તિકકારને અનુકૂળ હોય તે પ્રમાણે એને ઘટાવવું. વેદ એ પરમ પ્રમાણ છે, ઋષિ કે ગુરુ ખોટું જુએ નહિ ને અસત્ય ભાખે નહિ, એ નિશ્ચલ શ્રદ્ધામાંથી અને પ્રત્યેક દર્શનને પ્રાચીનતાની પૂજનીયતા સમર્પવાની અભિલાષામાંથી એકવાક્યતા કરવાની પદ્ધતિનો ઉદય થયો અને એ કૃત્રિમ પણ થઈ. જૂની ઢબે વિચારનારને આઘાત ન લાગે એ વ્યાવહારિક ઉપયોગિતા આ પદ્ધતિમાં જણાશે. શ્રી મશરૂવાળા આવી પદ્ધતિને અપ્રામાણિક અને થાગડથીગડવાળી નીતિ ગણે. એમના જેવી વિચારસરણિવાળાને આનંદશંકરની વિચારધારામાં જે તાત્પર્યગ્રહણ ને સમન્વયની પદ્ધતિ છે તે કદાચ કૃત્રિમ લાગે. રમણભાઈ પણ આ એકવાક્યતા કરવાની વૃત્તિના વિરોધી હતા. પણ આ વસ્તુ બીજી રીતે વિલોકીએ. ઈસુ ખ્રિસ્તે જ્યારે કહ્યું કે પ્રાચીનોના આદેશને હું તોડવા નથી આવ્યો પણ તેનું પરિપાલન કરવા આવ્યો છું, ત્યારે તેમણે કઈ પદ્ધતિ અપનાવી? ગાંધીજીએ અહિંસાના ઉપદેશ અને પાલનમાં કઈ દૃષ્ટિ દાખવી? એ તાત્પર્યગ્રહણની દૃષ્ટિ છે, અને વસ્તુઓને ઊંડી રીતે અવલોકનારને સ્વાભાવિક

છે. આપણાં પ્રાચીન ગ્રંથોમાં, ભાષ્યો અને ટીકાઓમાં, કૃત્રિમ એકવાક્યતા ઘણે સ્થળે જણાશે. તેવી એકવાક્યતા આનંદશંકરને માન્ય નથી. પણ વસ્તુનાં જુદાંજુદાં બિન્દુ ઉપર ભાર મૂકવાથી તત્ત્વવિચાર કેમ વિકસે છે તે ફિલસૂફીનો ઇતિહાસકાર જોઈ શકે, અને એક ચક્રમાંથી બે શાખા ફૂટતી હોય તો તેની તુલના કરી શકે. આ બધું બ્રહ્મ છે, અને, એવું તું જાણ કે જે જાણ્યે બીજું કશું જાણવાનું રહેતું નથી, એ બે વિધાનોના મનનમાંથી એવું જ્ઞાન પ્રગટે કે આ બધું દેખાય છે તે તે રૂપમ બ્રહ્મ નથી; એ તત્ત્વતઃ બ્રહ્મ છે અને જે દેખાય છે તે તો તેનો વિકાર છે; ઇન્દ્રિયગોચર આકાર છે; વિવર્ત છે. જે દેખાય તે ઇન્દ્રિનિર્મિત ઇન્દ્રિયમર્યાદિત વસ્તુ છે; ભ્રાન્તિ છે; માયા છે. પૂર્વોક્ત બે વિચારબિન્દુઓના નિદિધ્યાસનમાંથી અનેક વિચારકોટિઓ ઉદ્ભવવા સંભવ છે. એવો વિકાસ સ્વાભાવિક છે એમાં ગૂઢ રહેલી સમન્વયની ક્રિયા પણ સ્વાભાવિક છે. વિવેકનિદિષ્ટ તાત્પર્યગ્રહણની પદ્ધતિ આનન્દશંકરને માન્ય છે, દર્શનોના બદલે વિચારપ્રવાહમાત્રના અવલોકન માટે તેમજ તેમના પોતાના સિદ્ધાન્ત માટે માન્ય છે, અને તેથી, મતઝઘડાળાથી આ લક્ષણોમાં જુદા પડી, સમગ્ર ભૂતકાળને સાથે લઈ આગળ વધતા તત્ત્વમીમાંસક તે જણાય છે.

ત્રિકાલદર્શી રાષ્ટ્ર: કોઈ પણ રાષ્ટ્ર બાલ્યાવસ્થામાં ભવિષ્ય તરફ જ જુએ. યૌવનાવસ્થામાં વર્તમાનમાં જ ગિરફતાર રહે અને વાર્ધક્યમાં ભૂતકાળ તરફ જ અશ્રુભીની દૃષ્ટિ નાખે; પણ જે રાષ્ટ્રને સનાતન થવું છે તે તો ત્રિકાળદર્શી જ હોય. તેની અંદર યૌવનનો ઉત્સાહ ભલે ન હોય, પણ અંદર ગાંભીર્ય તો પૂરેપૂરું હોય, તેનો સ્વભાવ ધીરોદાત્ત હોય.

—કાલેલકર ('જીવનસંસ્કૃતિ' પૃ. ૩૦.)

પ્રા. અનન્તરાય મણિશંકર રાવળ

# યુદ્ધ-સમયની અંગ્રેજી કવિતા

યુદ્ધસમયમાં વય, માંદગી કે એવા કોઇ કારણે જેમને મુક્તિ મળી હોય એ સિવાયના સૌને યુદ્ધસેવાનું કંઈ ને કંઈ કામ છૂટક્ષાંડમાં કરવું જ પડ્યું હતું. કવિઓ એમાંથી શાના બાકાત રહે? ટોટા-લેટેરિઅટનું યુદ્ધ ખેલતી સરકાર એમને ગમે તે લખવા સ્વતંત્ર રહેવા દે એય તે કેમ બને? કવિજનોને આમ યુદ્ધસેવામાં જોતરાવાં સામે ફરિયાદ છે પણ નહિ. પણ આધુનિક યુદ્ધતંત્રને ચુકવવી પડતી ભારે કિંમતમાં કવિતશક્તિનો દુર્વ્યય, ક્ષય કે અનુપયોગ ગણાવવાં જોઈએ. યુદ્ધે ઘણું જેવું તેવું લખાણ ને તેનું પ્રકાશન ઉભરાવ્યું, પણ તે કંઇ પેલા નુકસાનનું વળતર છે જ નહિ.

જેમણે ૧૯૩૦ ને પછીનાં પાંચસાત વરસમાં સાહિત્યપ્રિય જનતાનું ધ્યાન ખેંચ્યું હતું તે સેસિલ ડે લેવિસ, લુઇ મેકનીસ, વિલિયમ એમ્પસન, સ્પેન્ડર, આર્થર વેલી આદિ કવિઓને તો લડાઇએ યુદ્ધકાર્યમાં નાનામોટા અમલદારો બનાવી દીધા. બીજા ઘણાને સૈનિકો, નાવિકો ને વિમાનીઓ બનાવી દીધા. જેમાંના સિડ્‌ની કેયીસ ને એલન લેવિસ જેવા પ્રતિભાસંપન્ન કવિઓ તો સમરાંગણમાં ખપી ગયા. આ સૈનિકકવિઓએ યુદ્ધકાળની અંગ્રેજી કવિતામાં ઘણો ફાળો આપ્યો છે. વર્નન વૉટ્‌કિન્સ, એફ. ટી. પ્રિન્સ, રૉય ફુલર, હેન્રી ટ્રીસ, એલાન રૂક, કીટ્રીચ રહાપસ, ને ફ્રાન્સિસ સ્કાર્ફ જેવાનું લખાણ ખાસ તરી આવે એવું છે. છતાં એકંદરે આ સૈનિક કવિઓની કવિતા આપણી બહુ જ નજીક હોવાને કારણે એની સાચી કિંમત આંકવી મુશ્કેલ બને છે.

કેટલાક કવિજનોએ શાંતિવાદી રહી યુદ્ધથી દૂર રહેવાનું પસંદ કર્યું હતું તેમણે પોતાના વલણના બચાવની ઘણી વાચાળ કવિતા લખી છે. એ લોકોમાં સૌથી વધુ ધ્યાન ખેંચતો કવિ છે એલેક્સ કમ્ફર્ટ. એને સ્પેન્ડર બ્રિટનનો જુવાન પેઢીનો એક પ્રતિભાશાળી કવિ ગણે છે.

યુદ્ધની પરિસ્થિતિમાં કાગળની તંગી અને નિયંત્રિત પ્રકાશને કાવ્ય-લેખનની પ્રવૃત્તિને ગૂંગળાવી દીધી હોય એમ લાગે, પણ નોંધપાત્ર ને સુખદ હકીકત તો એ છે કે કવિતાનું વેચાણ યુદ્ધસમયમાં યુદ્ધ પહેલાંના સમયથી ઘણું વધી ગયું હતું ઓછા જાણીતા કવિઓની ચોપડીઓનું વેચાણ પણ ૨૦૦૦થી ૪૦૦૦ નકલો સુધીનું થઈ ગયું હતું, જે યુદ્ધ પૂર્વે ત્રણ આંકડાનું જ હતું! આપણે ત્યાંના પ્રકાશકોએ જાણવા (ને ઇચ્છા હોય તો શીખવા) જેવી એક વાત એ છે કે યુદ્ધસમયના ઇંગ્લાંડના ઘણાખરા પ્રકાશકોએ સાહિત્ય પ્રત્યેની પોતાની જવાબદારીનું ભાન જાગ્રત રાખી વધુ લોકપ્રિય કૃતિઓને બદલે ને ભોગે ઊંચી ગુણવત્તાવાળું સાહિત્ય જ પ્રગટ કરેલું અને પોતાના 'ક્વોટા'નો ઘણો કાગળ રાજીખુશીથી કવિતાના પ્રકાશનને આપેલો.

યુદ્ધકાળમાં આમ પ્રગટ થયેલી વિપુલ અંગ્રેજી કવિતા પહેલી નજરે તો ત્રિશીની તાની ૭૫ પાડે. Poems from the Forces અને The White Horseman જેવા કાવ્યસંગ્રહો સાથે સને ૧૯૧૮ પછીના કોઈ પણ પ્રગતિશીલ સંપ્રદાયની કવિતા સરખાવતાં લયબદ્ધતાનો અભાવ, ગૂંચવાતાં કલ્પનાચિત્રો, વિચારની અતિ–સાહિત્યિક પદ્ધતિઓ, પ્રેરણા પર અથવા જીવન પ્રત્યેના કોઈ પૂર્વનિર્ધારિત અસ્પષ્ટ વલણ પરની ઝાંખી શ્રદ્ધા તેમાં માલૂમ પડ્યા વિના રહેશે નહિ. આમ છતાં, યુરોપની ને દુનિયાની કવિતાની પુરવણી કરે તે તેને પ્રેરણા આપે એવો ગુણો અંગ્રેજી કવિતામાં છે, અને તેની તાજેતરની સાહિત્ય પ્રણાલિકામાં સાહિત્યની બીજી કોઈ શાખા કરતાં કવિતાથી અંગ્રેજ પ્રજાને ઓછું શરમાવા જેવું છે એમ સ્ટિફન સ્પેન્ડર સગર્વ નોંધે છે.

## પ્રજાઓની એકતાનો સ્વીકાર

યુદ્ધ સમયમાં બ્રિટિશ કવિઓની સ્થિતિ યુરોપના અન્ય દેશોના

કવિઓ કરતાં જુદી હતી. જર્મન કબજો, મુક્તતાની લડત અને ત્યાર પછીની અંધાધુંધી એ ખંડના યુરોપીય દેશોની યુદ્ધકાલીન પરિસ્થિતિની મુખ્ય ઘટનાઓ હતી. ઇંગ્લાંડ તો છેક સુધી સ્વતંત્ર જ રહ્યું હતું. તેને કરવાનું હતું એક જ કાર્ય——માનવબળ ને શસ્ત્રસામગ્રી તથા પુરવઠાની સુસજ્જતા તથા વહેંચણીનું લડાઇએ અનિવાર્ય બનાવેલું મોટું કાર્ય. આથી બીજા દેશો ને ઇંગ્લાંડની કવિતામાં પડવો જોઇતો ફેર પડ્યો પણ છે. છાતી પર ચડી બેઠેલા શત્રુને હાંકી કાઢવાની ખરાખરીની લડાઈ લડતા યુરોપીય દેશોની પ્રત્યાક્રમણની કવિતામાં વ્યક્તિગત અને આવેશભર્યા રાષ્ટ્રપ્રેમની ભૂમિકા પર પ્રજાની અનિવાર્ય એકતાનો બૌદ્ધિક સ્વીકાર છે; ઇંગ્લાંડની કવિતામાં દેશ અ.ગ.ઞ આવી પડેલા એક ભગીરથ કાર્યની ભૂમિકા પર એવી એકતાનો સ્વીકાર છે.

યુદ્ધે હિંમત, બિરાદરી અને નાગરિકતાના ગુણો બહાર લાવી તેને રાષ્ટ્રીય કાર્યની સેવામાં ધર્યા પણ જાહેર કે સામાજિક કાર્ય સાથે જરૂ નિસ્બત ન ધરાવે એવાં કલ્પનાનાં મૂલ્યો, નાગરિક ધર્મથી નિરપેક્ષ માનવ વ્યક્તિત્વ, સૌંદર્ય, રોમાન્ટિક પ્રેમ વગેરે તો યુયુત્સુ રાષ્ટ્રમાં પડેલાં જેટલાં શાનાં ઉપાસાય? આ ૭ વરસની અંગ્રેજી કવિતામાં ઊર્મિ અને કલ્પનાના ગુમાવાયેલા ને અવગણાયેલા સ્વાતંત્ર્ય માટેના વિલાપનો એક સૂર સંભળાય છે તે આ કારણે.

આ ગાળાની ઉત્તમ કવિતા તો લખાઈ છે યુદ્ધમાં જોડાયલા કરતાં યુદ્ધપ્રયાસ જેમને જરાક જ સ્પર્શ્યો કે જેમની આગળથી તરીને ચાલ્યો ગયો એવાં મોટેરાં સ્ત્રીપુરુષો વડે જ. આ વરસે નોબેલ પારિતોષિક મેળવનાર ટી. એસ. ઇલિયટ, ઍડિથ સિટ્વેલ, એડ્વિન મૂર ને લૉરેન્સ બિન્યનનાં કાવ્યો આ સંબંધમાં ખાસ ગણાવાય. યુદ્ધના પ્રારંભ પડેલાંને વરસે અમેરિકા જનાર ને ત્યાં જ રહી પડનાર ડબ્લ્યુ એચ. ઑડેનનાં New Year Letter અને For the Time Being એ બે પુસ્તકોને એના ઇંગ્લાંડના સમકાલીન કવિ બિરાદરોનાં લખાણ સાથે સરખાવતાં અમેરિકન સ્વાતંત્ર્યે એને એનું કલાવિધાન ખૂબ સુધારવાની કેવી તક આપી છે તે સમજાય છે. એને જ પરિણામે આધુનિકોમાં અંગ્રેજી ભાષામાં સહુથી વધુ સિદ્ધહસ્ત કાવ્યકલાવિધાયક એ બન્યો છે.

આ યુદ્ધકાળમાં સૌથી આગળ તરી આવતી કવિતા લખાઈ હોય તો તે કોઈ વૈજ્ઞાનિક કે દાર્શનિકની ચોક્કસાઈથી શબ્દોને વાપરતા ટી. એસ. ઇલિયટની Four Quartets. એનાં ચાર કાવ્યોમાં ઇલિયટે કાળ અને અનંતતા પર કોઈ ફિલસૂફની અદાથી પોતાનું ચિંતન રજૂ કર્યું છે તેમ જ કવિના કલામાનસમાં અને પોતાના જ જીવનમાં પણ ડુબકી મારી છે વ્યક્તિ અને કલાકાર તરીકે ઇલિયટનો જાત-પરિચય તેની આગલી કરતાં આ કવિતામાં વિશેષ મળે છે. દુનિયામાં કાવ્યક્ષેત્રે ઇલિયટની અસર વધે તો તે આવકારપાત્ર ગણાય. મિસ એડિથ સિટ્વેલની કવિતાએ પણ ધ્યાન ખેંચે તેવો વિકાસ બતાવ્યો છે સંગીતમય ને ચિત્રાત્મક કલ્પનાનો ઉપયોગ કરનારી અને ઊર્મિમાંથી પ્રેરણા લેનારી આ લેખિકાએ Street Songs અને Green Songમાં શબ્દો ને ચિત્રોનું સૌંદર્ય ઘણે સ્થળે દેખાડ્યું છે. એવો જ વિકાસ કર્યો છે જરા ઉપેક્ષાયેલા સ્કૉટિશ કવિ એડવિન મૂરે પણ. Then, The Human Fold, The Law, The City, The Grove, The Fate જેવાં એનાં કાવ્યોનાં શીર્ષકો તેના વિષય બતાવી આપે છે. વિશ્વગાની વાસ્તવિકતાને–માનવ્યનાં મૂળ તત્ત્વોને જ કવિ પોતાની જાત સોંપી દે છે. પોતાના વ્યક્તિત્વનું ને ભાષા–ચાલાકીનું પ્રદર્શન કરવાની વૃત્તિ એનામાં નથી. The Wayside Station એનું એક સુંદર કાવ્ય છે.

## આગલા કવિઓનું કાર્ય ચાલુ

સને ૧૯૨૦માં પ્રસિદ્ધનામ બનેલી પેઢીના કવિઓ ય યુદ્ધકાળમાં ચૂપ નથી રહ્યા. એડમંડ બ્લંડન, વૉલ્ટર ડ લા મેર, સીગ્ફ્રીડ સસૂન, રૉબર્ટ ગ્રેવ્ઝ અને મેસ્ફીલ્ડ, એ દરેકે આ યુદ્ધ પહેલાંની તેની કવિતાના વાચકોએ ઇચ્છી હોય એવી રીતે પોતાની વિશિષ્ટ શક્તિઓનો વિકાસ સાધ્યો છે. ડેન્ટીના Paradiseનો અંગ્રેજી ટર્સો રિમામાં લૉરેન્સ બિન્યને કરેલો, તેના મૃત્યુ બાદ '૪૩માં પ્રગટ થયેલો, અનુવાદ અને મેસ્ફીલ્ડકૃત The Land–Workers નોંધપાત્ર છે. પાછલી કૃતિએ બહુ ધ્યાન ખેંચ્યું નથી, પણ ગોલ્ડસ્મિથના Deserted Village ને યાદ કરાવે એવું મેસ્ફીલ્ડની પરિણત પ્રજ્ઞાનું ફળ છે એ. 'To write poems

for other than poets is wasteful' એમ કહેતા રોબર્ટ ગ્રેવ્ઝે પહેલા યુદ્ધના સૈનિક કવિઓ કરતાં તેને જુદા પાડે એવો વિકાસ સાધ્યો છે. સામાન્ય ને અકાવ્યક્ષમ અનુભવને કાવ્યાત્મક અનુભવની જીવન્ત ભાષામાં તે ઉતારી શકે છે. સામાન્યતા સાથે અસાધારણ તાઝગી તેનો Poems: 1938-1945 એ સંગ્રહ દેખાડે છે. શાંત સહૃદય કવિ રિચર્ડ ચર્ચે પણ બે પુસ્તકો પ્રગટ કર્યાં છે.

હવે લઈએ ઑડેન ને ત્રીસાના દશકાના કવિમંડળને. આ મંડળને આધુનિક કવિતાના એક સંપ્રદાય તરીકે સારી પ્રતિષ્ઠા ગયા દાયકામાં મળી હતી. એમની પ્રવૃત્તિ કોઈ હેતુપૂર્વકની આરંભાયેલી સાહિત્યિક હિલચાલ ન હતી. એકમેક પર વ્યક્તિગત અસર કરતા ઑક્સફર્ડ ને કેંબ્રિજના સમકાલીન જુવાનોનું એ મંડળ જ હતું. ઑડેનના બુદ્ધિસામર્થ્ય ને વ્યક્તિત્વની અસર એમના કાવ્યસર્જન પર વિશેષ હતી. એ કવિઓની કવિતાની સમીક્ષા સ્ટિફન સ્પેન્ડરે નીચેના શબ્દોમાં બહુ સાચી કરી છે:—

'They consciously attempted to be modern, choosing in their poems imagery selected from machinery, slums and the social conditions which surrounded them. They showed a tendency to be swamped in their sensibility by the sense of the world in which they found themselves. The poetry emphasized the community, and, overwhelmed as it was by the sense of a communal disease, it searched for a communal cure in psychology and leftist politics. Their personal emotions, although they were present, lacked finality for them in a modern world in which they foresaw many of the social evils which subsequently overtook the world. Despite an almost exhibitionistic attitude towords sex, these poets rather lacked sensuality, and their approach to all problems

was very intellectual. At the same time, they could be criticised for not immersing themselves completely in social problems and in the contemplation of disaster. Their poetry often gives the impression that they stayed at the fringe of their own personalities and of the problems which obsessed them. To a great extent, their poetry, though leftist, expresses the problem of the liberal divided between his individual development and his social conscience.'

### સ્પૅનિશ વિગ્રહમાં બલિદાન

ઑડેન, સ્પેન્ડર, ડે લેવિસ, મૅક્નીસ લેહમૅન ને એવા આ ગાળાના કવિઓ તેમના ઘણા સમકાલીનો કરતાં વધુ ઓછું નીતિભાન બતાવે છે. સ્પૅનિશ આંતરવિગ્રહ વેળા તેમણે ફાસિસ્ટ જહાંગીરી સામેના ન્યાય્ય પ્રજાકીય યુદ્ધની કવિતા આપી અને કેટલાક સ્પેન જઈ લડ્યા ને ફૉક્સ, બેલ, કૉડવેલ ને કૉર્નફોર્ડ જેવા તો ત્યાં ખપી ય ગયા હતા.

આ કવિગણે આ યુદ્ધમાં શું કાવ્યસર્જન કર્યું? એમાં સૌથી પ્રતિભાશાળી ઑડેન તો યુદ્ધ પહેલાં અમેરિકા ચાલ્યો ગયો. ત્યાં તેણે બોધપ્રધાન, બુદ્ધિવૈભવાન્વિત, કલાવિધાનની દૃષ્ટિએ આંજી નાખે એવી, સાથેના પ્રેક્ષકની શાણી શાણી ટીકા જેવી ચમકતી કવિતા લખવી ચાલુ રાખી. દરેક વસ્તુનું માનસશાસ્ત્રીય ને રહસ્યલક્ષી સ્વરૂપ પારખવાની શક્તિ ઑડેનની વિશિષ્ટતા છે. દરેક વ્યક્તિ ને દરેક વસ્તુને તે સરસ વિશેષણનું 'લેબલ' મારી શકે છે. For the Time Beingમાંનાં બે કાવ્યોમાંથી પહેલું તેનું અમેરિકાગમન પછીનું શ્રેષ્ઠ સર્જન છે. તેમાં શેક્સપીયરનાં Tempestનાં પાત્રોનાં પરસ્પર ભાષણો રજૂ કરી તેમાં શેક્સપીયર પર સરસ ભાષ્ય કે વિવરણ એણે કર્યું છે. એમાં એ ઘણો ખીલી ઊઠ્યો છે. છટકણા વિચારો તથા ભાવોને શબ્દમાં બાંધી દેવાની અજબ બક્ષિસ તેને વરી છે. કાવ્યરચનાનો તો એ સ્વામી છે. એ પોતે એની કવિતામાં ક્યાંય પકડાતો નથી. એથી સ્પેન્ડર કહે છે: 'His poetry therefore

puzzles and eludes as much as it astonishes and attracts. The greatest poetry has such qualities of impersonality: so has the work of writers who have dazzled their contemporaries but failed to interest posterity.'

બીજાઓમાં, ડે લેવિસ, મૅકનીસ ને સ્પેન્ડરનું વલણ તેમની આગલી કવિતામાં બાહ્ય દુનિયાને ટાળી અંતર્મુખ થવાનું દેખાતું હતું. પણ ૧૯૪૦-ના બનાવો, ફ્રાન્સનું પતન, આક્રમણનો તોળાતો ભય, બ્રિટન પરના હવાઈ હુમલા—આ બધાંએ તેમની કવિતાને ઠીક ઉદ્બુદ્ધ કરી છે ને વિષય-સામગ્રી પણ પૂરી પાડી છે. છતાં લેવિસના O Dreams, O Destinations, મૅકનીસની Prayer Before Birth અને સ્પેન્ડરની Spiritual Exercises યુદ્ધનાં વાદળ વચ્ચે એ ત્રણે કવિઓના અંતરતમમાં થઈ રહેલાં વિચારમંથન ને વિકાસને ચીંધતી કૃતિઓ છે.

## એમ્પસન આદિ બીજા

ઑડેન જે વેળા ઑક્સફર્ડમાં તે વખતે વિલિયમ એમ્પસન કેમ્બ્રિજમાં. એમ્પસનની કવિતા દુર્બોધ ઘણી છે, પણ બુદ્ધિસામર્થ્ય, સ્વતંત્ર વિચારણ અને પ્રમાણિકતાવાળા માણસની તે કવિતા છે. યુદ્ધકાળમાં પ્રગટ થયેલું તેનું કાવ્યપુસ્તક The Gathering Storm જાપાન ને ચીનના તેના પ્રવાસે તેના અનુભવને અને કાવ્યસામગ્રીને કેવાં વધારી આપ્યાં છે તે દેખાડે છે. જેમ ઑડેનના ઑક્સફર્ડના સાથીઓ હતા ડે લેવિસ, મૅકનીસ ને સ્પેન્ડર આદિ, તેમ એમ્પસનના કેમ્બ્રિજના સાથીઓ હતા માઈકલ રોબર્ટ્સ, રૉનાલ્ડ બોટ્રાલ, કેથલીન રેઇન, જહાન લેહમેન, જુલિયન બેલ ને ચાર્લ્સ મેજ. એમાં રૉનાલ્ડ બોટ્રાલનાં Farewell and Welcome માંનાં પ્રણયકાવ્યો તેનાં ઇલિયટ અને એઝરા પાઉન્ડનો પડઘો પડતાં કાવ્યો કરતાં વધુ ચોટવાળાં છે. કેથલીન રેઇનની ૧૯૪૩માં પ્રગટ થયેલ Stone and Flower એ કૃતિએ તેનો કવિયશ તરત સ્થાપી દીધો છે. જહાન લેહમેનની ગાંભીર્યગર્ભ કટાક્ષકવિતા પણ નોંધપાત્ર છે. જહૉન

લેહમેન-કૃત The Sphere of Glassમાં તેની આગલી કવિતા કરતાં વિકાસ કહેવાય એવી સભરતા ને સ્વપ્નિલતા છે.

અંગ્રેજ કવિઓ બહારના સાહિત્યમાં કેટલો રસ લે છે તે બતાવતાં ભાષાંતરો ય ઠીક પ્રમાણમાં '૩૯-'૪૫ના ગાળામાં પ્રગટ થયાં છે.

ઑડેન ને તેના સમવયસ્કો પછીની પેઢીના નવા કવિઓમાં સંપ્રજ્ઞ ને તાર્કિક લખાણને બદલે પ્રેરિત, અગમ્ય, શબ્દ-કેફવાળા, રોમાન્ટિક લખાણ તરફ વળવાની વૃત્તિ દેખાય છે. તેમાં ડિલાન થોમસ શબ્દના સંગીત ને રંગનો અજબ શોખીન ચારણી શૈલીનો કવિ છે. યુદ્ધના આરંભકાળમા તેણે પ્રગટ કર્યું છે, ઓછું, પણ '૪૩ પછી 'હૉરાઈઝન' ને બીજાં સામયિકોમાં એનાં જે કાવ્યો પ્રગટ થતાં રહ્યાં છે તે એની મોટી સિદ્ધિ છે. નવીનો પર તેની ઘણી અસર થઈ છે. જ્યૉર્જ બાર્કર પણ થોમસ જેવો જ શબ્દ-પૂજારી છે પણ તેની રચના ક્લિષ્ટ છે. '૩૮નો એકલો સરરિયાલિસ્ટ કવિ ડેવિડ ગેસ્કૉઇન પણ 'સરરિયાલિઝમ' મૂકીને બેઠો છે. છેલ્લા બેનાં પુસ્તક આ ગાળામાં બહાર પડયાં છે.

૧૯૩૯ પછી જાણીતા થતા જતા કવિઓમાં કવિતાની જ સૃષ્ટિમાં જીવતો શુદ્ધ કવિજીવ Ballad of the Mari Levydનો કર્તા વર્નોન વૉટ્કિન્સ, The Sun My Monumentનો કવિ લૅરિ લી, Soldiers Bathing જેવા ટૂંકડા કાવ્યનો લેખક એફ. ટી. પ્રિન્સ, હેન્રી રીડ, ટેરેન્સ ટિવર ને જી. એસ. ફ્રેઝરને ગણાવાય. Poems from the Forcesના સંગ્રહો બતાવી આપે છે કે સિડની કેયીસ ને એલન લેવિસ જેવા કેટલાક આશાસ્પદ જુવાન કવિઓનો યુદ્ધે ભોગ લઈ લીધો છે. 'એપોકેલિપ્ટિક મુવ્મેન્ટ'ના કવિઓ હેન્રી ટ્રીસ, જી. એસ. ફ્રેઝર, નિકોલસ મૂર, નોર્મન મૅકકેગ, વર્નોન વૉટકિન્સ, હેન્રી, ટોમ સ્કોટ આદિનાં નામ પણ સંભારવા જેવાં છે.

અત્યારે વેલ્સ સ્કૉટલૅન્ડ ને આયર્લૅન્ડના કેટલાક મૌલિક કવિઓ તેમની પ્રાદેશિક વિશિષ્ટતાઓને અને ભાષાને કવિતામાં ઉતારી રહ્યા છે. આ પ્રદેશનિષ્ઠાની પ્રવૃત્તિ કોઈ રાજકીય હેતુ વગરની એક સાહિત્યિક કે

સાંસ્કૃતિક પ્રવૃત્તિ અત્યારે બનતી જાય છે. લાગે છે કે યુરોપીય સાહિત્ય બે પ્રવાહમાં વહેંચાઈ જશેઃ એક સર્વસામાન્ય વિચારો અને સામાજિક બંધારણવાળું તરત જ બીજી ભાષામાં ઉતારી શકાય એવું આંતરરાષ્ટ્રીય સાહિત્ય, અને બીજું, જુદા જુદા પ્રદેશોની પ્રાદેશિક પ્રણાલિકાઓ અને ભાષાના પ્રાદેશિક રંગવાળું તે તે પ્રદેશનું સાહિત્ય. આ બંને પ્રકારનો વિકાસ અસંગત ન કહેવાય; ઊલટું એકમેકના પૂરક એ બનશે,

## અભ્યાસ રસદાયક

આજની અંગ્રેજી કવિતાનું આખરી મૂલ્યાંકન કરવાનું કામ અઘરું છે. કોઈ એક સુસ્થપિત પ્રણાલિકાને વશ આધુનિક કવિતા–સાહિત્ય વર્તતું હોત તો જુદી વાત હતી પણ આધુનિક કવિઓ તો પોતે ને પોતાના વિવેચકો સિવાય બીજા કોઈ પ્રણાલિકા–નિયમોને સ્વીકારતા નથી. કાળ જ તેનો સાચો પારેખ આ સંજોગોમાં તો બનશે. આમ છતાં આધુનિક અંગ્રેજી કવિતાનો અભ્યાસ ઘણો રસદાયક છે એમ કહી તેની ભલામણ કરવા માટે બે કારણો છે. એક તો એ કે અત્યારના દશબાર કવિઓ અમર કવિઓની હારમાં મૂકી શકાય એવા છે. ટી. એસ. ઇલિયટ. બ્લંડન, ગ્રેવ્ઝ, એડિથ સિટ્વેલ, ઑડેન, ડિલાન થોમસ, એમ્પસન ને મૅકનીસની કવિતામાંથી કેટલી ય એવી પંક્તિઓ નીકળી શકે, જેને અંગ્રેજી કવિતાની મોટી સિદ્ધિ જેવી કવિતની સાથે ખુશીથી મુકાબલામાં ઉતારી શકાય. રમણીય ચિત્રો અને ખૂબ વ્યક્તિવિશિષ્ટ સંગીત પણ આ કવિઓમાં મળે છે. બીજા કારણમાં ગણાવાય આ માનસિક સંચલનને, કવિત્વશક્તિની આ સ્ફુરણાને. આધુનિક અંગ્રેજી કવિતા મહાન હોય કે નહિ, પણ એના કવિઓ ભૂતકાળની કવિસંવેદનાના અને મહાન પ્રણાલિકાના અમુક અર્થમાં પ્રતિનિધિઓ છે. તેઓ માત્ર ભૂતકાળનું અનુકરણ કરતી કવિતા નહિ પણ 'આધુનિક' કવિતા લખે છે. સ્પેન્ડર લખે છેઃ

'Modern English poetry is alive. It may be struggling through darkness towords the light. It may be that future generations will reject nine-tenths of it. But that does not prevent its being of the greatest

interest to us, because it provides us with the invaluable experience of the poetic sensibility of all times–past and future adaptine itselfto our conditions, our suffering, our struggle. And if the future is not interested in our poets, it will not be interested in us either. But we are inevitably, and rightly, interested in ourselves'*

* 'Poetry Since 1939' (Stephen Spender)નો સારસંક્ષેપ.

પ્રા. કુંજવિહારી ચુનીલાલ મહેતા

પર્લ બક–કૃત
નવલિકા

# ઘરડી મા

વૃદ્ધ માતા પોતાનો પુત્ર, પુત્રવધૂ અને તેમનાં બે બાળકો સાથે જમવા બેઠી હતી. એક પછી એક વાનીઓ પીરસાતી જતી હતી. પણ ડોશી હાથ જોડીને શાન્તિથી બેસી રહી. આમ છતાં પીરસાતી વાનીઓ તરફ એ ઘણી આતુરતાથી જોયા કરતી. એને એક વસ્તુ ખૂબ ભાવતી હતી. પણ એ વાની બનાવવા એ કદી કહેતી નહીં. આજે એ બનાવવામાં આવી હતી પણ એને માટે નહીં. એનો પુત્ર અને પુત્રવધૂ "એવું તો ગામડિયાઓ ખાય." એમ એને વારંવાર કહેતાં.

પીરસાતી વસ્તુઓ જોઈ એને મોઢામાં પાણી છૂટયું કારણ એ ઘણી ભૂખી હતી. કદાચ એણે પોતાની ચમચાથી પોતાની થાળીમાં બધું એકઠું કરી ખાવા માડયું હોત પણ આમ નહીં કરવાનું એને ઘણી વાર કહેવામાં આવ્યું હતું. છેલ્લાં ચાર વર્ષથી પોતાના પુત્ર અને પુત્રવધૂ સાથે રહી એ ઘણી નવી રીતભાત શીખી હતી. અને એને લીધે જ બધું વ્યવસ્થિત

ગોઠવાઈ જાય ત્યાં સુધી એ રાહ જોઈ બેસી રહી. છેવટે એની પુત્રવધૂએ કહ્યું, "મા તમારે જે જોઈએ તે લો."

દરેક વસ્તુ લેવા માટે જુદી જુદી ચમચીઓ હતી અને એ વાનીઓ ડોશી પાસેથી એવી રીતે પસાર કરતી કે એમાં ઉચ્છિષ્ટ ચમચીને બદલે નવી ચમચીથી વસ્તુઓ લેવાનું ડોશીને સૂચન હતું. આ બધું શીમનાં હૃદાને ઘણો વખત લાગ્યો હતો. એક ખેડૂતની પુત્રી તરીકે અને બીજા એક ખેડૂતની પત્ની તરીકે પોતાની ઉચ્છિષ્ટ ચમચીઓથી વાનીઓ પોતાના ભાણામાં લેવામાં એને પહેલાં કંઈ પણ અજુગતું લાગતું નહોતું. એના જમાનામાં બીજાઓને પણ એવું લાગતું નહોતું. પરન્તુ એણે પહેલી જ વાર પોતાના પુત્રને આનો વિરોધ કરતાં જોયો. હમણાં જ બંને પરદેશથી પાછાં ફર્યાં હતાં. અને એક દિવસ જ્યારે પોતે ચમચીથી ચાટીને સાફ કર્યા પછી બીજી વસ્તુમાં બોળવા જતી હતી ત્યારે બંને એકાએક બૂમ પાડી ઊઠયાં. પ્રથમ તો એને થયું કે વાસણમાં વાળ કે એવું કંઈ પડયું હશે. તપેલી પર ચમચી લટકતી રાખી એણે પૂછયું, "શું છે ? શું છે ?" પણ એટલામાં તો એનો પુત્ર બૂમ પાડી ઊઠયો, "તમારે જુદી ચમચીઓ બોળવી જોઈતી હતી. તમારા મોઢામાં ઘાલેલી ચમચી તમારે બોળવી ન જોઈએ."

આ સાંભળીને ડોશીને ઘણો ગુસ્સો ચઢયો અને એકદમ મોટા અવાજથી એણે પૂછયું: "તમે એમ ધારો છો કે મને કંઈક રોગ થયો છે કેમ ! મારાથી તમે ડરો છો ?"

બંનેએ જ્યારે એને સમજાવવા પ્રયત્ન કર્યો કે કેટલીક વાર ન દેખી શકાય એવાં જન્તુઓ એક માણસમાંથી બીજામાં જઈ રોગ ઉત્પન્ન કરે છે, ત્યારે તેણે એ વાત માનવા ના પાડી. "આવાં જંતુઓ મારામાં છે એમ હું માનતી નથી. મેં જંતુઓ જોયાં જ નથી."

"પણ જંતુ ન દેખાય એવાં નાનાં જ હોય છે."

ત્યારે પોતાની જાણે છત થતી હોય એમ એણે જવાબ આપ્યો: "ત્યારે તમે કેમ જાણી શકો કે મારામાં જંતુઓ છે ?"

આ જવાબથી એણે પોતાની જીત માની પણ તરત એના પુત્રે એને કહી દીધું કે "આ વાતની ચર્ચા કરવાનો કશો અર્થ નથી પરન્તુ આવી ગંદી રીતભાત હું મારા ઘરમાં નભાવી શકીશ નહીં, મને એ ગમતી નથી."

આ સાંભળી એને ઘણું ખોટું લાગ્યું. આખો દિવસ તેણે કંઈ ખાધું નહીં. આમ કરવામાં એને ઘણું ખમવું પડ્યું. કારણ આખી જિન્દગીમાં એને સારા પ્રમાણમાં ભૂખ લાગતી. અને વૃદ્ધાવસ્થામાં તો ખોરાક જ એનો મુખ્ય આનંદ હતો

ગમે તેમ ડોશીને આ વાત સ્વીકારવી પડી પણ હવે તો એની પુત્રવધૂ પણ એની હાડછેટ કરવા લાગી. એક રાતે સરસ કાંજી બની હતી અને ડોશીને એ કાંજી ભાવતી પણ ખૂબ એટલે બધી રીતભાત ભૂલી જઈને ચમચીથી કાંજી ચાટી ફરી એ જ ચમચી એણે કાંજીમાં બોળી. પણ એટલામાં તો એની પુત્રવધૂએ એ કાંજી બારી બહાર ઢોળી નાંખી. આ જોઈ ડોશીએ તોતડતે શબ્દે પૂછ્યું: "પણ કેમ? પણ કેમ?"

"તમારી પીધેલી કાંજી અમારે પીવી નથી સમજ્યાં!" ખૂબ ઠંડકથી પુત્રવધૂએ જવાબ આપ્યો.

ડોશીને ક્રોધ આવ્યો. હજી એ સમયમાં તો એ ગુસ્સે થઈ શકતી અને ગુસ્સામાં ને ગુસ્સામાં એણે કહ્યું: "હું કંઈ તમને ઝેર નથી દેવાની."

"તમે તો દાંત સાફ કરવા બ્રશ પણ નથી વાપરતાં." પહેલા કરતાં પણ વધારે ટાઢાશથી પુત્રવધૂએ જવાબ આપ્યો.

ડોશીનું અભિમાન ઉછળી આવ્યું અને ખૂબ ગૌરવથી એ બોલી: "જિન્દગીભર સવારના અને જમ્યા પછી મને જે રીતે શીખવવામાં આવ્યું હતું એ રીતે મેં મારા દાંત સાફ કર્યા છે. અમારા જમાનામાં એ અપૂરતું છે એમ અમે કદી માનતાં નહિ."

આ સાંભળી એનો પુત્ર તિરસ્કારથી બોલ્યો: "કૃપા કરી એ જમાનાની વાત જ ના કરશો. સુધરેલા દેશો સમક્ષ આપણા દેશને ઉન્નત કરતો ઊભા રહેવું હશે તો એ આખો જમાનો ફેરવી નાંખવો પડશે."

આમાં વૃદ્ધાને જરાય સમજણ પડી નહિ. પહેલાં તો પોતાનો પુત્ર એવું કંઈ બોલતો ત્યારે એ ખૂબ મોટેથી હસતી અને માનતી કે એ નાના બાળકની માફક ક્યાંકથી સાંભળી લાવી સમજ્યા વગર મોટા મોટા શબ્દો બોલે છે. પણ ધીરે ધીરે જ્યારે એણે જોયું કે પોતે હસે છે ત્યારે પોતાનો પુત્ર ખૂબ જ ગંભીર બની જાય છે અને બીજા આવનારાઓ પણ એને ખૂબ માન આપે છે ત્યારે એણે હસવાનું બિલકુલ બંધ કર્યું. ગંભીર ચહેરાઓની વચ્ચે એકલાં હસવું પણ કપરું તો છે જ.

આ બધાં વર્ષોમાં એ ચૂપચાપ ખાવાનું શીખી. આજે પણ એ શાન્તિથી ખાઈ ઉઠી પણ ઓરડો છોડતાં પહેલાં એ બારણાં નજીક સહેજ ઊભી રહી. વાત તો એ હતી કે હજી એ ભૂખી હતી. જિન્દગીનો મોટો ભાગ એણે ખેતરમાં કામ કરવામાં જ ગાળ્યો હતો અને મહેનતને લીધે એને રુચિ પણ સારી રહેતી ત્યાં તો પ્યાલા ને વાડકા પણ મોટા હતા. અહીં તો પોતાનો પુત્ર હમણાં જ સુન્દર પણ નાના વાડકા વસાવી લાવ્યો હતો. એટલે પોતાની ભૂખ પૂરતું ખાતાં એ ડરતી કારણ એક દિવસ એના પુત્રે એની મજાક કરી હતી, "મા તમે તો મજૂર જેટલું ખાવ છો. આખો દિવસ એવું કયું કામ કરો છો કે આટલું બધું તમારે ખાવા જોઈએ છે!"

આમ છતાં પણ એને ખબર હતી કે પોતાના પુત્રે એના ખોરાક માટે કદી વાંધો ઉઠાવ્યો નહોતો. હવે તો એ ઘણું કમાતો હતો. કદાચ પોતે તેમ જ પોતાનો પતિ આખા વરસમાં જેટલું કમાતાં એના કરતાં વધારે એ એક મહિનામાં કમાતો, પણ સાથે સાથે એ એ પણ જાણતી કે પોતાને લીધે પોતાનો પુત્ર શરમાય છે અને જ્યારે કોઈ મહેમાન આવવાના હોય છે ત્યારે કોઈ ને કોઈ બહાનું કાઢી એને જુદા ઓરડામાં જ રાખે છે. પણ એવા એકલા ઓરડામાં એને પેટપૂરતું ખાવાની છૂટ મળતી.

આજે તો એ ભૂખી ઊઠી હતી. ધીરે રહીને એ પાછલે બારણેથી રસોડામાં ગઈ. જે કોઈ નોકર સામે મળતો તેની સામે જોઈ એ હસતી. રસોડામાં જઈને થોડોક ભાત વધેલો હતો એ એક વાસણમાં લીધો નોકરોને માટે જે જુદું કાઢી મૂક્યું હતું તેમાંથી પણ થોડુંક લીધું અને

પછી પોતાના ઓરડા તરફ જવા એ પાછી ફરી હવે એને નોકરો સામે જોવાની હીંમત ચાલી નહીં. પણ સૌથી વધારે ડર તો એ હતો કે કદાચ પોતાનો પુત્ર કે પુત્રવધૂ સામે મળી જાય. નોકરો પોતાનું ખાવાનું ચૂપચાપ આપી દે એટલા ઉદાર તો નહોતા પણ એ સૌને ડોશીની દયા આવતી અને તેથી જ એનું આવું કાર્ય મૂંગે મોઢે નભાવી લેતા. ઓરડામાં આવી ભૂખાળવાની સાફક એણે બધું પૂરું કર્યું. અને કામ કરનારીને અગવડ ન પડે એટલા ખાતર પોતે જાતે જ વાસણ ધોઈ નાંખ્યાં. પછી ઓરડામા રાખેલા ડબ્બાઓમાના એકમાંથી ગઈ કાલનો રાખી મૂકેલો ભાત કાઢી તે પણ ખાઈ ગઈ કોઈક વાર ભૂખ લાગે તો ખાવા માટે આવું વસી એ ડબ્બાઓમાં ભરી રાખતી. પછી માથાના સોયા વડે એ દાત સાફ કરવા બેઠી પછી પેલાં નાનાં બાળકો છે કે નહીં એ જોવા એણે બારણું ઉઘાડ્યું.

પોતાની પુત્રવધૂને એનાં બાળકો ડોશી પાસે આવે એ ગમતું નહીં. એટલે બાળકોને અન્દર બોલાવતા એ ડરતી. એક વખત જ્યારે એણે પુત્રવધૂને આવી રીત બદલ ઠપકો આપ્યો હતો ત્યારે એણે જવાબ આપ્યો હતો, "કોઈ દિવસ તમે તમારા ઓરડાની બારી તો ઉઘાડતાં નથી. તમારા ઓરડામાની હવા પણ કેટલી ગંદી છે. આ કપડાનો ઢગલો તો જુઓ! અને ઉંદર પણ કેટલા બધા છે!"

આ સાંભળી ડોશીએ કહેલું કે, "આ કપડાં તો મારી માંના છે અને તદ્દન સારાં છે. કોઈ પણ માણસ સારી વસ્તુને ફેંકી દેતું નથી. તેમાં એ અનાજ અને કપડાં તો નહીં જ. તું મારા જેટલી ઉમરની થશે ત્યારે તને ખબર પડશે કે ગરીબાઈ એકદમ અને ઓચિંતી જ આવે છે."

આવું સાંભળીને એ હસતી અને કહી પોતાનાં બાળકોને દાદી પાસે જતાં જોતી તો તે તેઓને રોકતી પણ પેલાં બાળકોને કંઈ ને કોઈ બહાને અંદર બોલાવવા એ ડોશીને મન રમત થઈ પડી હતી અને બાળકો પણ એટલાં મજાનાં હતાં કે તેમને ગલીપચી કરી હસાવવાનું ડોશીને ખૂબ મન થતું.

આ બાળકો જન્મ્યાં ત્યારે એને ખૂબ આનંદ થયો હતો. આખી જિંદગી એને બાળકો ગમ્યાં હતાં. પોતે એક ગરીબ ખેડૂતને પરણી હતી છતાં જેટલાં બાળકોને પોતે જન્મ આપ્યો હતો એ સૌને એણે સત્કાર્યાં હતાં. આમ તો એને સાત બાળક થયાં હતાં પણ એ સૌમાં ત્રણ જ મોટાં થયાં હતાં અને એ ત્રણમાં પણ હવે આ જ એક રહ્યો હતો. મોટો પુત્ર આઠ વર્ષ પહેલાં ભરયુવાનીમાં કોલેરાથી મૃત્યુ પામ્યો હતો. પુત્રીને પરણાવ્યા પછી જોઈ નથી. અને જમાઈની સ્થિતિ ગરીબ હોવાથી કાશીને તે સત્કારે એવો સંભવ પણ નહોતો.

હવે માત્ર આ પુત્ર જ આધાર તરીકે રહ્યો હતો. એ નાનો હતો ત્યારે પોતે તેમ જ પોતાનો પતિ એને ખૂબ ચાલાક ગણતા. પહેલેથી જ પતિ પત્નીએ એને ખૂબ ભણાવવાનું નક્કી કરી રાખ્યું હતું. જ્યારે એ દશ વર્ષનો થયો ત્યારે નજીકના શહેરમાં આવેલી એક પરદેશીઓની શાળામાં પોતાનો પતિ એને મૂકી આવ્યો. ત્યાં એ દશ વર્ષ સુધી રહ્યો. ત્યાં ભણવાનું સારું હતું પણ આડોશીપાડોશી કહેતાં કે ત્યાં પરદેશીઓનો ધર્મ અને પરદેશીઓની ભાષા ભણવી પડે છે. પણ પતિપત્નીને એનો વાંધો નહોતો. શરૂઆતમાં તો એ નવા વર્ષના અને ઉનાળાની રજાઓમાં ઘેર આવતો પણ પછી તો એણે આવવાનું તદ્દન બંધ કર્યું હતું. એ ખૂબ ભણતો હતો. એને પોતાના ગામનાં માટીના ઘરોમાં ફાવતું નહીં. વળી પરદેશીઓએ એને પરદેશ જઈ વધુ ભણવા ચઢાવ્યો. અને થોડાક પૈસા આપવાની પણ લાલચ આપી.

આજે પણ એને યાદ છે કે જ્યારે એક દિવસ પોતાના પતિ સાથે ક્યારામાં એ ભાત રોપતી હતી ત્યારે એકાએક પુત્ર આવી એને કહેવા લાગ્યો, "મા, હું આગળ ભણવા પરદેશ જાઉં છું, પરદેશીઓ મને થોડાક પૈસા તો આપશે પણ એ પૂરતા નહીં થાય. તમે મને થોડુંક આપી શકશો ખરાં? તમારી વૃદ્ધાવસ્થામાં તમને જરા પણ તકલીફ નહીં પડે એ રીતે માવજત કરીશ."

આ સાંભળી પહેલાં તો એને ઘણું વિચિત્ર લાગ્યું પણ પછી પોતાના પતિએ લોકોની સલાહ પૂછી અને એમાંથી કેટલાકોએ એને કહ્યું પણ

આટલું કહેતાં તો એ મોટેથી હસી પડી. જાણે કે પોતાના પુત્રમાં એને પ્રબળ શ્રદ્ધા ન હોય!

આજે હવે એને એ વાતનો પસ્તાવો થવા લાગ્યો. હવે પોતે પુત્રના ઘરમાં હતી. દરેક જણ એ ઘરનાં વખાણ કરતું. એ ઘરને માળ-ઝરૂખા હતા પણ પોતાને તો નીચેનો ઓરડો જ જુદો કાઢી આપવામાં આવ્યો હતો, "માળ ઉપર તમારાથી ચઢાશે નહીં." એવું બહાનું વારંવાર એને બતાવવામાં આવતું જ્યારે પોતાથી કંટાળતા ત્યારે ઉપર ચઢી જઈ એને એકલી મૂકતા. આ બધું ન સમજી શકે એવી એ મૂર્ખ નહોતી.

પણ એટલામાં તો પેલાં બાળકો બારણાં આગળ આવી રમવા બેઠાં. બંને છોકરીઓ હતી. બીજીના જન્મ વખતે સ્વાભાવિક રીતે જ ડોશીએ કહ્યું કે "આ તો છોકરો જ હશે" ત્યારે પોતાનો પુત્ર તરત ગુસ્સે થઈ બોલી ઊઠ્યો: "અમને એવો ભેદ છે જ નહીં. આ જમાનામાં છોકરો અને છોકરી વચ્ચે તફાવત નથી. બંને સરખાં જ છે."

આ સાંભળી ડોશીને ખૂબ હસવું આવ્યું, "બધાને પુત્રીઓ જ જન્મે તો ભવિષ્યની પ્રજાનું શું? મૂર્ખાઓ નહીં તો" એને વિચાર આવ્યો.

ડોશીને નાની છોકરી ખૂબ ગમતી, એને હાથમાં પકડી લાવવાનું મન થયું પણ જરાક વિચારીને એણે ડબ્બામાંથી દસેક દિવસનો વાસી લાડવો કાઢ્યો ઉપરની ફુગ સાફ કરી હાથમાં ધરી છોકરીને બોલાવવા લાગી. હમણાં જ ચાલતાં શીખેલી છોકરીને ચાલતી જોવામાં ડોશીને ઘણો રસ પડ્યો અને એને ઊંચકી લાવી બારણાં બંધ કરી રમાડવા લાગી. પરંતુ બાળકોનાં માબાપે તો ડોશી પ્રત્યે તિરસ્કાર કરવાનું જ બાળકોને શીખવેલું એટલે એકલું રહી ગયેલું છોકરું જઈને પોતાની માને આ વાત કહી આવ્યું.

તરત જ ડોશીની પુત્રવધૂએ દોડતી આવીને છોકરીને ડોશીના હાથમાંથી ખેંચી લઈ કહ્યું, "મા, હવે એને બહાર જવાનો વખત થયો છે. જવા દો." પણ છોકરીને કંઈક ચાવતી જોઈ પૂછ્યું, "તમે એને શું

આપ્યું છે?" ડોશી જરાક ગભરાઈ તો ખરી પણ તરત જ દ્દઢતાથી કહ્યું, "સહેજ લાડવાની કરચ. એટલું કંઈ નડે નહીં." વહુ ગુસ્સામાં ને ગુસ્સામાં છોકરીને લઈ ચાલી ગઈ. ડોશી મ્હોં લૂછી મોટા બાળકને અન્દર તેડવા ગઈ પણ એ તો હાથ છોડાવીને તરત જ ભાગી ગયું. "તને પણ આવું જ શીખવ્યું છે, ખરું?" બોલતી વળી પાછી એ આવી. છેલ્લા ચાર વર્ષમાં એ એટલી ઢીલી થઈ ગઈ હતી કે પોતે ગુનેગાર જ એમ એને લાગ્યા કરતું.

પણ રાતના એકાએક નાની છોકરી માંદી પડી. આખી રાત એનાં માબાપ એની સારવારમાં રોકાયાં. ડોશી પણ પોતાની ઓરડીમાં બેસી રહી. સવારના જ્યારે એણે નોકરને પૂછ્યું અને "હવે ઠીક છે" એમ સાંભળ્યું ત્યારે જ એને શાન્તિ વળી.

જમતી વખતે એણે પોતાના પુત્રને સહજ જ કહ્યું, "આવી માંદગીથી ગભરાવું નહીં. બાળક છે, માંદાં પણ પડે તું નાનો હતો ત્યારે—"

પણ પુત્રે એને વચ્ચેથી બોલતી અટકાવી દીધી. ડોશીએ જોયું કે પોતાનો પુત્ર કંઈક કહેવા માંગે છે અને ખૂબ ગુસ્સે થયો છે. એને ભૂતકાળ યાદ આવ્યો. એ જ જ્યારે નાનો હતો ત્યારે રડતો રડતો આવી પોતાની છાતીમાં માથું છૂપાવી દેતો. સૌથી નાનો હોવાથી વધરે પ્રિય હતો. આજે એ અભિમાની બની ગયો. સાથે સાથે દયાહીન પણ બન્યો છે. અત્યારે એને જોઈ એ ડરથી ધ્રૂજી ઊઠી. એને એમ પણ થયું કે વહુ હાજર હોય તો સારું. કારણ ઘણી વાર એ પોતાના પતિને ડોશીને કડવાં વચનો કહેતાં રોકતી. અત્યારે તો એ બે એકલાં જ હતાં ક્ષણભર તો ડોશીને એમ પણ લાગ્યું કે એ એને "મારી તો નહીં નાંખે?" થોડી વાર રહી પેલાએ બોલવાનું શરૂ કર્યું, "મા હું તમને અન્યાય કરવા નથી માંગતો. હું મારી ફરજ સમજું. તમારું સ્થાન મારા ઘરમાં છે પણ તમારે જો મારા ઘરમાં રહેવું હોય તો હું કહું તેમ કરવું પડશે. મારાં બાળકોને તમે બગાડો છો. એની કાળજી મને છે તમારે તે રાખવાની જરૂર નથી. તમને કેટલી વાર ના કહી છતાં ગઈ કાલે તમે છોકરીને લાડવો ખવડાવ્યો અને તે માંદી થઈ ગઈ."

"ખાવાની તો સહેજ કરચ જ મેં આપી હતી" ડોશીએ કહ્યું. "પણ મેં તમને કંઈ જ ખવડાવવાની ના નહોતી કહી?"

ડોશી હવે વધારે સહન કરી શકી નહીં એ રડી પડી અને રડતાં રડતાં એણે કહ્યું, 'હું અહીંથી જતી રહીશ. મને હવે અહીંથી જવા દે. મારે આ ઘરમાં નથી રહેવું."

છોકરાએ ડોશી ધીરી પડે ત્યાં સુધી થોભીને કહ્યું, 'મા, તમે જરાક વિચાર કરો! તમે કેવી રીતે જઈ શકો? અને જશો પણ ક્યાં?"

"હું મારી દીકરીને ત્યાં જઈશ. એ લોકો ગરીબ છે ખરાં પણ હું હજી કામ કરી શકું એમ છું અને ત્યાં જઈ હું કામ કરીશ. હું એમને ભારે નહીં પડું."

"તમે એમ માનો છો એ લોકો તમને રાખશે? ગયે વર્ષે જ જ્યારે મારી પત્નીને લાગ્યું કે તમારી સાથે રહેવાય એમ નથી ત્યારે મેં પોતે થઈને એ લોકોને પત્ર લખી પુછાવ્યું હતું. પૈસા પણ આપવાનું લખ્યું હતું. તમને ખબર છે એ લોકોએ શું જવાબ આપેલો તે? ચોખ્ખી ના પાડી, ના."

આ સાંભળી ડોશી શાન્ત થઈ ગઈ, જ્યારે એનું અપમાન થતું ત્યારે એ એકલી એકલી બબડતી કે "દીકરીને ત્યાં જતી રહીશ." પણ હવે એ એમ કહી શકે એમ નહોતી. એણે માથું ઢાળી દીધું અને એમ ને એમ એણે પુત્રને બે બોલ સાંભળ્યા: "તમે જાણો છો મારી પત્ની ભણેલી છે. તમે અભણ છો. અમારે અમારાં બાળકો નવી ઢબે ઉછેરવાનાં છે. મારું ઘર તમારા જૂના ઘર જેવું નહીં થઈ શકે. અમે ઘરમાં તમારી માફક થૂંકતાં નથી. અને અમારાં બાળકો તમારાં બાળકોની માફક ગમે તે ખાઈ શકે નહીં."

પણ આ સાંભળતા તો ડોશીનો ગુસ્સો એકદમ ઉછળ્યો અને તે બરાડી ઊઠી, "તું કોનો છોકરો છે? તું પોતે મારું જ બાળક છે ને?"

"હું તમારી માફક મારાં બાળકો ગુમાવવા નથી માંગતો" ખૂબ ટાઢાશથી એણે જવાબ આપ્યો.

"તું-તું મારા પર મારાં બાળકોના ખૂનનો આરોપ મૂકે છે!" હજી ડોશીનો ગુસ્સો શાંત થયો નહોતો.

"હું તો તમારાં અજ્ઞાન અને બેદરકારીની વાત કરું છું." આટલું કહી એ ડોશીને એકલી મૂકી બહાર જવા ઊભો થયો. ડોશીએ ધ્રુજતે અવાજે કહ્યું, "કંઇ નહીં તો હું મરી તો શકીશ. ગમે તેમ હું આપઘાત કરીને મારો જીવ કાઢીશ."

આ સાંભળી એ એકદમ પાછો ફરી ગયો. ડોળા કાઢીને એણે પૂછ્યું, "આ તમે મને કહો છો, એમ? ફલાણાની મા એના ઘરમાં આપઘાત કરી મરી ગઇ એમ કહેવડાવી મને બદનામ કરવા માંગો છો!"

તરત એણે ઘંટડી વગાડી અને એક નોકર અન્દર આવ્યો. "જા એક કામ કરનારીને બોલાવી લાવ, મારી માને ગાંડપણનાં ચિહ્નો દેખાય છે. કોઈ સંભાળ રાખનારની જરૂર છે."

નોકરે મા-દીકરાના આવા ઘણા ઝઘડા જોયા હતા છતાં આજે એને નવાઈ લાગી. ડોશી તો બોલ્યે જ જતી હતી, "એ મને મરવા પણ નથી દેતો. ઓ ભગવાન! એ મને શાન્તિથી મરવા પણ નહીં દે!"

લથડતે પગલે એ પોતાના ઓરડા તરફ ચાલી. નોકર એને આશ્વાસન આપતો હતો: "તમને તમારા દીકરાની કદર જ ક્યાં છે? તમને એ ઘરમાં રાખે છે, ખવડાવે છે; કપડાં આપે છે. આવો ગુણી દીકરો તો ઘણાં પુન્ય કર્યાં હોય તો જ મળે. બધાં એનાં વખાણ કરે છે. ફક્ત તમને જ એની કદર નથી."

**હિંદીમાત્ર વામનઃ** એ [૧૯૩૯ની શરૂ થતા] દસકામાં હિંદવાસીનું નૈતિક કદ બહુ વામણું બનતું ચાલ્યું છે; પછી એ હિંદવાસી વડો પ્રધાન હોય કે છોટો પ્રધાન હોય, કોટ્યધીશ હોય કે ભિખારી હોય!—રમણલાલ વ. દેસાઈ: ('ઝંઝાવાત' ખં. ૧ની પ્રસ્તાવના.)

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા

# અણુઓગદ્દારમાં

## નવ—રસ—નિરૂપણ

[ અનુસન્ધાન, માર્ચ ૧૯૪૮ના અંકના પૃ. ૧૦૦ થી ]

પાઈય ભાષામાં નવ રસોનો નિર્દેશ કરનાર તરીકે જેમ અણુઓગદ્દાર અગ્રસ્થાન ભોગવે છે[૧૯] તેમ એ પ્રત્યેક રસના લક્ષણ અને એકેક ઉદાહરણને પાઇયમાં રજૂ કરનાર તરીકે પણ એ એ જ સ્થાન શોભાવે છે વળી એક રીતે વિચારતાં કાવ્ય-રસોનો ઉલ્લેખ કરનાર તરીકે તો પાઇય તેમ જ જૈન સાહિત્યમાં પણ એનું સ્થાન પહેલું છે આ પ્રમાણે મહત્ત્વ ધરાવનાર અણુઓગદ્દાર 'વીર' રસનું લક્ષણ નીચે મુજબ દર્શાવે છે:–

"तत्थ परिच्चायंमि अ [दाण]तवचरणे सत्तुजणविणासे अ ।
मणणुसयधितिपरक्कमलिंगो 'वीरो' रसो होइ ॥६४॥"

અર્થાત્ નવ રસોમાં દાન વિષે અનનુશય, તપ કરવામાં ધીરજ અને શત્રુઓનો વિનાશ કરવામાં પરાક્રમ એ ત્રણ ચિહ્નોથી યુક્ત 'વીર' રસ હોય છે. અહીં અનનુશયથી ગર્વનો અથવા પશ્ચાત્તાપનો અભાવ સમજવાનો છે. દાન દીધા બાદ મેં કેવું દાન દીધું એવું એ અભિમાન કરતો નથી તેમ જ એ બાબત શોક પણ કરતો નથી. વળી તપ કરી આર્ત ધ્યાન કરતો નથી તેમ જ શત્રુનો નાશ પણ કરતી વેળા ગભરાટ સેવતો નથી. આ પ્રમાણેની જે મનોવૃત્તિ સેવવી એ 'વીર' રસની ભૂમિકા છે.

---

૧૯ નાટ્યસૂત્ર અતિપ્રાચીન સમયમાં હશે અને એમાં રસની ચર્ચા હશે એમ, માનવાને સબળ કારણ છે.

'વીર' રસનું ઉદાહરણ—

"सो नाम महावीरो जो रज्जं पयहिऊण पव्वइओ।
कामकोहमहासत्तुपक्खनिग्घायणं कुणइ ॥६५॥"

અર્થાત્ એઓ ખરેખર મહાવીર છે કે જેમણે રાજ્યનો ત્યાગ કરી દીક્ષા લીધી અને જેમણે કામ અને ક્રોધરૂપ મહાશત્રુના પક્ષનો વિનાશ કર્યો. આ સંબંધમાં 'મલધારી' હેમચન્દ્ર કહે છે કે ઉત્તમ પુરુષને જીતવા લાયક શત્રુ તો કામ, ક્રોધ વગેરે ભાવશત્રુઓ છે અને પ્રસ્તુત શાસ્ત્ર મોક્ષના અધિકારવાળું હોવાથી એમાં ઇતર જનોને સાધ્ય અને સંસારના કારણરૂપ દ્રવ્ય-શત્રુઓનો નિગ્રહ અપ્રસ્તુત છે.

'શૃંગાર' રસનું લક્ષણ—

"संगारो नाम रसो रतिसंजोगाभिलाससंजणणो।
मंडणविलासविब्बोअहासलीलारमणलिंगो ॥६६॥

અર્થાત્ રતિ(ના કારણરૂપ લલના વગેરે)ની સાથે સંયોગ કરવાની ઇચ્છાથી ઉત્પન્ન થયેલો અને (કંકણ, કટક વગેરે) આભૂષણ, (નેત્રાદિનો) વિભ્રમ, બિબ્બોક, હાસ્ય અને રમણીય ચેષ્ટા અને ક્રીડા એ ચિહ્નોવાળો 'શૃંગાર' રસ છે. બન્ને વૃત્તિમાં बिब्बोक એ 'દેશીપદ' છે એવો ઉલ્લેખ છે અને એમાં એનો અર્થ 'अङ्गजविकार' એમ અપાયેલો છે. આ શબ્દ જૈન આગમો પૈકી નાયાધમ્મકહા (૧, ૮; પત્ર ૧૪૨ આ)માં, પણ્હાવાગરણ (૨, ૪, પત્ર ૧૩૧ અ)માં અને ભત્તપરિણ્ણા (ગાથા ૧૦૮)માં વપરાયેલો છે. પાઇયસદ્દમહણ્ણવમાં એના (૧) સ્ત્રીની એક જાતની શૃંગાર-ચેષ્ટા, (૨) ઇષ્ટ અર્થ મળતાં ગર્વ ઉત્પન્ન થઇ કરાતી અનાદરરૂપ ક્રિયા અને (૩) ઓશીકું એમ ત્રણ અર્થ સૂચવાયા છે. છેલ્લો અર્થ અપ્રસ્તુત છે. વિ. સં. ૧૧૨૪માં 'પંચાસગ' ઉપર વૃત્તિ રચનારા અભયદેવસૂરિએ નાયાધમ્મકહાની વૃત્તિ (પત્ર ૧૪૪અ)માં બિબ્બોકનું લક્ષણ નીચે મુજબ આપ્યું છે:—

"इष्टानामर्थानां प्राप्तावभिमानगर्वसंभूतः।
स्त्रीणामनादरकृतो 'बिब्बोको' नाम विज्ञेयः॥"

આ સૂરિએ 'વિલાસ'ના નીચે મુજબ બે લક્ષણો રજૂ કર્યાં છે અને એ બેમાં મતાંતર છે એમ કહ્યું છે:-

(૧) "हावो मुखविकारः स्याद् भावश्चित्तसमुद्भवः।
विलासो नेत्रजो ज्ञेयो विभ्रमो भ्रूसमुद्भवः॥"

(૨) स्थानासनगमनानां हस्तभ्रूनेत्रकर्मणां चैव।
उत्पद्यते विशेषो यः श्लिष्टोऽसौ 'विलासः' स्यात्॥"

આનો અર્થ એ છે કે મુખનો વિકાર તે 'હાવ' છે; 'ભાવ' ચિત્તમાંથી જન્મે છે, 'વિલાસ' નેત્રમાંથી અને 'વિભ્રમ' ભવાંમાંથી જન્મે છે. મતાંતર પ્રમાણે સ્થાન, આસન અને ગમનમાં તેમ જ હાથ, ભવાં અને નેત્રની ક્રિયામાં જે વિશેષતા ઉત્પન્ન થાય છે તે શ્લિષ્ટતાથી યુક્ત 'વિલાસ' છે.

શૃંગાર રસનું ઉદાહરણ-

"महुरविलाससललिअं हिअउम्मादणकरं जुवाणाणं।
सामा सद्दुद्दामं दाहती मेहलादामं॥६७॥"

અર્થાત્ (મણિની ખણુખણુ અવાજ કરતી ઘૂઘરીઓના નાદ વડે) મધુર વિલાસો વડે મનોહર તથા અવાજ વડે ઉદ્દામ તેમજ યુવકોના હૃદયને ઉન્માદ (પ્રબળ કામ) ઉત્પન્ન કરનાર એવા કટિસૂત્રને (કંદોરાને) શ્યામા પ્રગટ કરે છે.

અદ્‌ભુત રસનું લક્ષણ—

"विम्हयकरो अपुव्वो अणुभूअपुव्वो जो रसो होइ।
हरिसविसाउप्पत्तीलक्खणो 'अब्भुओ' नाम॥६८॥"

અર્થાત્ જે રસ અજાયબી ઉત્પન્ન કરે છે, જે અપૂર્વ છે કે પૂર્વે અનુભવાયેલો છે અને જે (શુભ એવી અદ્‌ભુત ચીજ નજરે પડતાં) હર્ષ અને અશુભ એવી અદ્‌ભુત ચીજ દેખાતાં શોક ઉત્પન્ન કરવારૂપ લક્ષણવાળો છે તે 'અદ્‌ભુત' રસ છે.

અદ્‌ભુત રસનું ઉદાહરણ—

"अब्भुअतरमिह एत्तो अण्णं किं अत्थि जीवलोगंमि।
जं जिणवयणे अत्था तिकालजुत्ता मुणिज्जंति॥६९॥"

અર્થાત્ આ જીવલોકમાં તીર્થંકરના વચન કરતાં બીજું શું વધારે અદ્ભુત છે કે જે તીર્થંકરના વચન દ્વારા ત્રણે કાળના (સૂક્ષ્મ, તિરોહિત, અતીન્દ્રિય અને અમૂર્ત એવા) પદાર્થોનું જ્ઞાન થાય છે!

રૌદ્ર રસનું લક્ષણ—

"भयजणणरूवसद्दंधयारचिंताकहासमुप्पण्णो ।
संमोहसंभमविसायमरणलिंगो रसो 'रोद्दो' ॥७०॥" .

અર્થાત્ (પિશાચ વગેરેનાં) ભય ઉત્પન્ન કરનારાં રૂપ અને અવાજ તેમ જ (ગુફા અને ઘોર વન વગેરેના) અંધકારનાં ચિત્ર તેમ જ કથન (અને દર્શન) દ્વારા ઉત્પન્ન થયેલો અને (શું કરવું એ .જાણતનું) સંપૂર્ણ અજ્ઞાન, વ્યાકુળતા, ખેદ અને (ગજસુકુમાલને હણનાર ભયભીત સોમિલ બ્રાહ્મણની જેમ) મરણ એ ચાર ચિહ્નવાળો 'રૌદ્ર' રસ છે.

આ લક્ષણના સંબંધમાં 'મલધારી' હેમચન્દ્રસૂરિ કહે છે કે કોઈ અહીં એમ પ્રશ્ન ઉઠાવે કે ભય ઉત્પન્ન કરનાર રૂપ વગેરેથી ઉત્પન્ન થયેલો અને સંમોહ વગેરે લિંગવાળો રસ તો 'ભયાનક' હોય છે તો પછી અહીં એને 'રૌદ્ર' કેમ કહ્યો તો એ સાચી વાત છે, પણ આ રસ પિશાચ વગેરે રૌદ્ર વસ્તુઓમાંથી ઉત્પન્ન થતો હોવાથી અહીં એની રૌદ્રતા વિવક્ષિત છે એટલે આ લક્ષણ દોષ વિનાનું છે. વળી શત્રુ વગેરે નજરે પડતાં તેમના શિરચ્છેદ વગેરે વિષે પ્રવૃત્ત થયેલા તેમ જ ડુક્કર, હરણ વગેરેનો વધ કરવા પ્રવૃત્ત થયેલા (જનો)નો જે રૌદ્ર અધ્યવસાય છે-પરિણામ છે અને જે ભવાં ચઢાવવાં ઇત્યાદિ લિંગવાળો 'રૌદ્ર' રસ છે તે ઉપલક્ષણથી અહીં જ જાણવો; નહિ તો એને માટે સ્થાન રહે નહિ. એથી કરીને રૌદ્ર પરિણામવાળા પુરુષની ચેષ્ટાનું જ પ્રતિપાદન કરનાર ઉદાહરણ ગ્રંથકાર અર્થાત્ અણુઓગદ્દારના કર્તા રજૂ કરશે અને ભયજાતની ચેષ્ટા રજૂ કરનારું ઉદાહરણ તો પાઠકવર્ગે જાતે વિચારી લેવું.

રૌદ્ર રસનું ઉદાહરણ—

"भिउडीविडंबियमुहो संदट्ठोट्ठ इम रुहिरमाकिण्णो ।
हणसि पसुं असुरणिभो भीमरसिम अइरोद्द! रोद्दो सि ॥७१॥"

અર્થાત્ (કપાળમાં ત્રણ રેખા પડે તેવી રીતે) ભવાં ચડાવવાથી જેનું મુખ વિકૃત બન્યું છે એવો, વળી જેણે ઓઠ કરડ્યા છે એવો, આ તરફ ને પેલી તરફ જેનું લોહી છંટાયું છે એવો, અસુરના જેવો અને ભયંકર અવાજ કરનાર હે અતિશય રૌદ્રાતું પશુને હણે છે. તું રૌદ્ર (પરિણામથી યુક્ત) છે.

વ્રીડનક રસનું લક્ષણ—

"विणओवयारगुज्झगुरुदारमेरावइक्कमुप्पण्णो ।
'वेलणओ' नाम रसो लज्जासंकाकरणलिंगो ॥७२॥"

અર્થાત્ (જેમનો વિનય કરવો જોઈએ એવા જનો પ્રતિ) વિનયનો ઉપચાર કરવામાં વ્યતિક્રમ, ગુહ્ય (વસ્તુના પ્રકાશનરૂપ) વ્યતિક્રમ અને ગુરુની પત્નીની સાથેની મર્યાદાનું ઉલ્લંઘન એ (ત્રણ કારણો)થી ઉત્પન્ન થતો અને લજ્જાના અને શંકાના વિધાનરૂપ ચિહ્નવાળો 'વ્રીડનક' રસ છે.

વ્રીડનક રસનું ઉદાહરણ—

"किं लोइअकरणीओ लज्जीअतर त्ति लज्जयामु त्ति ।
वारिज्जमी गुरुयणो परिवंदइ जं वहुप्पोत्तं ॥७३॥"

અર્થાત્ લૌકિક ક્રિયાથી બીજું શું વધારે શરમાવનારું છે! (એ લૌકિક ક્રિયા તે એ છે કે) લગ્નમાં ગુરુજન વહુના વસ્ત્રને વંદન કરે છે. આથી હું શરમાઉં છું (એમ નવોઢા પોતાની સખીને કહે છે).

આ પદ્યમાં સૂચવાયેલ પ્રસંગ ઉપર ચુણ્ણિ તેમ જ બંને વૃત્તિ પ્રકાશ પાડે છે. હરિભદ્રસૂરિ વૃત્તિ (પત્ર ૭૦)માં એટલું વિશેષ કહે છે કે આ પ્રમાણે વસ્ત્રનું વંદન એ વિદેશનો આચાર છે. અર્થાત એમના દેશનો—ગુજરાતનો નથી. આ સમગ્ર પ્રસંગ મેં ગુજરાતીમાં "વેલણ રસ" એ નામના મારા લેખમાં વર્ણવ્યો છે અને આ લેખ આ **માનસી** (વર્ષ ૬, અંક ૧, પૃ. ૧૯–૨૪)માં છપાયેલો છે એટલે આ સંબંધમાં હું એટલું જ ઉમેરીશ કે હાલકૃત ગાહાસત્તસઈ (શતક ૫, શ્લોક ૫૭)માં આવી હકીકત નજરે પડે છે. ત્યાં 'આણંદવડ'નો ઉલ્લેખ છે. એની ટીકામાં ઉપર્યુક્ત દેશાચાર ઉપરાંત એક બીજાની પણ નોંધ છે. જુઓ નિર્ણયસાગર મુદ્રણાલય તરફથી પ્રકાશિત આવૃત્તિ (પૃ. ૨૩૭).

બીભત્સ રસનું લક્ષણ——

"असुइकुणिमदुद्दंसणसंजोगब्भासगंधनिप्फण्णो ।
निव्वेअऽविहिंसालक्खणो रसो होइ 'बीभच्छो' ॥७४॥"

અર્થાત્ (મૂત્ર વગેરે) અપવિત્ર (વસ્તુ), શબ (તેમ જ એવી બીજી ચીજો)ના દુર્દર્શનના સંયોગના વારંવાર (દર્શનરૂપ) અભ્યાસથી અને એની વાસથી ઉદ્ભવેલો તેમ જ ઉદ્વેગ અને (શરીરની અસારતા વગેરે વિચારી હિંસાદિ પાપથી નિવૃત્ત થયેલની) અહિંસા એ (બે) લક્ષણવાળો 'બીભત્સ' રસ હોય છે.

બીભત્સ રસનું ઉદાહરણ——

"असुइमलभरियनिज्झरसभावदुग्गंधिसव्वकालं पि ।
धण्णाउ सरीरकलिं बहुमलकलुसं विमुंचंति ॥७५॥

અર્થાત્ (શરીરની અસારતા જાણનારા કોઈએ કહ્યું કે) ધન્ય (જનો) અપવિત્ર મળ વડે ભરેલાં (કાન વગેરે) છિદ્રવાળા અને સદાકાળ, સ્વભાવે દુર્ગંધવાળા તેમ જ બહુ મળ વડે કલુષિત એવા શરીરરૂપ કલિને (મૂર્છા-સમયે થોડા વખત માટે અને મુક્તિગમનની વેળાએ હંમેશને માટે) ત્યજી દે છે. અહીં 'મલધારી' હેમચન્દ્રે કલિના (૧) [illegible]માં ખરાબ વખત અને (૨) કલહ (કજીઓ) એમ બે અર્થ સૂચવ્યા છે અને શરીરને સર્વ કલહના મૂળ તરીકે વર્ણવ્યું છે.

હાસ્ય રસનું લક્ષણ—

"रूववयवेसभासाविवरीयविलंबणासमुप्पण्णो ।
'हासो' मणप्पहासो पगासलिंगो रसो होइ ॥७६॥"

અર્થાત્ (હાસ્ય ઉત્પન્ન કરવા માટે [20]પુરુષ વગેરેએ સ્ત્રી વગેરેનું રૂપ ધારણ કરવા રૂપ) રૂપની વિપરીતતા, (તરુણ વગેરેએ વૃદ્ધ

---

૨૦. દિગંબરાચાર્ય વીરસેને શરૂ કરેલ અને એમના શિષ્ય જિનસેને શકસંવત ૭૫૯ (ઇ. સ. ૮૩૭)માં પૂર્ણ કરેલ જયધવલા (પૃ. ૧૪૮)માં સૂચવ્યું છે કે કિરિયાવિસાલ નામના પૂર્વમાં નાટ્ય, ગેય, લક્ષણ, છંદ, અલંકાર અને નપુંસક, સ્ત્રી તથા પુરુષનાં લક્ષણ ઇત્યાદિ વર્ણવાયાં છે.

વગેરેનો ભાર ભરવારૂપ) વયની વિપરીતતા, (રાજપુત્ર વગેરેએ વાણિયા વગેરેના સરખો વેષરૂપે) વેષની વિપરીતતા, અને ([૨૧]ગુજરાત વગેરે દેશમાં મધ્યદેશાદિની ભાષા બોલવા રૂપ) ભાષાની વિપરીતતા (એમ ચાર પ્રકારની વિપરીતતા) વડે જે વિડંબના થાય તેનાથી ઉત્પન્ન થયેલો, મનને આનંદિત કરનારો અને (નેત્ર, મુખ વગેરેના) વિકાસરૂપ લિંગવાળો 'હાસ્ય' રસ હોય છે.

હાસ્ય રસનું ઉદાહરણ—

"पासुत्तमसीमंडिअपडिबुद्धं देवरं पलोअंती ।
ही जह थणभरकंपणपणमिअमज्झा हसइ सामा ॥७३॥"

અર્થાત્ સ્તનના ભારના કંપન વડે જેની કેડ વળી ગયેલી છે એવી શ્યામા સૂતેલા અને પછી મેસ ચોપડાયેલા (મુખવાળા) અને ત્યારબાદ જાગેલા દિયરને જોઈને 'હી' એમ હસે છે. અહીં 'જહા'નો અર્થ યથા (જેમ) કરાય તો અડધી વાત અધૂરી રહે છે અને એ શું છે તેનો ખુલાસો ચુણ્ણિમાં કે એકે વૃત્તિમાં મળતો નથી. ચુણ્ણિમાં 'હી'નો અર્થ હાસ્ય વગેરેમાં કામદેવનું વચન એમ અપાયેલો છે, હરિભદ્રસૂરિ તો આ અર્થ પણ સૂચવતા નથી. 'મલધારી' હેમચન્દ્રે તો 'હી' એ કામદેવના અતિશયનું દ્યોતન કરનારું વચન છે એમ કહ્યું છે. વિશેષમાં તેમણે એ ઉમેર્યું છે કે મેસ ચોપડાયેલા મુખવાળા અને જાગેલા દિયરને જોઈને હસતી એવી સ્ત્રીને જોઈ કોઈએ પાસે રહેલી કોઈને ઉદ્દેશીને કહ્યું કે જુઓ આ શ્યામા કેવી હસે છે.'

[૨૨]હાસ્યરસને પોષનારી ચાર કથાઓ મલયગિરિસૂરિએ કપ્પ ઉપર સંસ્કૃતમાં રચેલા વિવરણ (પીઠિકા)માં આપી છે.

(૧) બહેરું કુટુંબ–પત્ર ૫૩
(૨) અક્ષત ગઢી કે ભેંસ (ગામડિયાની વાત)–પત્ર ૫૩–૫૪
(૩) દુર્વિદગ્ધ વૈયાકરણ (મૂર્ખ ચડે કે પંડિત ?)–પત્ર ૧૧૦
(૪) વૈદ્યરાજ કે યમરાજ–પત્ર ૧૧૧–૧૧૨

---

૨૧. મલધારી હેમચન્દ્રે ગુર્જર એવો પ્રયોગ કર્યો છે જુઓ પત્ર ૧૩૬અ.

૨૨. કવિતા અને સાહિત્ય (વૉલ્યુમ ૪)માં 'હાસ્યમંદિર' એ નામનો રમણભાઈ મ. નીલકંઠનો લેખ છપાયો છે.

આ પૈકી વૈયાકરણવાળી કથા સંસ્કૃતમાં છે, જ્યારે બાકીની ત્રણ જૈન મરહટ્ટીમાં છે. વિશેષમાં આ ચારે કથાનું સૂચન કલ્પની નિજ્જુત્તિ (ભાસ)માં છે. એટલે એ હિસાબે આ ચારે કથા લગભગ પંદરસો વર્ષ જેટલી તો પ્રાચીન ગણાય. [ અપૂર્ણ ]

પ્રા. ગિરિન જે. ઝવેરી

## ટી. એસ. ઈલિયટ
## કવિ અને વિવેચક

[ અનુસન્ધાન, સપ્ટે.-ડિસે. '૪૮ના અંકથી ]

સૂરત, તા. ૨-૧૨-૪૮.

પ્રિય લીલી,

તારો પત્ર મળ્યો. ઇલિયટ વાંચવામાં સમય બગડ્યો એ તારું કહેવું સ્વીકારવા હું તૈયાર નથી. એની કવિતાઓ અઘરી છે એ તો મેં તને કહ્યું જ હતું. આપણી વર્ડ્ઝવર્થના જમાનાએ ઘડેલી રસવૃત્તિ (યાદ છે ને એનું પેલું વાક્ય ?–'Poets do not write for Poets alone but for men.') કાવ્યનો અંતિમ ઉદ્દેશ હૃદયંગમ માર્દવથી જીવનની ચિર-સંચિત ચિર-લાલિત ભાવનાઓનું સુરેખ પ્રતિબિંબ પાડવાનો છે એવું માની બેઠી છે. વિચારોની એકસૂત્રતા, અંગ-પ્રત્યંગનાં સાધક-બાધક પ્રમાણ, વ્યાકરણના અફર નિયમો, ઇત્યાદિ કાટલાંથી કાવ્યને તોળવાની આપણને ટેવ પડી છે. બ્રાઉનિંગ જેવાની થોડી ઘણી કઠિનતા આપણે નિભાવી લઈએ—મન મારું કરીને, પણ જેને સમજવામાં જ કષ્ટ પડે તે કવિતા શાની ?

કાવ્યાસ્વાદમાં કાવ્યના 'ગોરત્વ' કે 'નારિયેળત્વ'નો કેટલો ને કેવો ફાળો હોઈ શકે એ ચર્ચા અત્યારે નથી કરવી. અતિશય દુર્બોધતાનો હાલના અંગ્રેજી કાવ્યસાહિત્ય પર થતો આક્ષેપ સાવ અસ્થાને છે એમ હું નથી કહેતો. સામાન્ય પ્રજા ને કવિ વચ્ચેનો સંબંધ એક વિવેચકે સરસ રીતે વર્ણવ્યો છે. અત્યારનો કવિ દૂરના એક ખડક પર ઊભો રહી કંઈ ચાળા કરતો, મોં ફાડી કંઈ બોલતો બરાડતો હોય એમ લાગે છે. એ કંઈ ખૂબ ગંભીર વચનો કહી રહ્યો છે એમ તો લાગે છે, પણ એ શું કહે છે તે સંભળાતું નથી. આટલે અંતરેથી એનો અવાજ ઘોંઘાટ જેવો લગે છે ને એના ચાળા તદ્દન હાસ્યાસ્પદ પરંતુ જે કવિઓ પોતાની એકાન્તિક સ્વપ્નસૃષ્ટિમાં જ વસતા નથી કે અત્યારના. કેટલાક કવિઓની જેમ જે તર્કક્રમને બદલ ભાવક્રમથી (Emotional sequence) દોરાતી ક્લિષ્ટ ભાષા વાપરતા નથી, તેમનામાં પણ વાચકને મુશ્કેલીઓ નથી દેખાતી એવું થોડું જ છે? પહેલા વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) પછી કવિઓ પોતાની આજુબાજુ બનતા બનાવોના મર્યાદિત વર્તુલમાંથી, બહાર આવી દુનિયા સમસ્તના વિવિધ પ્રશ્નોને કાવ્યવિષયમાં આવકારવા લાગ્યા. એથી ય એક ડગલું ચાલતાં કવિને બહારની ચક્ષુગમ્ય દુનિયા કરતાં અનેકગણી રહસ્યમયી દુનિયા માનવીના મનની લાગી. ઊંડે વિસરાયેલાં સ્મરણો ને દબાયેલી (મુખ્યત્વે 'જિન્સી') વૃત્તિઓની વિચાર-પ્રવાહ પર કેવી ચમત્કારી અસર છે એ બતાવી સાહિત્યકારોને માનસશાસ્ત્રે ઘણી આકર્ષ્યા. વ્યક્તિના માનસથી આગળ વધી સમષ્ટિના માનસનો, માનવવંશશાસ્ત્રનો અભ્યાસ વધવા લાગ્યો. ફ્રેન્ચ પ્રતીકવાદીઓનો (symbolists) પરિચય તો ગૉસ અને સીમોન્સે અંગ્રેજી પ્રજાને ક્યારનોય કરાવ્યો હતો. પણ એ વિક્ટોરિયન વિવેચકો પ્રતીકવાદીઓના કથનના હાર્દને જોતાં-મૂંઝવતા હતા; હવે, શું કહ્યું ને બદલે શી રીતે કહ્યું એ તરફ ધ્યાન દોરાવા લાગ્યું છે. પરિણામે પ્રતીક-કાવ્યોમાં શબ્દોનું મહત્ત્વ ગૌણ થયું. પદવિન્યાસ અને શાબ્દિક અર્થનાં અગત્યને રજા મળી. તરાના આલાપતાં સંગીતકારની કલાનું મહત્ત્વ જેમ એના તાના દિરિ વગેરે શબ્દોને લીધે ન હોય તેમ જીવનનાં વિવિધ અંગોને વા માનવમનની અણુઉકલી આંટીઘૂંટીઓને કાવ્યદેહ અર્પવા મથતા કવિની કલાનું મૂલ્ય ભાષા, વ્યાકરણ કે તર્કનાં

ધોરણે ન મપાય. કવિઓએ સ્વીકાર્યું કે કાવ્યનો હેતુ તર્કશુદ્ધ અર્થ રજૂ કરવાનો નહિ પણ શબ્દના અર્થ અને ધ્વનિની કુનેહભરી મેળવણી વડે મૉ. લાબ્રે બ્રેમોંડ જેને mystic trance કહે છે તેવી સ્થિતિ વાચકના ચિત્તમાં જાગૃત કરવાનો છે. કવિએ તર્ક-બંધનને રામરામ કર્યા એનો અર્થ એ નહિ કે એના દિલરુબા અસંબદ્ધ પ્રલાપને કાવ્ય તરીકે ખપવાનો અધિકાર પ્રાપ્ત થઈ ગયો. તર્ક-બંધનને સ્થાને એણે ભાવસૂત્ર-ભાવક્રમને અપનાવ્યો. તર્કયુક્ત અંકોડા કાવ્યમાં ભલે ન જડે એથી વાંચકને ગૂંચવાડો ઊભો થાય. પણ કવિ-પ્રોફેસર સી. ડે. લેવિસના શબ્દોમાં કહું તો જો વાચક "Will allow the images to cohabit in his mind for a little, he will find that a contact is made, a spark thrown off which illuminates the whole situation."

સંસ્કૃતિનાં ખંડિયેરો જોતો કે રમહોળાપલી માનવતાની દર્દચીસો સાંભળતો આજનો કવિ એના આવા કાવ્યવિષયને લઈને જ દુર્બોધ ન બને ! ઇલિયટે પોતે જ ક્યાં નથી કહ્યું કે "It appears likely that poets in our civilization, as it exists at present, must be difficult."

આ પરથી એમ ન માની બેસતી કે તને અંગ્રેજી કાવ્યો અધરાં–અરે, માથાનો મેળ બેસે નહિ એવાં-લાગ્યાં એ બાબત હું તારો જ વાંક કાઢું છું. આધુનિક અંગ્રેજ કવિઓની સંદિગ્ધતાનો (obscurity) બચાવ થઈ શકે, પણ એથી એમની નિર્બળતાને સુન્દરતા માની લેવાની ઉતાવળ ન કરવી જોઈએ. પૃથગ્જનને મન સંસ્કૃતિ એ a sentimental idea છે, એનાં દૂષણો કે અધોગતિના વિચાર કરવાની એને ફુરસદ નથી. સંવેદનશીલ શાયરદિલનાં તદ્વિષયક દાઝકતા, કટાક્ષ, કટુવચનો, પ્રહાર એને સમજાતાં નથી. પરિણામે કવિસિદ્ધિને એ વિનાસમજ્યે જ અહોભાવથી જોતો-વખાણતો થઈ જાય છે. આના ફલરૂપે સામે પક્ષે કવિ પોતાની જાતને અધિક ને અધિક ગૌરવ આપતો થાય છે અને ઊંડાણ ન હોવા છતાં ઊંડાણનો દંભ કરતાં ઘણાં અર્થહીન કાવ્યો લખવા માંડે છે. એક પક્ષ સમજતો નથી માટે મૌન છે; બીજો, એ મૌનને માન માનવે મુસ્તાક

છે. ફલતઃ કાવ્યસાહિત્યને જ હાનિ થાય છે. અત્યારના કવિઓમાં પ્રમુખ એવા સેસિલ ડે લેવિસ, સ્ટીફન સ્પેન્ડર, લૂઈ મૅકનિસ ઇત્યાદિની કવિતાનો ઝોક ઓછી ને ઓછી સંદિગ્ધતા તરફ છે એ અંગ્રેજી કવિતાનું શુભ ચિહ્ન છે.

## એકોક્તિનો કવિ

ઇલિયટનાં ૧૯૨૦ સુધીનાં કાવ્યો વાંચી તે પરથી તેં તારવેલાં અનુમાનો જોઈ મને ખરેખર આનંદ થયો. Eliot is the poet of Monologue એ તારું વિધાન બરોબર છે. બ્રાઉનિંગ તો તું ભણી છે, નહિ? એના monologue અને ઇલિયટના monologueમાં કંઈ તફાવત ન લાગ્યો! બ્રાઉનિંગના ગમે તે monologueમાં તું જોઈશ કે કાવ્યને અંતે આપણી સમક્ષ બોલનાર હૂબહૂ મૂર્તિમંત થઈ જાય છે. દરેકે દરેક વીગત સ્પષ્ટ થઈ જાય છે. જાણીબૂઝીને કંઈ પણ વસ્તુ બ્રાઉનિંગ છાયાછાયી રાખતો નથી, રાખવા માગતો નથી. ત્યારે ઇલિયટમાં? જિરોન્શિયન જ જોને. બ્રાઉનિંગની જેમ આપણને કવિ મનનું ચિત્ર બતાવવા ઇચ્છે છે. પણ કેવું મન? એકસામટા સેંકડો આખા-તૂટક વિચારોની ધમસાણભૂમિ જેવું. Monologue એક પ્રકારનો dialogue જ થઈ જાય છે, જ્યાં જુદા જુદા વિચારો, લાગણીઓ, વૃત્તિઓ સંવાદકો છે. મોટા સ્ટેશને આગગાડીમાંથી આવે તે વખત થતી ધાંધલ જેવી; ત્યાં ધાંધલ છે. સહુ બોલે છે. સહુ દોડાદોડ કરે છે. કેટલાક ઊતરવા મથે છે. કેટલાક ડબ્બામાં ઘૂસવા પડાપડી કરે છે. આ બધું મગજમાં ચાલી રહ્યું હોય ત્યારે બિચારો monologuist તો એટલું જ સમજે છે—એને એટલું જ ભાન રહે છે કે H's mind has lost its thread વસ્તુતઃ એ બોલતો નથી; એના મનનાં કમાડ આધાં કરી આપણે અંદરનું દૃશ્ય જોઈએ છીએ. કવિ તથા વાંચક બંને આ દૃશ્ય નિહાળે છે. એમાંથી વાચકને સમજવું હોય તે સમજે, કવિ ડખલ કરતો નથી. હા, એ કમાડોની ચાવી એના હાથમાં છે. પોતાને ફાવે ત્યાં સુધી ને ત્યારે એને ખુલ્લાં રાખે છે ને બંધ કરી દે છે. અર્વાચીન અંગ્રેજી સાહિત્યમાં જવલ્લે જ એવો કોઈ કવિ હશે જેણે

એક કે બીજે સમયે આવા માનસપૃથક્કરણને પોતાનો કાવ્યવિષય નહિ બનાવ્યો હોય. છતાં આ કાવ્યપ્રકારમાં ઇલિયટનું સ્થાન અનોખું જ છે. તારા કથનમાં થોડોક સુધારો કરી કહું તો Eliot is the greatest living poet of the internal monologue.

## 'કૃતિચૌર્ય'નો પ્રશ્ન

**Monologue** અંગેનું તારું મંતવ્ય ઇલિયટની ૧૯૨૨ પછીની બધી કવિતાઓને લાગુ ન પડે, પરંતુ તેં લખેલી બીજી બાબત ઇલિયટનાં લગભગ બધાં કાવ્યોને એકસરખી લાગુ પડે છે: તું જેને 'કૃતિચૌર્ય' કહે છે તે. મારો વિચાર તો 'ધી વેસ્ટ લેન્ડ'ની ચર્ચા વખતે આ બાબતનો ઉલ્લેખ કરવાનો હતો, પણ હવે તો અત્યારે જ કહી લઉં. જિરોન્શિયનમાં બીજા લેખકોમાંથી લીધેલાં **allusions** પ્રમાણમાં ઘણાં ઓછાં છે, છતાં ય તેં

> I was neither at the hot gates
> Nor fought in the warm rain
> Nor knee-deep in the salt marsh.

એમાં Thermopylaeનો ઉલ્લેખ શોધ્યો એ (તારી બુદ્ધિ જોતાં) કમાલ કરી કહેવાય! તને કોણે બતાવ્યું કે વ્યુત્પત્તિની દૃષ્ટિએ 'થર્મોપલી'નો અર્થ 'hot gates' થાય? મને લાગે છે કે 'Warm rain' અને 'salt marsh' પણ આવું જ કંઈ સૂચવતાં શબ્દયુગ્મ હશે. હજી સુધી કોઈએ ખોળ્યું નથી કે એ શું સૂચવે છે. તું ખોળે તો હું નક્કી તને 'માલમ કોલંબુસે'નો ઇલકાબ આપીશ.

'ધી વેસ્ટ લેન્ડ'માં તો આ **reminiscences** પદે પદે છે. ઇલિયટની કાવ્યરીતિમાં આવાં અવતરણોનું સ્થાન મહત્ત્વનું છે. સીધાં, પરોક્ષ સમજાય એવાં ને માથું પકવે એવાં, ચિત્તમાં સંસ્કાર જાગ્રત કરે પણ મગજ સાત ખંજવાળો તો ય યાદ આવે નહિ એવાં–કલ્પી શકો એ બધી રીતનાં અવતરણો ઇલિયટની કવિતામાં આવે. કોઈએ તો સ્પષ્ટ શબ્દોમાં કહી પણ દીધું છે કે Reminiscence...is a law, not a privilege of Mr. Eliot' sverse.

કાવ્યના રસાનુભવમાં આવાં અવતરણોનું મૂલ્ય શું? વાંચનારાંમાં સેંકડે બે ટકામાં પણ ઇલિયટ જેટલી બહુશ્રુતતા હોય નહિ. અને ધારો કે શોધખોળને અંતે માનો કે આપણે અમુક શબ્દસમૂહ કે વાક્યખંડનું મૂળ શોધી શક્યા, તો એથી કાવ્યના રસાસ્વાદનમાં કોઈ તાત્ત્વિક ફેરફાર પડે ખરો? તું કહે છે કે આવા કૃતિચૌર્યથી (જો કે આ તારો શબ્દ મારે મંજૂર નથી) વાચક અને કવિ વચ્ચેનું અંતર વધે છે, કારણ કે વાચક વિદ્વાન હોય કે પૃથગ્જન—ઉભયને આ રીત કફોડી પરિસ્થિતિમાં મૂકે છે. પંડિત વાચક અમુક અવતરણ મૂળ લેખકે જે અર્થસંદર્ભમાં વાપર્યું હોય તેના વિચારે કવિના કાવ્યને યથાર્થતઃ માણી શકતો નથી; હોય પરંતુ કાવ્ય મૂકી અન્યાન્ય વિચાર-ચંક્રમણે અટવાય છે. બીજે પક્ષે, સામાન્ય વાચક એ અવતરણ દ્વારા કવિને પોતાના કથયિતવ્યમાં અભિપ્રેત હોય તેવા છાયાપલટાની ખૂબી અવગાહી શકતો નથી. તારું કહેવું સાચું છે. પરંતુ તું એક વાત વીસરી જાય છે. આ રીત અનર્થક શબ્દબાહુલ્યને બદલે થોડીક જગામાં ઘણો અર્થસંભાર નિર્દેશતા સંક્ષેપને ઉત્તેજે છે. શક્ય એટલા થોડા શબ્દોમાં વાચકના ચિત્તમાં સંસ્કારપ્રચુર ભાવો જાગ્રત કરે છે. એક રીતે જે કાર્ય કાવ્યમાં પ્રતીક કરે છે એને મળતું જ કાર્ય આવા 'કૃતિચૌર્ય'થી સધાય છે. કાવ્યમાં આ બંનેથી ઘણે અંશે ભાવસંવેદનત્વ આવે છે માટે જ આજની કાવ્યરીતિમાં બંને આટલું માન પામે છે. વળી કાવ્યના અર્થપટમાં અવતરણના તાણાવાણા સોહામણી રીતે વણાઈ ગયા હોય તો એ અવતરણ કે વચનનું મૂળ સમજાય કે નહિ તો પણ એવા જ્ઞાનાજ્ઞાનથી જુદી જ એક અર્થાન્વિતા કાવ્યમાં આવે છે. સદ્ભાગ્યે ઇલિયટનાં ઘણાંખરાં અવતરણોમાં આવું અન્તરમૂલ્ય હોય છે, જેથી વાંચક અને એના કાવ્ય વચ્ચેનું અંતર એઝરા પાઉન્ડ કેમ જ બીજા અનેક કવિઓની બાબતમાં બને છે તેમ પાંડિત્યપ્રદર્શનના મોહને કારણે જ વધતું નથી. ઇલિયટની અવતરણપ્રીતિને મધુમક્ષિકાની પ્રવૃત્તિ સાથે સરખાવી શકાય. જે રીતે મધમાખ અનેક પુષ્પોનો રસ એકત્રિત કરીને એક નવો જ મધુર પદાર્થ નિર્માણ કરે છે તેમ અનેકાનેક લેખકોના સર્જનોના સુવાસે મહેકતું તોય નવું કાવ્યમધુ ઇલિયટ આપણને આપે છે. ઇલિયટમાં, આ ઉપરાંત, આ અવતરણપ્રીતિ એના પ્રણાલીપ્રેમની પણ

સૂચક છે. "હું સૌથી જુદો છું" એમ કહેવાને બદલે 'I am traditional' એમ કહેવામાં ઇલિયટને વધુ ગૌરવ લાગે છે. પોતે કેટલે અંશે પરંપરીણ છે એ બતાવવા એને નિવેદનો બહાર પાડવાં નથી પડતાં: ચૉસર, સ્પેન્સર, શેક્સપિયર, મિલ્ટન, બર્ન્સ ઇત્યાદિ સર્વજનપ્રતિષ્ઠ લેખકો જ નહિ પણ અંગ્રેજીના પ્રોફેસરોએ પણ કચવાતા કચવાતાં જ વાંચ્યા હોય એવા પીલ, કીડ, લાઇલી, વેબ્સ્ટર, માર્વેલ, ડાર્વી, બેડોઝ પણ એનાં કાવ્યોમાં પડઘાય છે. An honours degree in liter ature ધારણ કરનાર પંડિત ઇલિયટ અંગ્રેજી જ નહિ ગ્રીક, લૅટિન, સ્પેનિશ ઇટાલિયન, ફ્રેન્ચ, જર્મન, સંસ્કૃત વગેરે બીજા અનેક સાહિત્યભંડારમાંથી પણ સુકરતાથી અવતરણો લાવે છે. અને આ સાહિત્યિક આંતરરાષ્ટ્રિયત્વ એને એક સાથે esoteric અને traditional બનાવે છે

## અંગ્રેજી કવિતાનું સીમાચિન્હ

'ધી વેસ્ટ લૅન્ડ' મેં આગલા પત્રમાં જણાવ્યું હતું તેમ, અંગ્રેજી કાવ્યસાહિત્યનો એક માર્ગનિર્દેશક સ્તંભ છે. સૌ પ્રથમ એ 'ધી ક્રાઇટેરિયન'માં બહાર પડ્યું. કાવ્ય જુદી જુદી સંખ્યાના પાંચ વિભાગોમાં વહેંચાયેલું છે. પાછળ ટિપ્પણ પણ આપવામાં આવ્યું છે. એની ૪૩૩ પંક્તિઓ પરનાં આજ સુધી બહાર પડેલાં 'સ્વરિત વચનો' એકઠાં કરીએ તો ગાડાંગાડાં ભરાય! તત્ત્વતઃ આ કાવ્ય મુક્તકની જ મોટી આવૃત્તિ છે. મુક્તક વ્યક્તિને અનુષંગીને લખાયું છે. વેસ્ટલૅન્ડ પહેલા વિશ્વયુદ્ધ બાદની સમષ્ટિને વૉર્ડ (ward) જેને 'Decade of Despair' કહી વર્ણવે છે તે જમાનાના જીવનનો કાવ્યનિષ્કર્ષ છે. એ કાળના ચૈતિક, બૌદ્ધિક કે ઊર્મિક જે જે પ્રવાદ-પ્રતિપ્રવાહોએ તત્કાલીન જીવનરચનામાં ફાળો આપ્યો છે તે સર્વને કલામદ્ધ કરવાનો એ કાવ્યનો પ્રયાસ છે. જે બતાવવા ઇતિહાસકાર વર્ષોનો શ્રમ કર્યો કરે, જેને યથાતથ આલેખવા નવલકારને હજારો પાનાંની નવલકથાઓ લખવી પડે, તે બધું એકી સાથે ૪૩૩ પંક્તિઓના આ કાવ્યમાં કવિપ્રતિભાએ આવરી બતાવ્યું છે: એની વ્યંજનાના સફળ ઉદ્દેશ માટે કેટલા યે જુદા જુદા પ્રયાસ થયા છે; જિરોનિશ્યનની જેમ એમાં પણ ભિન્ન ભિન્ન અર્થસંદેશ આરોપાયા છે ઇલિયટે આ પૂર્વે લખેલાં કાવ્યોનાં

સઘળાં પાત્રો અહીં વેશ બદલીને આવે છે, ને એક અભૂતપૂર્વ સર્જન નિર્માય છે. ઇલિયટ પોતે જ ટિપ્પણમાં જણાવે છે તેમ વેસ્ટ લૅન્ડ એ અંધ Tiresiasનાં મનશ્ચક્ષુએથી દેખાતા વિશ્વચિત્રનું આલેખન છે. અર્ધનારી અર્ધનર ટાઈરેસિયાસ ઘરડા જિરોન્શિયનનો જ અવતાર છેઃ સન્ધ્યા શા ધૂંધળા સ્મૃતિપ્રકાશમાં એને પણ ભૂત અને વર્તમાન એકમેક સાથે ભળી જતાં દેખાય છે. આને પરિણામે, તેમ જ સાથે સાથે કેટલાક વિવેચકો જેને દોષરૂપ ગણે છે તે ઇલિયટની અતિ,–ચૈતિકતા અહીં પરાકાષ્ઠાએ પહોંચી છે એને કારણે, 'ધી વેસ્ટ લૅન્ડનો અર્થ સમજવામાં ઘણી મુશ્કેલી પડે એ દેખીતું છે. મિડ્લટન મરે જેવા પ્રતિષ્ઠિત વિવેચકને પણ આ કાવ્યની અતિશય સંદિગ્ધતા ખૂંચી છે; એ લખે છે કે The work offends against the most elementary canon of good writing: that the immediate effect should be unambiguous. સારા કાવ્યનો હંમેશાં એકમેવ, અસંદિગ્ધ છાપ આપણા ચિત્ત પર પડવી જોઈએ એ સિદ્ધાન્ત ચર્ચાસ્પદ છે. વિવેચનના સિદ્ધાન્તો પરના પોતાના જાણીતા ગ્રન્થમાં ડૉ. આઈ. એ. રિચાર્ડ્ઝ યોગ્ય રીતે જવાબ વાળે છે તેમ આવું ધોરણ સ્વીકાર્ય હોય તો શેક્સપિયરનાં સર્વોત્તમ સૉનેટો કે હેમલેટનું શું થાય? સત્ય એ છે કે ઉત્તમ કવિતા આરંભમાં હંમેશાં થોડીઘણી દુર્બોધ લાગે છે. ગમે તેવી ચીવટવાળા અને સચેતસ વાચકના મનમાં પણ વાચન-પુનર્વાચન વિના કાવ્ય આપોઆપ ; બંધ ; બેસતું નથી 'An original poem, as much as a new branch of mathematics, compels the mind which receives it to grow, and this takes time, Anyone who upon reflection asserts the contrary for his own case must be either a demigod or dishonest; probably Mr. Murray was in haste'

આપણે આટલી હદે ન જઈએ તો પણ એ ચોક્કસ છે કે કાવ્યના ખંડેખંડ, વાક્યેવાક્ય ચૂંથીને એમાંથી રસ મેળવવા મથનાર કાવ્યનું હાર્દ સમજી શકતો નથી. પ્રત્યુત એને બધું ખંડિત લાગે છે. એ ચણાતી ઈમારત આસપાસની ઊભીઆડી બાંધેલી પાલખો જોઈ શકે છે; ચણાઈ

ગયેલી ઈમારત-પાલખ ત્રમરની સુંદર ઈમારત એને દેખાતી નથી. ચોમેરના ખંડિત જગતને રજૂ કરવા મથતી કવિની પ્રત્યુત્પન્ન પ્રતિભા ખંડિતતાનાં દર્શનથી રસનિષ્પત્તિ સાધી શકે; કવિની બુદ્ધિમત્તા ખંડરૂપે જ ચમકે તે તત્ક્ષણ સમજાતું નથી.

'વેસ્ટ લેંડ' એક લાક્ષણિક કૃતિ

**Apart** from the dominant mood, the romantic legend which is the connecting link between the several parts, and on which the poem is based, derives from the fertility-myths of Tammus, Osiris and Adonis, translated into Christian symbolism of the **Holy Grail.** માછી રાજા (Fisher King) તરીકે ઓળખાતા વૃદ્ધ રાજામાં યૌવનની શક્તિ નથી; એના રાજ્યની ધરણી પણ ઉજ્જડ છે. રાજા તેમ જ ધરતીને બન્નેને માટે યૌવન ને ફળદ્રુપતા પવિત્ર **યોદ્ધો (pure knight)** લાવી આપે છે, **by faring forth to the chapel perilous to find the Lance and Grail, obvious phallic symbols, representing the instruments of life.** 'ધી વેસ્ટ લેન્ડ' એ આ વાર્તાનું વર્તમાન સમાજ અને ધર્મને લાગુ પાડેલું રૂપકાત્મક રૂપાન્તર છે. અત્યારની માનવસંસ્કૃતિ વેરાન ભૂમિ (Waste Land) છે; અતિશય કષ્ટ અને શ્રમ વિના યૌવન કે પ્રાણોત્પ્રેરક વર્ષા મળવાં અશક્ય છે. આ સૂચવવા કવિ સરુપ પુરાણકથાઓ ને ભિન્ન ભિન્ન ધર્મોના પ્રતીકોનો ઉપયોગ કરે છે. Miss Jessie M. Western-ના From Ritual to Romance-માંથી લીધેલી આ માનવવંશશાસ્ત્રીય પીઠિકાની ક્લિષ્ટતા ઇલિયટની પોતીકી રજૂઆત-પદ્ધતિને લઈને અધિક દુર્ગમ બની જાય છે. ઇલિયટની રીતિથી સાવ અજાણ્યા એવા વાચકને તો કાવ્ય તૂટેલી ભાવમૂર્તિઓના વેરણછેરણ ઢગલા જેવું જ લાગે. પંદરેક જુદા જુદા વિષયની પચાસેક ચોપડીઓના જ્ઞાન વિના આ કાવ્યના સ્વરૂપનું પૂર્ણ જ્ઞાન મળી જ ન શકે! છતાં અમે તેવા ઉતાવળિયા વાચકને પણ એની પ્રતીતિ તો જરૂર થવાની કે કાવ્યમાં એવું એમબધું પુરાંચિત સૌન્દર્ય છે જે બીજે ભાગ્યે જ સાંપડે; ઝરણીની માર્દવતા અહીં ભલે ન

દેખાય, ખડકોનું ખરબચડું સૌન્દર્ય તો મુગ્ધ કરે એટલું બધું અહીં વિલસે છે. અત્યાર સુધી ઇલિયટ છિછરી સમાજવ્યવસ્થાનાં દૂષણો ને પોકળપણાનો દંભ–પડદો ચીરતો કટાક્ષકવિ હતો; હવે એ માર્ગચૂકી માનવસંસ્કૃતિના મૂળમાં ઘા કરતો ઉદ્ધારક કે સદ્‌મૂળના અભાવને ખુલ્લો કરતો દ્રષ્ટા બને છે. મહારાણી ઇલિઝાબેથનો નૌકાવિહાર, વેશ્યાઓનો સમ્ભવિષયક સંવાદ, નૈતિક ભૂલને ક્ષુદ્ર માની વાળ સમારતી ને ગ્રામોફોનની રેકર્ડ રગાડવા બેસતી ટાઇપિસ્ટ યુવતી,—વગેરે. ઇલિઝાબેથના જમાનાથી તે વિશ્વયુદ્ધ બાદના લંડનનો ચિતાર; ફિનિશિયા અને રમનો, પ્રાચીન અને અર્વાચીન વાણિજ્ય, દાન્તેનો નરકપ્રવાસ, ને ગૌતમ બુદ્ધનો ઉપદેશ–ઇત્યાદિ અનેક બાબતો એક સાથે કવિના કલ્પલોકમાં સજીવન થઈ ત્રિકાળજ્ઞાની ટાઇરેસિયસનાં અંધ ચક્ષુમાં રમતી ચિત્રાવલિઓ રૂપે પ્રત્યક્ષ થાય છે. બાઇબલમાંથી તેમ જ અતિ પ્રાચીન તથા 'રેનેસાં'કાળના લેખકોનાં સર્જનમાંથી કુસુમો ચૂંટતી પ્રતીકાત્મક શૈલીને કારણે આ ટૂંકી છતાં સુસ્પષ્ટ ચિત્રશ્રેણી ચિત્તાકર્ષક બને છે. ડૉ. રિચાર્ડ્ઝ કહે છે કે: Allusion in Mr. Eliot's hands is a technical device for compression. 'The Waste Land' is the equivalent in content to an epic. Without this device twelve books would have been needed.

'ધ વેસ્ટ લૅન્ડ'ની આ બધી વિશિષ્ટતાઓમાં દોષ જોનારા નથી એમ નહિ. વર્ષો પૂર્વે (બનતાં સુધી ૧૯૩૩માં) 'ડબ્લિન મૅગેઝીન'માં હર્બર્ટ પામરે આ કાવ્ય પર એક લેખ લખેલો એમાં એણે કાવ્યના દોષોની નીચે મુજબ નોંધ કરેલી:

(a) Bad grammar of both sense and syntax.
(b) Absurd punctuation–which very often amounted to no punctuation at all.
(c) Things upside down.
(d) Disconnected thought, disconnected landscapes of thought, feeling, and occular scenery.

(e) The life of a man asleep, particularly of one suffering from a nightmare, rather than the life of one actively conscious.

(f) An enormous number cf tags, phrases, sentences and echoes from other poets.

(g) The use of wrong epithets.

(h) The queerest crudities of consruction.

(i) In at least two instances excessive coarseness of content.

(j) An unpoetically assertive, if not pretentions, use of French and German.

(k) Too many borrowed backgrounds; nearly as many as in all Milton's work put together.

આની વિરુદ્ધ દલીલ કરવાનું પ્રયોજન નથી. સામાન્ય રીતે રાખે છે તેવી (કોરી!) મનની સ્લેટ રાખીને 'ધ વેસ્ટ લૅન્ડ' વાંચી જોજો. એના વિકાસને સમજાવવા બધા પ્રયત્નો અફળ બને જાય, પરંતુ દાન્તે પરના નિબંધમાં એલિયટે કરેલા પેલા વિધાનની તો તને ખાતરી થશે કે Genuine poetry can canmunicte brfore is is understood.

'વૉટ ધ થન્ડર સેઈડ'ની હૃદયંગમ કવિતામાં

I think we are in rats' alley
Where the dead men lost their bones.

જેવી પંક્તિઓ છતા થતા કાળા નિરાશાવાદ કે

When lovely woman stoops to folly, and
Paces about her room again; alone
She smoothes her hair with automatic hand,
And puts a record in the gramophone.





જેવી કટાક્ષોક્તિઓમાં દેખાતા **surface cynicism**ની પાછળથી કવિની ધર્મપરાયણ જીવનદૃષ્ટિ દેખાયા વિના રહેશે નહિ. પ્રભુહીણી દુનિયામાં, અલબત્ત, આ પ્રતિરવ કવિના ક્લાન્ત હૈયાનો જ સૂચક છે, ને હજી ય કટાક્ષકાર કવિમાંથી તિરોધાન થયો નથી, છતાં આગલાં કાવ્યોમાં દેખા દેતી કવિની **secptic** વૃત્તિ અહીં મહદંશે દબાયેલી છે એ નક્કી. હાર્ડીએ પોતાના 'ધ ડાઈનેસ્ટસ' બૃહત્કાવ્યમાં સૂચવ્યું હતું કે યુદ્ધનો જુલમગાર બાહ્ય સિંહાસને નહિ પણ મનના કિલ્લામાં જ બેસે છે. પણ ત્યાં તો ચિત્તનું પરિશોધન કરી સદ્‌ભાવનાને (will) પુનઃસ્થાપિત થવાના સંભવનો સ્વીકાર છે. ઇલિયટમાં એવું કોઈ આશાકિરણ છે ! ડૉ. રિચાડર્સને આ કાવ્યમાં "severence between his (Eliot's) poetry and all beliefs .."In the destructive element immerse. That is the way" દેખાય છે. કાવ્યનો ધ્વનિ આટલો નિતાન્ત હતાશાનો નથી ઈશ્વરકૃપા અવતરે ત્યાં સુધી, વાદળો હેતભર્યાં ગર્જન કરે ત્યાં સુધી, જીવન સિંચતી વર્ષા પધારે ત્યાં સુધી જરૂર અસીમ ઉજ્જડતા અને અનંત શાં નાસ્તિત્વ (nothingness)નું કુરાજ્ય રહેશે–ત્યાં સુધી પૃથ્વીના વંધ્યત્વનાં કરુણ ગીતો જ આલાપવાં રહેશે–

> Here is no water but only rock,
> Rock and no water and the sandy road,
> The road winding above among ths mountains
> Which are mountains of rock without water.
> If there were water we should stop and drink.

આ રણમાં સંભ્રમ આપણને સતાવે છે. જ્યાં બે જતાં હોયેં ત્યાં ત્રીજાનો ઓછાયો સદૈવ હોય છે, દુઃખ છે, ક્રંદન છે. When we reach the Chapel perilous it seems empty; but as we doubt (betraying Christ) and the cock crows twice, God gives a sign, by thunder bringing rain.

આ રીતે ભડકતી આગ એ હારી. પણ સમસ્ત જીવન ધખધખે છે એ ભાન માત્ર કે જમીનદોસ્ત થતી મહાન ઇમારતો વચ્ચે પણ

Shall I set my land, in order?

એટલું વિચારવા જેટલી મનોજાગૃતિ જ આપણો ઉદ્ધાર નહિ કરી શકે. આ બિસ્રીબિકામાંથી છૂટવાની ઇચ્છામાત્રથી મુક્તિ નહિ લાધે.

Wethink of the key, each in his own prison
Thinking of the key.

નિષ્કૃતિની અગ્નિપરીક્ષામાંથી આપણે નિર્મળ થઈ બહાર આવવું પડશે આપણો પર પ્રભુપ્રસાદનાં અમીબિન્દુ વરસે એ પૂર્વે, આપણું દેવું "O Lord thou pluckest me out" સાધ્ય શકે તે પહેલાં -પરમસંદેશના પેલા અમર બોલ આપણે જીવનમાં ઉતારવા પડશે:

दा, दयघ्वम्, दम्यत

અલબત્ત આ ઉચ્ચૈસ્તર શક્તિ શી રીતે સાંપડશે અને મુક્તિ ક્યારે પ્રાપ્ત થશે તે કવિએ સમજાવ્યું નથી.

આટલા પરથી તને જરૂર લાગ્યું હશે કે ઇલિયટ એમ માને છે કે મનુષ્યોને સજીવન રાખનાર બળો તેમની માન્યતાઓ–beliefs–છે. વળી એને મન ધર્મશ્રદ્ધા એ જ શ્રદ્ધા છે. મનુષ્ય માટે બે જ માર્ગ છે: કાં તો અંતિમ મુક્તિ (salvation) તથા નિત્યશાપની (Damnation) ધાર્મિક માન્યતા સ્વીકારવી પડશે, કાં તો બધા માન્યતાઓ ફગાવી દેવી રહેશે. વ્યક્તિને નહિ પરંતુ સમષ્ટિને આવરતી, બળ આપતી આવી ધર્મિક શ્રદ્ધા જેને સ્વીકાર્ય ન હોય તે કેવળ નિત્યશાપિત જ નહિ પરંતુ અનંત પ્રાયઃ શાપી રહેવાના. આપણી દૃષ્ટિએ જીવતાં લાગતાં મનુષ્યપ્રાણીઓને ઇલિયટની કવિતામાં ગૌરવપદ નથી મળતું, કારણ કે તેમનામાં ધાર્મિક શ્રદ્ધા નથી, જીવન નથી. પરિણામે ઇલિયટની કાવ્યસૃષ્ટિ આવી મૃત ભૂતાવળોથી જ ભરેલી લાગે છે. પ્રુફ્રોક, શ્રીમતી ફ્લાકસ, પ્રોફેસર તથા શ્રી. ચિતાહ, ધી બોરટન ઇર્વિંગ ટાન્સ્ક્રીપ્ટનાં પાત્રો, સ્વીની અને તેના સાથીદારો, શ્રી. એપ્પોલીનેક્સ, મિકિન, ડોરિસ, ઇલિઝાબેથ, લીસ્ટર, લીલ, આલ્બર્ટ જ્યોર્જ–બધાં, બધાં જ જીવતાં માનવો નથી, વસ્તુઓ છે વસ્તુઓ–ચોળાયેલા જૂના અખબાર જેવી, ધુમ્મસઘેરી શેરીઓ જેવી, કીચડે ખદબદતી

ગટરો જેવી. ઇલિયટની આગલી કવિતાઓમાં આ બધાં પ્રત્યેની નફરત પંક્તિએ પંક્તિએ આલેખાયેલી તેં જોઈ હશે. ક્યાંક ક્યાંક માનવજીવનની આ કંગાલિયત આ હલકટતા માટે ઇલિયટે બે શબ્દ દયાના પણ લખ્યા હશે. પરંતુ વિલ્ફ્રીડ ઓવેન (૧૮૯૩–૧૯૧૮: જાણીતા કાવ્ય 'સ્ટ્રેઇન્જ મિટિંગ'નો યુદ્ધપીડ્યો કવિ) જે અર્થમાં 'the poetry is in the pity' કહે છે તેનાથી ભિન્ન જ અર્થમાં ઇલિયટનો 'દયાભાવ' દેખાય છે. દુઃખી થાય છે એ બદલ માનવની દયા નથી ખાવાની; મનુષ્ય જીવે છે એ જ દયાપાત્ર પરિસ્થિતિ છે. **the pity is in the notion of humanity without humanity.**

આ ડંખીલી કટુતાનો ઘણો બધો અંશ 'ધ વેસ્ટ લેન્ડ' અને 'ધ હોલો મેન' (૧૯૨૫)માં દૂર થઈ ગયેલો દેખાય છે. પ્રહાર કરવાની દાનવી કટાક્ષમયતાનું સ્થાન અસહાય માનવી હૃદયની શાન્તિઝંખનાએ લીધું છે. મારવા નીકળેલો કવિ તારવાના ઉપાય શોધે છે. હિપોપોટેમસ-રૂપે ચર્ચને ચીતરતો ઇલિયટ ધાર્મિક શ્રદ્ધાને તરણોપાય માનતા વિચારના માર્ગે પ્રયાણ આદરે છે. આશાના રંગ વધુ ઘેરા બને છે. વિચાર અને કર્મ વચ્ચે, કલ્પના અને સર્જન વચ્ચે, મનીષા અને તૃપ્તિ વચ્ચે જીવનમાં હંમેશાં અણધારી મુશીબતોના ઓળા પડ્યા કરે છે. આશા એક જ છે કે Thine is the kingdom, the Power, the Glory એટલે આ બધી વિષમતાભર્યું જગત એક દિવસ અવશ્ય દૂર થશે:

This is the way the world ends
This is the way the world ends
This is the way the world ends .
Not with a bang but a whimper.

## ઍશ વેન્સ્ડે

ઇલિયટે 'ધ વેસ્ટ લૅન્ડ'માં ભાવનાવીન્ય તથા સર્વતોમુખી પ્રતિભાને બળે અંગ્રેજી કાવ્યસાહિત્યમાં નવાં શિખરો સર કર્યાં અને અત્યારના કવિઓનું ગુરુપદ પણ પ્રાપ્ત કર્યું. પરંતુ એ કાવ્યને ઇલિયટની સૌથી સફળ કૃતિ ન કહી શકાય. એ માન Ash Wednesdayને

(૧૯૩૦) આપી શકાય. આ કાવ્યને પણ સહેલું તો નજ કહી શકાય. આગળનાં કાવ્યોમાં દેખાતી અવતરણ-પ્રચુરતા અને પાંડિત્યદર્શન અહીં પણ છે; પહેલી કડી જ ગીડો કાવલકાન્ટીના (Guido Cavalcanti)એક બેલાડ, શેકસપિયરનું એક સૉનેટ, બાઈબલના જૂના કરારમાંની બુક ઑવ જોએલનો કેટલોક ભાગ—એટલા જ્ઞાનની વાંચક પાસે અપેક્ષા રાખે છે. કાવ્યનું શીર્ષક જ ઇલિયટની ધર્મભાવનાનું સૂચક છે. કરેલાં પાપોનો પશ્ચાત્તાપ અને આવતા ઇસ્ટરના ઇશ્વરી પુનરુત્થાનની આશાનો ભાવ એ પ્રેરે છે. દુન્યવી જંજાળ તજી દઇ આત્મા વૈરાગ્ય ભણી વળે છે. તેથી એને થોડુંક સુખ પણ સાંપડે છે. પણ ગંદકીથી દૂર જઇ રહેવાનો, બંધનોથી પર બનવાનો વિચાર પણ આખર તો ય એક પ્રકારનો સ્વાર્થ છે. (યાદ છે ને વિવેકાનંદને રામકૃષ્ણ પરમહંસે એમને સમાધિ વિષેની આસક્તિ માટે આપેલો ઠપકો!) સાચી પ્રાર્થના એ છે કે—

Teach us to care, and not to care
Teach us to sit still.

કાવ્યનો ત્રીજો ભાગ સુંદરતમ છે. પાર્થિવ જગત છોડી સ્વર્ગની નીસરણી આરોહતા આત્માનું અનુપમ વર્ણન એમાં છે. આશા, નિરાશા, અંધકાર, વાસનાઓ, પગથિયે પગથિયે આવી ખડાં રહે છે પણ આત્મા આગળ ધપ્યે જ જાય છે. એ ઊર્ધ્વગમનને બળ છે. પ્રાર્થનાનું, ભક્ત-હૈયાની નમ્રતાનું:

Lord, I am not worthy.

ચોથો વિભાગ દુનિયાના અનુભવોનું સ્વર્ગીયતામાં થતું રૂપાન્તર આલેખે છે. મરિયમના પાવિત્ર્યે પોતાને અર્પેલાં બળ અને ઉલ્લાસ કવિને સાંભરે છે. એ સ્મૃતિ પરથી કવિ ખોયેલી નિર્દોષતાને પુનઃ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. એ પ્રાપ્તિ જીવનના અનુભવોમાંથી પાછાં ડગ ભરી બધું ભૂલીને કવિને નથી મેળવવી. ઊલટું દુન્યવી સંબંધ બાબતોનું ઊર્ધ્વીકરણ કરીને એ મેળવવી છે. આ **'religious illumination'**-નો ખ્યાલ કવિ જુદાં જુદાં ભાવપ્રતીકો દ્વારા આપે છે.

Redeem the time, redeem the dream
The token of the word unheard, unspoken.

શબ્દબ્રહ્મનો આ ઉલ્લેખ પાંચમા ભાગમાં આગળ ચાલે છે. મૌનને મહાવાણી વડે જ સમજાતા આ ચરાચરમાં વ્યાપક Logos–પરમાત્મશબ્દની માનવોએ અવગણના કરી છે, એ જીવનની કરુણતા છે. પ્રભુના અનુપ સામને મનુષ્યોએ ઉજ્જડ રણ બનાવી મૂક્યો છે. છતાં એ દુષ્કૃતો ઉપર ક્રોધપ્રજ્વળ્યા પ્રહારો કરવાને બદલે કવિ માર્ગખોયાં એ સૌ માટે પ્રાર્થના કરવાનું એક 'અવગુંઠિત ભગિની'ને (veiled sister) કહે છે:

Pray for us sinners now and at the hour of our death
Pray for us now and at the hour of our death...

છેલ્લો, છઠ્ઠો, વિભાગ પ્રધાનતઃ પ્રથમ વિભાગના વિચારબિન્દુનું જ પુનરુચ્ચારણ છે. આત્માને હજી શાન્તિ લાધી નથી. પ્રાચીન અને અર્વાચીન વચ્ચે, ભીતિ અને પ્રલોભન વચ્ચે, નફા અને નુકસાનના વિચારવમળે હજી એ ગોથાં ખાય છે. અહં હજી પૂર્ણતયા સંલય પામ્યો નથી. લાલચો હજીય સતાવે છે.

And the weak spirit quickens to rebel
For the spent golden rod and the lost sea-shell.

એક જ આશા છે. એક જ શ્રદ્ધા છે; મરિયમની કૃપાળુતાની કાવ્યાન્તે પ્રથમ પરિચ્છેદના વિચારનું પુનઃકથન કરતાં કવિ અધિક શ્રદ્ધાળુ અવાજે ગાય છે:

Teach us to sit still......
Our peace in his will......
Suffer me not to be separated.

તને એક બાબત તો બરાબર સમજાઈ હશે કે ભાવદૃષ્ટિએ 'ધ વેસ્ટ લેન્ડ'ની દુર્બોધતા અહીં અંતર્હિત થઈ ગઈ છે, આવર્તનો, અવતરણો અને પ્રતીકપ્રાચુર્ય તો અહીં પણ છે, પણ એનો અતિરેક નહિ થવાથી કાવ્યની સચોટતાનાં એ સાધનાર બન્યાં છે. શૈલીની બાઈબલ સમી સરળતા

વિષયની પ્રૌઢિને અનુરૂપ છે. આમ છતાં કેટલેક સ્થળે હજી ક્લિષ્ટતા લાગે તો એનું કારણ એટલું જ કે કવિનો વિષય જ એવો છે કે એને સુગમ શબ્દોના ચોકઠે બાંધવો દુષ્કર જ ગણાય. સંત જહોને જેને 'આત્માની અંધાર રાત્રિ' (the Dark Night of the Soul) કહી પ્રતિબોધી છે તે આત્મિક શુષ્કતા વર્ણવવા કવિ મથે છે. પોતાનો પ્રવાસ યુરોપના વિલાસગૃહોથી આરંભી, વેરાન ધરતીની ઉજ્જડતામાંથી માર્ગ કરી, કૅથોલિક ધર્મશ્રદ્ધાના પથે કવિ આગળ ધપે છે. આમ બૌદ્ધિક ભૂમિકાની સાર્વજનીનતા તેમ જ ભાવોની એકસૂત્રતાને લઇને આ કાવ્ય 'ધ વેસ્ટ લૅન્ડ' કરતાં અધિક આકર્ષક ને ચારુતર લાગે છે. કેટલાક વિવેચકોને આ કાવ્યમાં પણ 'ધ વેસ્ટ લૅન્ડ'ની જેમ ગુમાવેલા આદર્શ પાછ્યાનો વલોપાત જ દેખાયો છે. 'Teach me to sit still'નો ઉપદેશ આ વિવેચકોને મન ભગ્નાશ કવિની સ્વાર્થરતતાની નિશાની છેઃ પૃથ્વી પર મનુષ્યો ભલે નિર્હેતુક નિકૃષ્ટ જીવન ગાળ્યા કરે, કવિ તો ધર્માભિમુખ બની પોતાની જાતને તારી લેવા માગે છે. છતાં આ ધર્માભિમુખતાએ એને પરમ મુક્તિની ઝાંખી તો નથી જ કરાવી હજી, એની શ્રદ્ધા અંતઃસ્ફુરણાનું પરિણામ નથી, ડામાડોળ થતી બુદ્ધિમત્તાનો એક નુસખો જ છે. કવિની વિનમ્રતા સાચી વિનમ્રતા નથી. કાવ્યના આદિ અને અંત ઉભયમાં નિરાશાના સૂર જ આલાપાયા છે.

આવી વિચારસરણી કેટલે અંશે શ્રદ્ધેય છે તે તું જ વિચારજે 'ધ વેસ્ટ લૅન્ડ'ની શરૂઆતમાં એક લૅટિન કંડિકા છે જેમાં ક્યુમેટ્યન સિબીલને પાદરીના અનુચરો (acolytes) પૂછેઃ તારી શી ઇચ્છા છે, ત્યારે પોતાના ભાવ્યાવબોધથી થાકી ગયેલી જવાબ વાળે છેઃ I wish to die અને કોઇ 'ઍશ વૅન્સડે' આગળ કોઈ સૂત્ર મૂકવાનું કહે તો હું લખાવું: I hope to live.

એક બીજી પણ વાત કહી દઉં. દાન્તે તો તારે આ વખત ભણવાનો છે, નહિ? આ કાવ્ય પર દાન્તેની અસર તો તને ઠેર ઠેર જણાશે. પણ આની પર દાન્તે કરતાં ય મહત્તર ઋણ, જે સામાન્ય રીતે કોઇએ નોંધ્યું નથી તે, મિથોવનનું છે. ઈલિયટના આ કાવ્યમાં જ

વિશેષ રૂપે પ્રતીકોની કલ્પનાની ઉચ્ચ ઉદ્ભાવના અને કાવ્યના અંગાંગ પર કંજૂસની છાંટતું ઇલિયટનું લયપ્રાચુર્ય બિથોવનનાં કેટલાંક ચતુષ્કની (Quartets) યાદ આપી જાય છે. આ વિશે વધુ જાણવું હોય તો સ્ટીફન સ્પેન્ડરનું The Destructive Element જોઈ જજો.

## વિવેચનો તથા ગદ્ય

'ઍશ વેન્સડે' બાદ પોતાના કાવ્યપ્રવાહમાં થોડોક સમય ઇલિયટ વિસામો લેતો હોય એમ લાગે છે કેટલાકને તો એની પણ શંકા જવા માંડેલી કે ઇલિયટની કાવ્યપ્રતિભાનું પૂર્ણવિરામ આવી ગયું. ૧૯૩૦થી ૧૯૪૦ સુધીનો આ વિસામો. માત્ર કવિતાની દૃષ્ટિએ આ તબક્કો ઘણો અગત્યનો છે. ઇલિયટની વિવેચક તરીકેની શક્તિની ગવાહી પૂરતા એના ઘણાખરા નિબંધો આ કાળ દરમ્યાન જ પ્રસિદ્ધ થયા. નાટ્યસર્જનની નવી કેડી આ સમય દરમ્યાન જ દેખાઈ. ગયા પત્રમાં હું તને ઇલિયટ સાથે મેથ્યુ આર્નોલ્ડ વિશે થોડુંક કહી ગયો છું એવું સાંભરે છે. આર્નોલ્ડની જેમ ઇલિયટે પણ પદ્ય કરતાં ગદ્ય વિશેષ લખ્યું છે એના ઉત્તમ નિબંધો દાન્તે, સેનેકા ઇત્યાદિ પ્રાચીન સાહિત્યસ્વામીઓ પર લખાયા છે એ ખરું પરંતુ ઇલિયટના ગદ્યમાં એના પદ્યની પીઠિકા ચોક્કસ રીતે વરતાય છે. ગદ્ય અને પદ્ય એ બંને એકમેકનાં પૂરક છે એનાં કાવ્યોની વિચારદુર્બોધિતા ઘણે અંશે એનાં ગદ્યલખાણો દૂર કરે છે, ને એનાં ગદ્યમાં કરેલાં કેટલાંક વિધાનોનાં ઉદાહરણ એનાં કાવ્યો પૂરાં પાડે છે. સામાન્ય વાચકને ઇલિયટનાં કાવ્યોમાં જેટલી જટિલતા દેખાય છે તેટલી જ સુશ્લિષ્ટતા ને તર્કશુદ્ધિ એના નિબંધોમાં દેખાય છે; અલબત્ત, જેમ એનાં કાવ્યોએ સમાજની રૂઢ કાવ્યરુચિને ચમકાવી દીધી હતી તેમ એનાં ગદ્યલખાણોએ પણ એની આખાબોલી છતાં વાંકબોલી દેખાતી વિદ્યુત શી ચમકભરી તાર્કિકતાને બળે કેટલીય રૂઢ માન્યતાઓને આમૂલ હચમચાવી દીધી છે. કેટલીક વાર સૌને આંજી નાખવાનો આ મોહ એટલો પ્રબળ બને છે કે આપણને એમાં નક્કર વિવેચનાને બદલે કાદવઉછાળ ટીકાવૃત્તિ જ દેખાય. આર્નોલ્ડ વિશે એમ કહેવું કે 'an Inspector of Schools and he became Professor of Poetry' એ વિવેચન ભાગ્યે જ કહેવાય. ઇલિયટનું આખું માનસ આર્નોલ્ડ તરફ **patronising** લાગે છે; આમ કહી ઇલિયટ આર્નોલ્ડની

સર્વસ્વીકૃત મહત્તાનો ડંસ કરવા ચાહે છે કે વિવેચનક્ષેત્રે પોતાની જાતને આર્નોલ્ડથી ય મોટી સાબિત કરવા ચાહે છે તે સમજાતું નથી. અમે તે દરજ્જે–બંનેમાં એ નિષ્ફળ થાય છે. આથી ઊલટું કેટલેક સ્થળે તો એ આર્નોલ્ડે જ કહેલા–પ્રચારેલા વિચારેલા વિચારોને જ નવા લેબાશમાં રજૂ કરે છે એનો કાવ્યમાં પરંપરાવાદ માટેનો આગ્રહ અને વિવેચનનાં મૂલ્યની એની આંકણી આ વિધાનનાં પ્રતિપાદક છે. જો—

You can never draw the line between aesthetic criticism and moral and social criticism; you cannot draw a line between criticism and metaphysics; you start with literary criticism, and however rigorous an aesthete you may be, you are over the frontier into something else sooner or later, (Selected Essays. પૃ. ૫૧)
આ શબ્દો આર્નોલ્ડના જ હોય એમ નથી લાગતું ?

એના વિવેચનની બધી ખૂબી–ખામીઓ એક પુસ્તકમાં જોવી હોય તો The Use of Poetry and the Use of Criticism (૧૯૩૪) વાચજો. ઇલિઝાબેથન લેખકોથી આરંભી છેક આધુનિક સમય સુધીનો વિસ્તાર સમાવતા આ વિવેચનસંગ્રહમાંથી તને અત્યારના અંગ્રેજી વિવેચન-સાહિત્યમાં એલિયટ અગ્રસ્થાન શા કારણે ભોગવે છે તે સમજાશે. તારા પ્રિય લેખકોમાંથી કેટલાકને એલિયટ અવળે હાથે લે એટલા માટે મને દોષ ન દેતી' બ્લેકની ફિલસૂફી–જાણે અણઘડ હાથે એ ઘેર બનાવેલું ફરનીચર; શેલી, ગટે, ડી. એચ. લૉરેન્સ–એકેની પાસે પોતાનું યોગ્ય સ્થાન સરજવાની શક્તિ જ નહોતી; આવાં આવાં કથન કે સૂચન તને નહિ રુચે કદાચ. કદાપિ એમ પણ લાગશે કે ડન આદિ થોડાક metaphysical કવિઓ, પોપ તથા ડ્રાયડન બાદ કરતાં બીજા કોઈ અંગ્રેજ કવિની સિદ્ધિ-શક્તિથી એને સંતોષ નથી. જે વ્યક્તિ હેમલેટ માટે 'far from being Shakespear's masterpiece, the play is most certainly an artistic failure' કહેતાં, ને મિલ્ટનને 'our greatest master of artificial style' કહી વર્ણવતાં તેં જાણી છે તેના આવા વિચ રોથી તને

ખાસ નવાઈ ન લાગવી જોઈએ. આ બધાથી જ આશ્ચર્યની એક વાત કહું. કાલે હું તને એમ કહું કે ડૉ. રાધાકૃષ્ણનને હિન્દુ ફિલસૂફીનું જ્ઞાન જ નથી, તો? ચૂપ રહે, તોફાની! તું મારા માટે શું ધારે એ કહેવાની જરૂર નથી! આર્નોલ્ડને ઍલિયટ ફિલસૂફી ને ધર્મશાસ્ત્રમાં એક ઉપસ્નાતક (undergraduate) કહી બિરદાવે (!) એ તો ઠીક પણ જ્યારે ગિલબર્ટ મરે જેવા ગ્રીકના મહાપંડિતને એ ગ્રીક શિખવવા નીકળે છે ત્યારે તો ધૃષ્ટતાની અવધિ થઈ જતી લાગે છે.

After Strange Gods, a Primer of Modern Heresyમાં (૧૯૩૪) ઍલિયટ પોતાની પરંપરાવાદમાંની શ્રદ્ધાનું પુનરુચ્ચારણ કરે છે. પરંપરાના ક્ષેત્રનો વિસ્તાર સાહિત્યના સીમાડાથી આગળ વધી જીવનનાં અન્ય ક્ષેત્રોને પણ સમાવે છે, એવું એ પ્રતિપાદિત કરવા મથે છે. પરંપરાના વિચારમાં સૌથી અગત્યની ધાર્મિક વિધિઓથી માંડી અપરિચિત વ્યક્તિને બોલાવવાની રીતભાત સુધીની બધી બાબતો આવી જાય. કેટલેક સ્થળે તો પરોક્ષ: અનુદારતાનાં પણ વખાણ મળે છે: 'a spirit of excessive tolrauce is to be deprecated' (આફ્ટર સ્ટ્રેઈન્જ ગૉડ્ઝ પા ૨૦) આખા ગ્રન્થના વાચનને અંતે એક છાપ ચોક્કસ રીતે આપણા મગજ પર પડે છે કે ઍલિયટને ધર્મમાં ઉપદેશાયકી ધર્મચુસ્તતા જ ખપે છે: I... suggest that with the disappearance of the idea of Original Sin, with the disappearance of the intense moral struggle, the human beings presented to us both in poetry & fiction to-day, and more patently among the seriouses writers than the underworld of letters, tend to become less and less real' આવા વિમાર્ગે દોરનારા વિધાનની સામે સચક રીતે જ સ્ટીફન સ્પેન્ડર પ્રશ્ન મૂકે છે કે 'Are the Russian Liberal novelists, Tolstoy, Chekhov, Turgenev, notorious for having created less and less real characters?' પોતે સ્વીકારેલા રૂઢ અર્થમાં જે ખ્રિસ્તી ન હોય એવા લેખકોને મૂલવવા ઍલિયટના પરંપરાવાદ પાસે કોઈ વિવેચન-ધોરણ નથી. વિવેચક ઍલિયટની, માટે જ, એક વિશિષ્ટ પ્રકારના ડૉક્ટર સાથે સરખામણી

કરવામાં આવી છે. ડૉક્ટરસાહેબ ખૂબ ધ્યાનપૂર્વક રોગચિકિત્સા કરે છે; અસરકારક ઉપચાર કરવાની એમની ઇચ્છા પણ પ્રબળ છે; કિંતુ અંતે વાંધો એટલે જ હ છે કે એમના ઉપચાર અને રોગને કંઈ સંબંધ જ હોતો નથી!

"મને લાગે છે કે મેં કદાચ ઇલિયટની વિવેચક તરીકેની યોગ્યતા વિષે તારા પર બહુ હલકી છાપ પાડી દીધી. કવિતાનાં મૂલ્ય કરવા કરતાં વિવેચનનાં મૂલ્ય કરવાં વધારે મુશ્કેલ છે. એકમાં વાંચકે સહૃદયતાથી કવિનું કથન સાભળ્યું એટલે રસોદ્રેકની દૃષ્ટિએ એને મૂલવવાનો સઘ અધિકાર પ્રાપ્ત થાય છે; જ્યારે બીજામાં, વાંચકની સચેતસતાની નહિ, જ્ઞાનની કસોટી થય છે એમાંય જ્યારે કંઈ સૈદ્ધાન્તિક ચર્ચા નહિ, પણ કોઈ પુસ્તક કે લેખકનું મૂલ્યાંકન વિવેચક કરતો હોય ત્યારે તે, સામાન્યત, તે પુસ્તક કે લેખક વિશેના સાધારણ જ્ઞાનની વાંચક પાસે અપેક્ષા રાખે છે. એમાંય વળી વિવેચકનાં મેધા અને રસવર્તુલ વિશાળ હોય ત્યારે તો એની વિવેચનાનુ યોગ્ય મૂલ્યાંકન કરવું અધિક કઠિન. ઇલિયટ અંગ્રેજ લેખકોની વાત કરે ત્યાં તો માગથી બીતાં બીતાંય ડગ ભરાય; દાન્તે જેવા જગવિખ્યાત સાહિત્યસ્વામીની વાત થતી હોય તોય, કદાચ, ચંચુપાત થઈ શકે; પણ જે પ્રતિભા યુરોપસમસ્તને આવરતી હોય તેને શી રીતે આંબવું? પરિણામે, મારાં ઉપરનાં વચનો પરથી જ તું ઇલિયટની વિવેચનશક્તિ માટે ઉતાવળિયાં અનુમાન બાંધી લે તે પૂર્વે એનું Elizabethan Essays (1934) જરૂર જોઈ જજે અત્યાર સુધી બહુધા અવગણાઈ રહેલા કેટલાક લેખકોની કૃતિઓનાં સૌન્દર્યને એણે જે પર્યવેક્ષણશીલ મૌલિક દૃષ્ટિએ અને પરિષ્કૃત શૈલીમાં પ્રકટ કર્યું છે તે બેનમૂન છે. ઇલિયટની સાચી વિવેચક પ્રતિભાનાં તેજ એનાં **depriciations**માં નહિ, પણ **appreciations**માં દેખાય છે જેમ આધુનિક યુરોપીય કાવ્યસાહિત્યમાં તેજ મુજબ વર્તમાન અંગ્રેજી વિવેચનસાહિત્યમાં ઇલિયટનું સ્થાન (આઈ. એ. રિચાર્ડ્ઝ, હર્બર્ટ રીડ ને મિડલટન. મરી જેવા લબ્ધનામ વિવેચકોની હરોળમાં) અગ્રપદે છે.

પ્રા. મોહનભાઈ શં. પટેલ : પ્રા. સુરેશ હ. જોષી

# ઇન્દ્રના આશ્રયે

:: ૧૦ ::

[ અનુસન્ધાન જુન '૪૮ના અંકથી ]

દિવોદાસને હવે તો શ્રદ્ધા હતી કે સોમપા યુદ્ધદેવતા ઇન્દ્ર સાહાય્ય કરશે જ. તૃત્સુયોદ્ધાઓ સાથે એણે શામ્બરની ગિરિગહ્વરોની છાવણી તરફ પ્રયાણ કર્યું. રણદુંદુભિના નિનાદ સાંભળી માર્ગમાંનાં ભરત-ગ્રામના યોદ્ધાઓ આ યુદ્ધયાત્રામાં સામેલ થયા. આ સંયુગીઓ સિવાયના અન્ય સુદૃઢ યોદ્ધાઓ આર્ય કે દસ્યુ પ્રતીપોથી પોતાના ગ્રામનું રક્ષણ કરતાં ગ્રામમાં જ રહ્યા. સરસ્વતીના ઉપલાણે થઈ સેના કૂચ કરતી હતી, ત્યાંથી પરાજિત દુશ્મનોને પણ સાથે લીધા. શામ્બર તો એમના પ્રાન્તોમાં પણ અવારનાર છાપા મારી એમને હેરાનપરેશાન કરી મૂકતો હતો એટલે આ યુદ્ધમાં એમને આનંદ હતો.

પર્વતની તળેટીમાં તો સેના આવી પહોંચી. ત્યાં ગાઢ ઝાડી હતી એટલે દિવોદાસનું સૈન્ય રથ તો વાપરી શકે એમ હતું નહિ. દિવોદાસના સેનાનીઓએ શામ્બરને ખુલ્લા મેદાનમાં આવવા લલચાવવા યોગ્ય ધાર્યું. શામ્બરે ય કાંઈ યુદ્ધનિપુણ નહોતો એમ નહિ હતું. એના ચર પણ ફરતા હતા.

આર્યોના સૈન્યના ત્રણ વિભાગ હતા. દિવોદાસ અને એના પુત્રઃ પડેલા બે વિભાગનું સંચાલન કરતા હતા, ને ત્રીજો વિભાગ પુરુઓનો હતો. જુદાં જુદાં ગ્રામોના ગ્રામણીઓના હાથ નીચે કેટલાક યોદ્ધાઓ હતા. એવા અનેક સમદોનું એક યૂથ બનતું ને એ યૂથ વ્રિષ્પતિના નેતૃત્વ

નીચે હતું. આવાં ઘણાં યૂથો એક વિભાગમાં હતાં. આ પ્રકારની વ્યવસ્થાથી યોદ્ધાઓમાં શિસ્ત જળવાતી. ને એમનો ઉત્સાહ પણ ટકી રહેતો. જુદાં જુદાં કુટુમ્બો અને યૂથોની વચ્ચે નિર્દોષ સ્પર્ધા પણ ઉદ્ભવતી. પણ કેટલીક વાર અતિઉત્સાહને કારણે ગણનાયકની વ્યૂહરચનામાં અંતરાયો પણ આવતા.

જુદાં જુદાં યૂથના વિષ્પતિઓની સંસદમાં બે જાતિઓ વચ્ચે ભ્રામક વિચ્છેદની યોજના ઉપજાવી કાઢવામાં આવી. પુરુનો નેતા કુત્સ કૃત્રિમ રોષ બતાવીને પોતાના સૈન્ય તથા ગણનાયકો સાથે સંસદ છોડી ગયો. આ યુક્તિ સફળ નીવડે એટલા માટે સાચી પરિસ્થિતિની જાણ બહુ ઓછાને થાય એવી તકેદારી રાખવામાં આવી હતી આને પરિણામે ભરતોમાં ઘણા ધૂંધવાઈ ઊઠયા હતા. ઓજસ અને આયુ પણ પુરુઓને ચાલ્યા જતા જોઈ રોષથી અકળાઈને બોલી ઊઠયા, "આ લોકોને શું પેલાં કાળી ચામડીવાળાં ડુંગરનાં ઘેટાંનો ભય લાગે છે? કે પછી એ લોકો ફૂટી જઈને સામે પક્ષે ભળી જવા માગે છે?"

દેવકએ એને ઉત્તર આપ્યો નહિ. લોપાશે એવું અનુમાન કર્યું કે હમણાં જ મળેલા પરાજયને કારણે એમનું સ્વમાન આળું થઈ જવાથી એમણે આવું પગલું ભર્યું હશે. "એનું કારણ ગમે તે હોય, એથી શંબર આપણા પર તૂટી પડશે એ નક્કી" આયુએ કહ્યું.

"કદાચ શમ્બરને ખુલ્લામાં આવવાને લલચાવવા માટે જ તાગડો રચ્યો હોય એમ પણ બને." ચાલાક લોપાશે અનુમાન કર્યું.

"હા, એમ હોય." ઓજસ બોલ્યો. ચિત્રરથે આ સમ્બન્ધમાં સંદિગ્ધ નિર્દેશ કરેલો તે એને એકાએક યાદ આવ્યું. "પણ ધારો કે એ રાતના આવે, તો તો આપણા રથ નકામા નહિ થઈ પડે!"

"એવી કશી ભીતિ રાખવાને કારણ નથી, કેમ કે, એ દુષ્ટો અન્ધકારના ભયથી થરથરી ઊઠે છે." લોપાશે કહ્યું.

પણ શમ્બરે જ્યારે બે દિવસ પછી આ સમાચાર સાંભળ્યા ત્યારે રાતના જ આક્રમણ કરવાનું એણે નક્કી કર્યું. ઓચિંતા આક્રમણથી વિપક્ષના

બની શકે તેટલા રથ તથા અશ્વોનો ધાણ કાઢી નાખવાનું એણે વિચાર્યું. આ પહેલાં ઘણી વાર શમ્બરને દિવોદાસ સાથે ઝૂઝવાનું આવ્યું હતું એટલે એ આર્યોની યુદ્ધપદ્ધતિથી સારી રીતે પરિચિત થઈ ગયો હતો. એ જાણતો હતો કે આર્યો રથ અને અશ્વોને શિબિરોની વચ્ચેના ભાગમાં રાખતા, ને યુદ્ધ શરૂ થયાની ખબર પડતાં જ એમના અશ્વો હણહણી ઊઠતા. એની પણ એને ખાતરી હતી. એના ગણનાયકોને આ વ્યૂહ ગમ્યો ને રાત્રે યુદ્ધનો પ્રારંભ કરવાને નારાજ એવા યોદ્ધાઓને સંતોષવાને ખાતર એના પુરોહિતો પાસે અન્ધકારના અસુરોને તર્પવાને મન્ત્રોચ્ચાર કરાવ્યા.

શમ્બર રાત્રે આક્રમણ કરે એવો સમ્ભવ એમણે કલ્પ્યો નહોતો, છતાં આર્યો અસાવધ રહ્યા નહિ હતા. એમના પડાવની પૂર્વ દિશામાં એક ઝરણું વહી જતું હતું. એ તરફ અને બીજી ત્રણે બાજુએ આખી રાત એમણે તાપણી સળગાવી રાખી હતી ને દરેક રથને સખત ચોકીપહેરો પણ હતો. પડાવના મધ્યસ્થાને આવેલી એક ચોખંડી જગામાં રથ અને અશ્વોને રાખવામાં આવ્યા હતા. અશ્વોને રથની પાછળ થોડે અંતરે બાંધ્યા હતા. એ ચતુષ્કોણની ચારે બાજુએ યોદ્ધાઓ પોતાનાં આયુધો સાથે ભોંય પર સૂતા હતા.

પોતાની યુક્તિનું કશું ફળ ન આવતું હોવાથી દિવોદાસ અધીરો થઈ ઊઠ્યો હતો ત્યાં તો એક દિવસ કુત્સ અને પુરુના વિશ્પતિએ સંદેશો કહેવરાવ્યો કે એમના ચરોએ ટેકરીઓમાં શત્રુપક્ષના યોદ્ધાઓને આક્રમણ માટે એકઠા થતા જોયા હતા. આ સંદેશ સાંભળીને બધા યોદ્ધાઓ આનન્દથી બોલી ઊઠ્યા: "ઈન્દ્ર આપણો કેવો મિત્ર છે તેની હવે તરત જ પ્રતીતિ થઈ જશે."

ત્યાં તો એકાએક નૈઋત્યમાં દુંદુભિ ગગડી ઊઠ્યાં. યુદ્ધના તુમુલ નાદથી રાત્રિનો અંધકાર જાણે થરથરી ઊઠ્યો. ત્રણ તીરવા જેટલે અન્તરે શમ્બરના યોદ્ધાઓ આવી પહોંચ્યા. દિવોદાસના સૈનિકો સંનદ્ધ પ્રત્યંચા સાથે એમનો પ્રતિકાર કરવાને તૈયાર થઈને ધસી ગયા. પણ એમના ગણનાયકોએ એમને પોતપોતાની શિબિર છોડી જવાની મના કરી, કારણ, નિરન્ધ્ર અન્ધકારમાં મિત્ર અને શત્રુનો વિવેક થઈ શકે એમ નહોતું.

દસ્યુઓ એમને ઘેરી વાળ્યા હતા કે કેમ એ પણ કળવું મુશ્કેલ હતું. આથી કોઈ પણ દિશા તરફથી સીધાં આક્રમણની રાહ જોવી એ જ વધુ યોગ્ય હતું.

સુદાસે ચતુષ્કોણમાંના અશ્વો અને રથની ચોકી કરવાનું કામ ઓજસને સોંપ્યું એ એને ન ગમ્યું. નૈઋત્ય તરફનું શત્રુઓનું આક્રમણ વિપક્ષના ભારે યુદ્ધનાદ છતાં સફળ નીવડ્યું હોય એવું સુદાસને લાગ્યું નહિ, તેથી શત્રુઓ કોઈક બીજે સ્થળેથી આક્રમણ કરવાની પેરવીમાં હોય એવો સંદેહ એને થયો.

પોતાના સાથીઓને બચાવવાને માટે આર્યોને આવતા ન જોઈને શમ્બરે દસ્યુઓને પાછા વળવાનો આદેશ કર્યો. દસ્યુઓ સૂર્યની આગળથી ધુમ્મસ અદૃશ્ય થઈ જાય તેમ અલોપ થઈ ગયા. એકાએક વ્યાપી ગયેલી શાન્તિથી આર્યો છેતરાયા ને પોતાના આહત યોદ્ધાઓની શોધમાં મશાલ લઈને નીકળી પડ્યા. શમ્બરને માટે આ એક ઝડપી લેવા જેવી તક હતી. મશાલને અજવાળે એ આર્યોના પડાવને બરાબર જોઈ શક્યો. એણે એના યોદ્ધાઓને તરત જ આક્રમણ કરવાનો આદેશ દીધો. બાણની વર્ષા છૂટી. થોડીક ક્ષણો સુધી તો હાથોહાથની ઝપાઝપી પણ ચાલી. તુમુલ નાદ ઊઠ્યો. આર્યો ગણનાયકોની સૂચનાઓને વરતી શક્યા નહિ. દુર્ઘટનાઓ બની આથી આર્યો શમ્બરના પડાવ સુધી આવેશમાં ને આવેશમાં ધસી ગયા.

નૈઋત્યમાં આવું યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યારે બીજી બાજુના આર્યો શત્રુઓનાં કોઈ ચિહ્ન ન જોવાને કારણે અધીરા થઈ ઊઠ્યા હતા. એ સમૂહમાં ગ્રામણી વ્યોમનનો સમૂહ પણ હતો. દ્વૈત ગણનાયકના શિબિર ન છોડવાના આદેશથી અકળાઈને બબડાટ કાઢ્યે જતો હતો. ઓજસ, આયુ અને ચિત્રરથના હાથ નીચેના બીજા યોદ્ધાઓ પણ આ પ્રકારની નિષ્ક્રિયતાથી અકળાઈ ઊઠ્યા હતા. યુદ્ધ એક જ ભાગમાં ચાલ્યા કરતું હતું અને ધીમે ધીમે એમનાથી દૂર થતું જતું હતું.

"મારાથી તો નથી રહેવાતું" દ્વૈત બોલી ઊઠ્યો "મારી સાથે કોણ આવે છે?"

"આગળ થા." ઘણાં ગળાંમાંથી અવાજ આવ્યો.

ઉદ્ઘોષ કરતો દૂત વ્યોમનના હાથનીચેના લગભગ બધા જ સૈનિકોને આમ આગળ લઈ ગયો.

"આ દૂતનો અવાજ લાગે છે" આયુ ધીમેથી બોલ્યો. "એણે એની જગા છોડી લાગે છે"

"મનેય જવાનું મન થઈ ગયું છે" ઓજસ અધીરો થઈ ઊઠયો.

"ઓજસ, ત્યાં જ રહેજે" ચિત્રરથે આદેશ આપ્યો. "જો જો, શત્રુઓ આ અવ્યા"

દૂતની ખાલી પડેલી જગા સુધી શમ્બરના યોદ્ધાઓ ધીમેથી સરી આવ્યા. વ્યોમન્ પોતાના કેટલાક વફાદાર સૈનિકો અને ઓજસ આયુની સાહાય્યથી એમની સાથે લડ્યો. ઘણાનો ઘાણ કાઢી નાખ્યો. બાકી રહ્યા તે જીવ લઈને નાઠા. એઓ આવ્યા હતા રથ બાળવા, અશ્વોને ભગાડવા ને પછી અન્ધકારમાં ભાગી જવામાં પણ ફાવ્યા નહિ.

"ઇન્દ્ર, હે ઇન્દ્ર" એવા ઉદ્ઘોષ સાથે ચિત્રરથે પણ ઝંપલાવ્યું. પરન્તુ દસ્યુના ગણનાયકે સંકેતથી પોતાના યોદ્ધાઓને એક તરફ વાળી લીધા અને આર્યોની હરોળને ભેદીને અશ્વ અને રથ પાસે સીધા પહોંચી શકાય એવાં સ્થાનની તપાસ કરવા માંડી. ચિત્રરથે જ્યારે પોતાની સામે કોઈને ન જોયા ત્યારે એને અનિષ્ટની આશંકા થઈ આવી. અને એણે એના સૈનિકોને પેલા ચતુષ્કોણ તરફ પાછા વળવાનો આદેશ દીધો.

પણ ત્યાં સુધીમાં તો શરટકાર સંભળાવા લાગ્યો હતો. ઘવાએલા અશ્વોના આર્તનાદ પણ રહીરહીને સંભળાવા લાગ્યા. આર્યો એ ધનુષ્ય-ટંકાની દિશામાં ધસી ગયા. પછી ઓજસે દસ્યુના સંકેતનું અનુકરણ કરીને સૂચક અવાજ કર્યો એથી દસ્યુઓ ભોળવાઈ જઈને ધસી આવ્યા. ને આર્યોને હાથે ધરાશાયી થઈ ગયા.

ઉષાના સ્મિતની ટશર પ્રાચીને રંજિત કરતી હતી અગ્નિનો આર્યોની વહારે આવ્યા હતા. એક જૂથ થઈને હવે આર્યોએ દસ્યુઓને નસાડી મૂક્યા. આ બધું બહુ થોડા વખતમાં પતી ગયું, ઓજસની

ચાતુરીને કારણે આર્યોના રથ અને અશ્વને ઝાઝું ખમવું પડ્યું નહિ. ચિત્રરથે આ માટે તેને ઉમળકાથી અભિનંદન આપ્યાં.

ઓજસે કહ્યું, "આ બધું પેલા શંખ ફૂંકતને લીધે જ થયું. હું એ કદી નહિ ભૂલું."

## : ૧૧ :

સૂર્ય ઊગ્યો. દિવાદાસે એના પુત્રને શત્રુઓની પાછળ જવા કહ્યું. મૃતયોદ્ધાઓનો અંત્યેષ્ટિ-સંસ્કાર કરીને પાછળ પાછળ જ પોતે પણ જઈ પહોંચવું એમ એણે નક્કી કર્યું.

બેએની હારમાં રથ બહાર નીકળવા લાગ્યા. થોડાએક ગાઉને છેટે નાસી જતા દસ્યુઓએ ઊડાડેલી ધૂળનાં અનિયમિત વાદળાં સુદાસે જોયાં, શાણા શમ્બરે પોતાના યોદ્ધાઓને નાની ટૂકડીઓમાં વહેંચાઈ જઈને નિકટવર્તી વનગુફાઓના આશ્રયે પહોંચી જવા આદેશ દીધો. સુદાસના રથીઓ એના સમસ્ત સૈન્ય ઉપર આક્રમણ કરે એવી કરી શકયતા જ ઊભી ન થાય એની એણે કાળજી લીધી.

"અરે ચિત્રરથ, શમ્બર કાંઈ શંખ નથી. રથ ઊભો રાખ હું બધાને આદેશ આપું." સુદાસ બોલ્યો.

રથીઓ એની ચારે બાજુ ભેગા થઈ ગયા. અશ્વોને શ્વાસ લેવાનો સમય મળવાથી આનંદથી નાચી ઊઠ્યા. એણે રથીઓને વીખરાઈ જઇને નાસી જતા દસ્યુઓ બણી કૂચ કરવા કહ્યું, ને જે શમ્બરના સમાચાર મેળવી શકે તેણે પોતાને ખબર આપવા વેગે દોડી આવવું; કેમ કે એ શત્રુઓ જીવતો પકડવાની કે હણવાની એની ઇચ્છા હતી.

ફરી પાછા અશ્વોને હાંકવામાં આવ્યા, આર્યો ચોમેર પથરાઇ ગયા. સુદાસ પોતાની સાથે છ યોદ્ધાઓને લઇને આગળ વધ્યો. આ છમાં ઓજસ અને આયુ રથીઓ તરીકે હતા. રથ હાંકવાની કળાનું સકળ નૈપુણ્ય અહીંઆં કસોટીએ ચઢવાનું હતું કેમકે જમીન ખાડાટેકરાવાળી અને અનેક અવરોધો પણ વચ્ચે હતા. દસ્યુઓએ આવું સ્થળ જાણી-બુઝીને જ પસંદ કર્યું હતું.

દસ્યુઓના જે જૂથ ઉપર આ લોઢો હુમલો લઇ જતા હતા એ તો હજી ય નાના નાના જથામાં વહેંચાઇ ગયા, કેટલાક ઝાડનાં થડ પાછળ. તો કેટલાક વળી જાળાંઝાંખરાં પાછળ ભરાઇ ગયા ને શરસન્ધાન કરી તૈયાર પણ થઇ ગયા હતા.

સુદાસ આક્રમણકારોની બરાબર વચમાં હતો. ને આયુ તથા ઓજસ એની જમણી બાજુએ હતા. સામેથી ઝાંકાની શરવૃષ્ટિને ભેદીને તેઓ આગળ ધસ્યે ગયા. પછી એકદમ જમણી તરફ વળાંક લીધો એટલે સામેથી આવતાં બાણો એમનું લક્ષ્ય ચૂકી ગયાં. ભૂમિની વન્ધુરતા અને સારથીની રથ હાંકવાની કુશળતા જ આ વ્યૂહની સફળતાનાં કારણભૂત હતાં. આયુ અને ઓજસનું ભાગ્ય બીજા સારથીઓના જેટલું ઊજળું ન નીવડ્યું. એમના રથની એક બાજુએ ઝાંખરાં હતાં અને બીજી બાજુએ ખાડો હતો. ઝાંખરાંની અને ખાડાંની પાછળ અડગ દસ્યુ બાણાવળીઓ ઊભા હતા. એમની સામે સીધા ધસી જઇને એમને મારી હઠાવીને વધુ સલામતીભરી જગ્યાએ પહોંચી જવા સિવાય બીજો કોઇ માર્ગ એમને માટે ખુલ્લો ન હતો. સામેથી આવતાં તીરો કરતાં જમણી ને ડાબી બાજુથી આવતાં તીર એમને ભારે પડયાં. આયુના રથમના રાજન્યને એક તીર આંખમાં વાગ્યું અને રથના ડાબી તરફના અશ્વને જમણે પડખે તીર વાગવાથી અશ્વે કૂદાકૂદ કરવા માંડી અને રથ પણ આડોઅવળો ફરવા લાગ્યો. આયુને પાસે જ જોતાં ઝાંખરાં પાછળથી વિજય મેળવવાને અતિ ઉત્સાહી એવા એક દસ્યુએ આયુના તરફ ભાલો તાકયો, પણ રથની ધૂંસરી તેના માથા સાથે અથડવાથી બભાન બનીને ધરણી પર ઢળી પડયો. રથને ઊભો રાખીને આયુ એના પર કૂદી પડયો ને એનું તૂણ અને ધનુષ્ય લઇ લીધું. એ તૂણ લેતો હતો એટલામાં જ એની પાસેથી સરરર...ર કરતું એક બાણ પસાર થઇ ગયું. તેથી આયુ વાંકો વળીને રથની ઓથે લપાયો. પણ જમણી તરફના અશ્વે એને લાતો મારવા માંડી ને એને રથ નીચે કચડાઇ જવાની બીક લાગી. આથી એ ત્યાંથી ખસી ગયો. બાજુબાજુથી થોડા દસ્યુઓ ધસી આવ્યા. એણે પરિત્રાણાર્થે ઇન્દ્રનું આહ્‌વાન કર્યું. એ ક્ષણે એના તરફ એક ભાલો ફેંકાયો અને એ સહેજમાં જ ઊગરી ગયો. પણ એકાએક દસ્યુઓ ઓથ લેવાને દોડી ગયા, કારણ કે ચિત્રરથ એમને જોઇને એમના તરફ ધસી

આવતો હતો. ચિત્રરથે આયુને ઘોડાને છોડી દઈને એના પર સવાર થઈ જવાનું કહ્યું. એમ કરતાં આયુને ઠીક ઠીક મુશ્કેલી પડી. આયુ સવાર થઈ ગયો ને નાગથી એક ભાલો પણ લઈ લીધો. ત્યાં તો સામેથી એણે ઓજસને ઘોડા ઉપર આવતો જોયો. એ ઝાપ્પરાં પાછળના દસ્યુઓના પર ધસી જતો હતો, આયુ અને એનો રથ એની આડે આવ્યાં તે સારું જ થયું. નહિ તો એ દસ્યુઓનો ભોગ થઈ જાત, ઘણાં શરો વરસાવ્યા પછી દસ્યુઓને એ બે ભાઈઓએ મારી હટાવ્યા. પણ એમ કરતાં આયુનો ઘોડો ઘવાઈને મરણ પામ્યો ને આયુ ઘોડા નીચે આવી પડ્યો. ઓજસે પોતાનું બધું બળ વાપરીને મૃત અશ્વને એના ભાઇના શરીર પરથી અળગો કર્યો અને એને પોતાના ઘોડા પર બેસાડીને સૈન્યના પાછલા ભાગ તરફ લઈ ગયો. બીજા અનેક રથોને પણ આવું નુકસાન વેઠવું પડ્યું. દૂરથી દસ્યુઓ વળતા હુમલાની તૈયારીઓ કરતા દેખાતા હતા. પણ કુત્સ અને પુરુના રથોએ ઉડાડેલી ધૂળને જોતાં જ એમણે એ વિચાર માંડી વાળ્યો. કુત્સ અને પુરુઓએ દસ્યુઓનો પીછો પકડ્યો પણ અસમજૂમિને કારણે એઓ હાથમાં આવ્યા નહિ.

આર્યોના ઘણા અશ્વો માર્યા ગયા હતા. ને જે બચ્યા હતા તે પુષ્કળ થાકી ગયા હતા તેથી આર્યો ધીમે ધીમે જ્યાં સુદાસે પોતાનો ધ્વજ ફરકાવ્યો હતો તે તરફ વળ્યા. મૃત સૈનિકોના દેહને એક હારમાં સુવાડ્યા. દિવોદાસ અને એની સાથેના પદાતિની રાહ સૌ જોવા લાગ્યા. ઓજસ અને ચિત્રરથ મૂર્ચ્છિત આયુની સુશ્રૂષા કર્યે જતા હતા. એને ભાન આવવા માંડ્યુ જોઈ એઓ હર્ષિત થઈ ઊઠ્યા. આયુએ આંખો ખોલીને ગભરાયેલો હોય તેમ આજુબાજુ જોવા માંડ્યું અને અસમ્બદ્ધ પ્રલાપ કરવા માંડ્યો. ઓજસે કહ્યું: "આયુ, જાગ્રત થા. યુદ્ધ પૂરું થયું છે ને હવે તું સુરક્ષિત છે, તારું કોઇ અંગ ઘવાયું તો નથી ને!" આયુ બેઠો થયો ને ઓજસની મદદથી ઊભો થઈને થોડાંક ડગલાં ચાલ્યો, "ના," એણે કહ્યું, "મને બેચાર ઉઝરડા પડ્યા હશે, એટલું જ પણ હવે મને રથ હાંકવા દેશો કે નહિ!"

"ને મને ય! આપણા બન્નેની એક સરખી અવદશા થઈ છે."

ચિત્રરથે કહ્યું: "કશી ચિન્તા કરશો નહિ અત્યન્ત દક્ષ એવો રથી પણ અશ્વો મરી જાય ત્યારે કશું કરી શકતો નથી. ને શત્રુઓની વચ્ચેથી ઘોડા પર ચાલ્યા આવવું એ તો તમારા સિવાય ભાગ્યે જ કોઇ કરી શકે. તમારા રાજન્ય તમને આ શૌર્ય માટે અભિનન્દન આપે છે"

(ચાલુ)

નલિન ગોવિન્દજી પરેખ

મુનશીનાં
# પૌરાણિક
નાટકો

[ અનુસન્ધાન સપ્ટે-ડિસે '૪૮-અંકના પૃ. ૩૮૮માંથી ]

સત્યે અને ઋતે શીલવન્ત આર્યત્વ જન્મગત નહિ પરંતુ સંસ્કારગત છે એવો ભાવ "લોપામુદ્રા"માં વ્યક્ત કરવાનું થી. મુનશીનું પ્રયોજન છે. વિશ્વરથ જે સાત માસ સુધી દસ્યુરાજા શાંબરના ગઢમાં કેદી છે તેણે ઉગ્રા જોડે ઘરસંસાર માંડ્યો છે. જન્મે દસ્યુ, અર્થાત્ અનાર્ય કુળની, ઉગ્રામાં વિશ્વરથ ક્રમે ક્રમે રઝળતી હજારો ભૂંડી આર્યાઓમાં દુષ્પ્રાપ્ય એવાં શુદ્ધિ અને સ્નેહનાં દર્શન કરે છે આમ આર્યત્વનો સંભવ કર્તાએ ઉગ્રામાં એટલે જન્મે અનાર્યમાં પ્રયોજ્યો છે. બીજી બાજુ, આર્યત્વ જન્મગત હોય છે એવું અગસ્ત્ય (અને વસિષ્ઠાદિ પણ) માને છે એવી આલેખના કર્તાએ, "આર્યોની પત્ની આર્યા જ હોય. એનાં જ સંતાનો દેવને અર્ઘ્ય દઈ શકે......ભરત દાસીને મહિષી સ્થાપે એ તો શુદ્ધિભ્રંશની અવધિ." એવી અગસ્ત્યની માન્યતામાં તથા ભરતશ્રેષ્ઠ વિશ્વરથ ઉગ્રાને પત્ની ન બનાવી શકે એવા એમના સંકલ્પમાં, કરી છે. ઉગ્રા સમેત આખા દસ્યુકુળના વિનાશના એમના આગ્રહમાં અગસ્ત્યની પોતે માને તે સત્ય અને ઋતના સંરક્ષણ માટેની ચિંતા વ્યક્ત થાય છે. શાંબરના મૃત્યુ પછી અગસ્ત્ય ઉગ્રાને મારવા ઉદ્યુક્ત થાય છે ત્યાં વિશ્વરથ એમને વારે છે અને પડકારતી ઘોષણા કરે છે, "પ્રતર્દન, મારા ભરત-

વીરો ! દેરના શપથ ખાઈ મેં શાંબરીને મહિષી સ્થાપી છે. જન્હુ ને ગાધિના શપથ જો એક ભરત છવતાં એનો વાળ વાંકો થવા દો તો !" આ બને છે શંબરના મૃત્યુદિને. બેએક માસ પછી એક દિવસ બપોરે અગસ્ત્ય વિશ્વરથને કાલે સૂર્યોદય પહેલાં શાંબરી આપી દેવાની (વધ માટે-સ્તો) આજ્ઞા કરે છે, અને સંકલ્પ કરે છે કે વિશ્વરથ શાંબરી ન આપે તો પ્રાણ ત્યજશે, અગસ્ત્યની વાણી કરતા દેવવાણીમાં વિશ્વરથને વધારે સત્ય દેખાય છે તેથી શાંબરીને ન ત્યજવાનો એ પણ દૃઢ સંકલ્પ કરે છે. એટલું જ નહિ, સત્યે અને ઋતે પરિસિંચિત શાંબરી આર્યા છે એવું પ્રમાણ એ ભગવાન સવિતાને આવાહન કરી, દેવના શ્રીમુખે જ બોલાતા "હા"માં લે છે. પણ અગસ્ત્યને એ પ્રમાણ ખપતું લાગતું નથી. આમ એક બાજુ શાંબરીને ન ત્યજવાનો વિશ્વરથનો સંકલ્પ ને બીજી બાજુ શાંબરીત્યાગ ન થાય તો પ્રાણત્યાગ કરવાનો અગસ્ત્યનો સંકલ્પ છે—એ વિષમ પરિસ્થિતિમાં, સંઘર્ષણમાં, નિરાપ્ય વિષયની ઝલક છે.

આ વિષમ પરિસ્થિતિનો, આર્યત્વના અધિકારભેદનો, ઉકેલ કરી શકે એવું એક પાત્ર નાટ્યકારે પ્રયોજ્યું છે. તે છે લોપામુદ્રા, અગસ્ત્યને લોપામુદ્રા પરત્વે ઉદાસીનતા જ નહિ, તિરસ્કાર છે તોપણ લોપામુદ્રા તેનું હૃદય જીતી, સુભગ ઉકેલની શ્રદ્ધા સેવે છે. અગસ્ત્યને એ જીતે છે, પરંતુ પરિસ્થિતિનો ઉકેલ લાવી શકતી નથી—જન્મભેદે લેખાતા અધિકારભેદનું નિરસન થતું નથી.

આ રીતે નાટ્યકારે સત્ય અને ઋતના પરિસિંચનની શક્યતા ઉગ્રામાં આલેખી છે. એ શક્યતાનો વિશ્વરથ દ્રષ્ટા છે, લોપામુદ્રા પણ. અને પ્રતિપક્ષે એવા પરિસિંચનની શક્યતામાં ન માનતા અગસ્ત્ય અને વસિષ્ઠાદિ પાત્રોની પ્રયોજના કરવામાં આવી છે. એ બે પક્ષને સંઘર્ષણમાં લાવી કર્તાએ પોતાના વિષયને સરસ ઉઠાવ આપ્યો છે. આટલે સુધીના નાટકમાં ("શાંબર કન્યા" અને "દેવે દીધેલી"માં) આ વિષય કેવો વિલસે છે તે જોઈએ. ઉદ્દિષ્ટ ભાવના નિરૂપણ અર્થે નિયોજિત ઇતિવૃત્તમાં, વિશ્વરથ અને શાંબરીનું દામ્પત્ય, અગસ્ત્ય વિરુદ્ધ વિશ્વરથનો સંકલ્પ અને સવિતાના શ્રીમુખે શાંબરીનો આર્યા તરીકેનો સ્વીકાર એ પ્રસંગો તથા લોપામુદ્રાનું

પાત્ર, અતિ મહત્ત્વનાં છે. એક બાજુ ભરત, તૃત્સુ આદિનું બનેલું આર્યકુલ અને બીજી બાજુ શંબરનું દસ્યુકુલ–એ બે કુલની અને તેમની વચ્ચે ચાલતા યુદ્ધની આલેખના તથા શાંબરીના મહિષી તરીકેના વિશ્વરથના સ્વીકારથી ભરત, તૃત્સુ આદિ વચ્ચે જાગેલો આંતરકલહ અને વિશ્વરથ પરત્વેની ભરતોની સ્વામીભક્તિમાં આવેલું શૈથિલ્ય પણ, વિષયપુષ્ટિના પ્રયોજનથી યોજાયેલાં છે.

## વિશ્વરથ પરણ્યાનું ખરું કારણ

વિશ્વરથે શાંબરી જોડે ઘરસંસાર માંડયો તેનું મૂળ કારણ શું? શાંબરીમાં સત્ય, સ્નેહ, શુદ્ધિ, ઋત આદિના દર્શને સહજ ઉદ્‌ભવતો નિર્વ્યાજ પ્રેમ કે બીજું કશું? કર્તાએ "અનુસંધાન"માં એવું કારણ આપ્યું છે કે વિશ્વરથ શંબરના મઠમાં કેદી છે, એણે "છૂટવાની આશાને અભાવે, ઉમા શાંબરી જોડે ઘરસંસાર માંડયો છે." તો પ્રશ્ન એ છે કે એ જ વિશ્વરથના આર્યકુલનો, અને તે પણ કળિકાળનો, સાધારણ સત્તામઠી પણ વરસેકની કેદ તો રમતમાં સહી લે છે તો વિશ્વરથ, કે જેનામાં વિશ્વામિત્ર થવાની શક્તિ છે તે, આમ [1]એક માસમાં જ આશા છોડી, ઘરસંસાર માંડી બેસે એ કેમ બને! આ શંકાને દબાવી આગળ ચાલીએ. "અનુસંધાન"માં નાટયકારે જે કારણ આપ્યું છે તેનાથી ભિન્ન કારણ નાટકમાં આલેખાયું છે. વિશ્વરથ લોપામુદ્રાને કહે છે "ભગવતી! ભગવતી! હું શું કરું! એ છોકરી કારાવાસમાં પણ મને જંપવા દેતી નથી. મેં એની સામે દૃષ્ટિ નાખી નહોતી, છતાં એ આવીને મારા પગ આગળ સૂતી. તમે માનશો નહીં, પણ અનિચ્છાએ દયાની ખાતર, મારે એનો સ્વીકાર કરવો પડયો" ત્યારે વિશ્વરથ અનિચ્છાએ દયાની ખાતર શાંબરીને પરણ્યો છે, લેખક કહે છે તે કારણે નહિ; ઉઆમાં થયેલ કોઈ ગુણવાન દર્શને પણ નહિ. અનિચ્છાએ દયાની ખાતર ભલે એ શાંબરીને પરણ્યો, પરંતુ પાછળથી હજારો આર્યાઓમાં દુષ્પ્રાપ્ય એવાં શુદ્ધ અને સ્નેહનો શાંબરીના વ્યવહારમાં અનુભવ થયે એનો પોતાનો શાંબરી પરત્વેનો વ્યવહાર, થવો જોઇએ તેમ, પ્રેમ-

---

1. વિશ્વરથ કારાવાસમાંથી વિમુક્ત થાય છે તે પછી, બેએક માસે, ઉગ્રાને પુત્રપ્રાપ્તિ થાય છે. એટલે કેદમાંથી વિમુક્ત થયો તેના સાતેક માસ પૂર્વે એ પરણ્યો હોવો જોઈએ. આઠ માસ એ કેદમાં રહે છે. એટલે આશા છોડી તે એક માસમાં જ.

પ્રત્યેના વિશ્વરથના ઉત્કૃષ્ટ પ્રેમપૂર્ણ વ્યવહારને અનુલક્ષીને એના શામ્બરી સાથેના વ્યવહારનો વિચાર કરીએ તો એથી શંકા રહે છે કે આર્યશ્રેષ્ઠ વિશ્વરથના હૃદયમાં ઊંડે ઊંડે ક્યાંક પેલો અધિકારભિન્નતાનો અનૃત ભાવ પ્રચ્છન્ન વસે છે. કલાદેષનું પરિણામ પ્રયોજનથી કેટલું વિપરીત આવ્યું ?

## સરસ કાલનિયોજન

ગુરુસંકલ્પથી વિરુદ્ધ વિશ્વરથનો જે સંકલ્પ છે તેની આલેખના, શ્રી. મુનશીએ આમ તો સફળતાથી કરી છે. જેમની આજ્ઞા સર્વદા-સર્વથા શિરસાવંદ્ય એવા ગુરુની વાણી અને બુદ્ધિમાં એ ઋતનો અભાવ જુએ છે, ગુરુનો કોપ વહોરે છે, તૃત્સુઓ જોડે વેર થશે એ ભયને અવગણે છે, પોતાની ઘોષમાં પ્રાણ ત્યજશે તેને એક રાગ માત્ર ગણી કાઢે છે, ભરતો પદભ્રષ્ટ કરે માટે સંકલ્પ છોડવો તેને એક રાજ્યમોહ માત્ર લેખે છે. સંકલ્પમાં દૃઢ રહેવામાં એને યત્કિંચિત પણ માત્ર સ્વાર્થ થતો નથી. અને કેટલી બધી ત્વરિત ગતિથી, શ્રી મુનશી પરિસ્થિતિને વિષમ બનાવે છે! શામ્બરી આપી દેવાની અગસ્ત્યે આજ્ઞા કરી એ જ દિવસે બપોરે તૃત્સુઓમાં ભરતો પ્રતિ વેરભાવના, વિશ્વરથ પ્રત્યેની ભરતોની સ્વામીભક્તિમાં શૈથિલ્ય, વસિષ્ઠનો કોપ આદિ આલેખ્યું છે. ઢળતા બપોરે તો ગુરુદેવે, આજ્ઞા વિશ્વરથ ન પાળે તો પ્રાણ ત્યજવાનો સંકલ્પ કર્યો છે, આથી વિશ્વરથનું મનોમંથન ઉત્કટ બને છે, તેનો સંકલ્પ વધુ દૃઢ થાય છે, સવિતાનું ઉદ્બોધન કરી શામ્બરી આર્યા હોવાનું પ્રમાણ મેળવી લે છે. આ બધું બપોરથી સાંજ સુધીના ત્રણચાર કલાકમાં બની જાય છે. આવતી કાલના સૂર્યોદય પહેલાં આ વિષમ પરિસ્થિતિનો ઉકેલ, માત્ર રાત બાકી છે તેમાં જ, કોણ લાવી શકે? હૃદયે તણું વાસીને ચાલતા વસિષ્ઠ પાસે એ અપેક્ષા સેવવી જ વૃથા. એકમાત્ર લોપામુદ્રા પ્રતિ દૃષ્ટિ જાય છે—માવકની ને પત્રીની. અગસ્ત્ય માટે એને પ્રણયભાવ છે, વિશ્વરથને એ પોતાનો અને અગસ્ત્યનો માનસપુત્ર લેખે છે; આથી સાંજે એ દિવોદાસને કહે છે પણ ખરી, "મારા પિતૃઓના શપથ લઈને કહું છું કે હું જીવતી છું ત્યાં સુધી બેમાંથી એકેને ય હું ધર્યું કરવા દેવાની નથી." અને ખરેખર, મધરાતે તો, આ જ કેટલા યે વખતથી આરહેલના

કરતા વિમુખ અગસ્ત્યને અભિમુખ જ નહિ, વિવશ બનાવી જીતી લે છે. એનો પ્રેમ સફળ થાય છે. બપોરથી તે મધ્યગત સુધીના ચાર કલાકના સંપર્કનું કેટલું બધું વસ્તુ શ્રી મુનશીએ પ્રયોજ્યું છે! કાળનિયોજનનુ આ સરસ દૃષ્ટાંત છે.

—અપૂર્ણ

ગિરધરલાલ શેઠ (પોંડિચરી)

# સાધકની દૃષ્ટિએ

મારા રાજા, મારા આત્મદેવ, તું જ્યોતિર્મય છે.

ભૂખર વાયરા અડે તો વાયરા પોતે પરતાય એવાં અમર રસાયણોથી તારા સિંહાસનને રસી લે. માથે હિમાલય તૂટી પડે તો એના પાયા ન ડગે એવું અચળ એને ગોઠવ.

પછી તું એના પર બેસ ને ધ્રુવ રાજ્ય કર.

તારા મુગટમાં નવલખ તારાઓ જડયા છે એટલું બસ નથી. તારા પગની પાનીઓમાંથી અમૃતસાગર ઝરે તેનું પાન કરી પૃથ્વી વ્યવસ્થિત ફાલે ફૂલે એ પણ જરૂરી છે.

તું જ્યોતિર્મય રહે એ બસ નથી. તારું અમરત્વ અહીં પણ પ્રગટ કર.

તું નખશિખ સ્વયં ચિદાનંદ. તારા સકલ રાજ્યને સફળ રીતે ચિદાનંદની સબલસ્ખ લહાણી કર.

માટીના આ મુખમાં સૂરજ ચાંદાનાં તેજ ભર. માટીના આ હાથ–પગમાં હિમાલયની મક્કમતા મૂક.

માટીના દેહમાં ચિદાનંદ તું પોતે તારા હાથીઘોડા અપ્રતિબંધ ખેલાવ.

મારા રાજા, તું ખેલ ને તારી પ્રજાને ખેલાવ.

પ્રહ્લાદને ખોળામાં લઇ હોળી બળવા બેઠી. હોળી બળી ગઈ. પ્રહ્લાદ જીવતો રહ્યો.

એમ જીવને ખોળામાં લેઈ સંસાર બળવા બેઠો છે.

જીવ ઊગરશે સંસાર બળી જશે.

ક્યારે! આજે કે યુગો પછી!

એ તો શું કહેવાય! જેવી લાગ.

બરાબર લાગી હશે તો આજે. ટપૂસ ટપૂસ તણખલાં નાખ્યે બળતી હશે તો યુગો પછી.

કેટલા ટૂંકા શબ્દ! કેવી સાચી વાત!

"સૌથી પ્રથમ તું બની જા; બીજાને રહેવા દે."

નવ્વાણું લાખ નવ્વાણું હજારથી વેપાર ના માંડ. પૂરા કરોડ થવા દે.

ચિદાનંદ વરસવા દે. તારી રગેરગ ભરાવા દે.

અમરતાના પુત્ર! અમરતાની આપમેળે ટીશીઓ ફૂટવા દે.

પ્રભુને વિલસવા દે. અમરતા અંગેઅંગ છલકવા દે.

અમરતાના પુત્ર! અમરતાના પુત્ર!......

...બધું તારી અમરતાના હાથમાં છોડી દે.

ભગવાન.

ગોપીઓ જલ ભરવા નહોતી નીકળતી બેડાં તો બહાનાં હતાં.

તારા હૈયાના સાગરમાં એમના કોડા બુડાડવા આવતી. તારી આંખોના કૂવાનાં અમૃત પીવા આવતી.

એ કલા હું શીખ્યો છું.

આજથી હું પણ તારા સાગરમાં સ્નાન કરવા આવીશ. તારાં અમૃત જળ ભરવા મારો કોઠો તારા કૂવામાં ફાંસીશ.

હે આનંદઘન.

કેવો કૂવો, કેવાં બેડાં! કેવો સાગર, કેવાં સ્નાન!

મને રૂંવે રૂંવે રોગ થયો છે. તમને મારી પાસે કેમ બેસાડું!

મારા સંસારી ભાવ ઊડી ગયા છે. હું મડદું તમને કેમ કરી આવકારું!

સ્વાર્થમાં સિદ્ધ નથી. પરમાર્થમાં સિદ્ધ નથી. સાધક છું. તમને સ્વાર્થસિદ્ધોને મારી પાસે બેસાડી કેમ બગાડું!

પરમાર્થસિદ્ધિના અભાવે આવેલા મારા તાવની વરાળથી તમને કેમ દઝાડું!

મને રૂંવે રૂંવે રોગ થયો છે. તમને નીરોગીઓને મારી પાસે ના બેસાડું. ના ખસો તો ડંડા મારીને ખસેડું.

સોનાખાટે સૂવાને, હીરાપાટે બેસવાને, નિજ ગૌરવની ગાથા સમજે તેને હું ના નમું.

જેના જીવનમાં યુગપદ્ સહસ્ર સૂર્ય ઊગ્યા હોય તેને નમું.

પરનો શોભાવ્યો શોભે તેને ગમાર ગણું.

અને બીજા પર આટલો કડક થનાર મારી જાત પર એવા ચોકી-પહેરા ભરું ને લીધેલાં વ્રત એવાં અદા કરું કે મારા અભિમાનની રાખનાં તેજ જોઈ ખુદ સૂરજ કહે:

લાજી મરું. લાજી મરું.

સોનાખાટ ને હીરાપાટ સંસારીને બહુ મૂલનાં.

વહાલાની વાટ લે તેને?

પગના તળિયાની ધૂળ સમાં.

હે ભગવાન.

મને બનાવટી કશું ગમતું નથી. બનાવટી મોતી આનંદ આપતાં નથી.

છતાં ભલે, તને ગમતું હોય તો તે બધું રાખ. પણ બનાવટી માણસ, માણસનું બનાવટી જીવન હવે તું ના સાંખ.

તેનો જલદી અંત આણી દે.

પ્રત્યેક દેહમાં કૈલાસ છે, લંકા છે.

મા.

કૈલાસ પર તું રહે ને લંકામાં રાવણ રહે એ મારે નથી જોઈતું. તું નીચે ઊતર. રાવણને માર. લંકાને બાળ.

મારી લંકામાં શિવલિંગની સ્થાપના કર. શિવ વિના સોનાની ધૂળવાળી લંકા મને નકામી છે. ધૂળના શિવવાળી મને અનહદ વિશેષ પ્યારી છે.

મા.

તારી તેજની તરવાર વીંઝ. રાવણને રેંસ. મને ઉપર ખેંચ ને તું નીચે આવ;

મા.

લંકાનો દેહ બાળી તેની ધૂળમાંથી તારે રહેવા લાયક નગરી ઉપજાવ. એ નવી નગરીના ગઢ પર તારી દહેરી ને શિવની ધજા સ્થાપ.

તારી અંતર્ગૂઢ શક્તિનો હવે ધૂળને પણ પરચો આપ.

પરચો આપ. આપ.

અજ્ઞાન અને જ્ઞાન એમાં વિશેષ બળિયું કોણ ?

જ્ઞાન ! ના.

પૃથ્વી પર અનેક આત્મજ્ઞાની થયા. રામ કૃષ્ણ બુદ્ધ જેવા અવતારો આવી ગયા.

જો જ્ઞાન બળિયું હોય તો અત્યાર સુધી હજુ પૃથ્વી પરના અજ્ઞાનને કોઈ મહાત કેમ નથી કરી શક્યું ?

અજ્ઞાનના લોઢિયા પથ્થર કુટાયા છે તો કોશને ય ગોબા પડયા છે.

અજ્ઞાન અને જ્ઞાન, વિદ્યા, અને અવિદ્યા, એક બ્રહ્મત્વ અને અનેક અનેક વ્યક્તિભાવ જો પરસ્પર લડશે તો કોઈ નહિ જીતે. જો એકમાં બીજું પોતાનું સ્વરૂપ દેખશે તો બંને જીતશે. ને લીલાલહેર કરશે.

અસ્તિત્વના ઉપલા છેડાથી નીચલો છેડો કે નીચલા છેડાથી ઉપલો છેડો લગારે વિશેષ બળવાન નથી. બંને સરખા બળવાન છે.

મનુષ્યે મનુષ્યત્વ શોભાવવા આ બંને છેડાનો તાગ લેવો પડશે.
**બંને છેડાનો તાગ લેવો પડશે.**

વિજયરાયને વિવેચનવિદ્યાના પ્રશ્ન પૂછીએ તો એના ઉત્તર દેવામાં એ માનસહિત ઉત્તીર્ણ થાય. પણ નાચવિદ્યા કે ગાનવિદ્યાના પ્રશ્ન પૂછીએ તો એ ધમડકો વાળે કે બીજું કંઈ!

અનભિજ્ઞને પ્રશ્ન પૂછવા શા!

અનભિજ્ઞે જવાબ વાળવા શા!

જ્ઞાતાને મત હોય. બેધડક બોલવાનું હોય. અનભિજ્ઞના સંશય કહેવાય. અનભિજ્ઞનું જ્ઞાન ન કહેવાય.

સંશયનાં વ્યાખ્યાન, સંશયના પ્રચાર હોય! બુદ્ધ ભલે નિરીશ્વરવાદ બોધે. પણ બુદ્ધ જે બોધે છે તેમાંના તલમાત્રના પણ એ અનભિજ્ઞ નથી.

જે બોધવું હોય તે બુદ્ધ જેમ બોધો.
જ્ઞાન બોધો. સંશય ના બોધશો.

જ્ઞાન સાંભળો અને દિલમાં ઘૂંટો. કોઈના સંશય નાં ઘૂંટશો.

ભગવદનુગ્રહ એ શી ચીજ છે અને એનાં શાં પરિણામ છે એ પ્રશ્ન કોને પૂછવો અને કોને ના પૂછવો એ હવે તમારે શોધી લેવાનું રહે છે.

**સાહિત્ય** એટલે, એના વિશાળ અર્થમાં, મહાપુરુષોના ચિત્ત પર સર્વ પ્રકારની બાહ્ય સૃષ્ટિએ જે સંસ્કારો પાડ્યા હોય અને એ સંસ્કારો પર એ મહાપુરુષોએ જે વિચારો કરેલા હોય, તેની નોંધ છે.—**વૉર્સ્ફોલ્ડ**: (ભાષાન્તર, વિશ્વનાથ મ. ભટ્ટ)

પ્રા. ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા

# સરસ્વતીના મંગલાયતન-

## માં અશોભા ને શોભા

સત્તરમું સાહિત્યસંમેલન આવ્યું આવ્યું ને ગયું ય તે. હવે તો એના સંસ્કાર, સ્મરણો, કૈંક અસંતોષ ને કૈંક સિદ્ધિઓ-જે કાંઈ શેષ સ્વરૂપે રહ્યાં હોય તે-પરથી જ તેનું મૂલ્ય અંકાવાનું. પહેલપ્રથમ તો એની અતિ ટૂંકમુદતી જાહેરાતે જ સૌને આશ્ચર્યમાં નાંખ્યા ને તે પછી યે, ઘડીપળ જ કાંઈ એવાં હશે કે એનાં મહુરત ઉપર મહુરત ફરતાં જ ગયાં! સારું થયું કે ઈ. સ. '૪૯ની જાન્યુઆરીની ૧૫-૧૬-૧૭ તારીખો અફર રહી. ઉપરાછાપરી પલટાતી જતી એની તારીખોને કારણે, મૂળમાં જાહેર કરાયા મુજબ નાતાલમાં સાહિત્યકારોનું ને સાહિત્યરસિકોનું જે મોટું જૂથ જૂનાગઢ આવી શકત તે આવતું અટકી ગયું, તેનો વસવસો તો ત્યાં આવેલા સૌના રસમાં પણ ઓટ આણી ગયો. વધુમાં, દર વખત પ્રમુખની જે રીતે વરણી થાય છે તેને ય કૈંક વટી જઈને, બધું બંધ બારણે નક્કી કર્યા પછી પ્રમુખની વરણીનો જે કઢંગો દેખાવ થયો, તે વીણાપાણિ મયૂરવાહિની સરસ્વતીના મંગલાયતનમાં તો શોભાસ્પદ નહોતું જ. શ્રી. મુનશીની યોગ્યતા માટે કે વરણી માટે કશું કહેવાનું ન હોય. પણ કેટલાંક સંગીન સૂચનો પાધરાં ઊડી જ ગયાં ને વિરોધ કરનાર વ્યક્તિઓએ પણ આખરે સર્વાનુમતે શ્રી. મુનશીની વરણી કરી ને આખો પ્રસંગ જે શાણપણ ને સૌજન્યથી ઉકેલાયો, છાપાંઓ પણ આ બીનાથી વાકેફ છતાં અદબ જાળવી ચૂપ રહ્યાં, એ ઘટનામાં ગુજરાતની ગુણજ્ઞતા ને ઉદારતા જે રીતે છતાં થયાં તેને સાહિત્યપરિષદના સંચાલકો રખે ભૂલે!

## બે નિબંધો એકીશ્વાસે: વિભાગીય વ્યાખ્યાનો

આમ આ સંમેલનમાં બધું એકાએક ઊભડક જે રીતે થયું તેનું બીજું શોચજનક પરિણામ એ આવ્યું કે, નિબંધો મોકલવાનો ઉત્સાહ જે લગભગ મરી પરવાર્યો જેવો છે, તે પણ અનિમંદ બની ગયો. છતાંયે સારી જેવી સંખ્યામાં નિબંધો આવ્યા હતા એ સદ્‌ભાગ્ય. પણ હોડાહોડમાં જે નિબંધો મોકલાયા ને સ્વીકારાયા તેમાંના કેટલાક નિબંધોથી તો તેના લખનારને ખુદનેય અસંતોષ હતો. પણ એ બિચારા કરે શું? "આટા તોલ, તવી જલતી હય,"–એવું હોય ત્યાં બીજું થાય પણ શું? ને તોયે નમાયાં નબાપાં રઝળતાં છોરું જેવા નિબંધો બે દિવસના ધમધમાટિયા સંમેલન-કાર્યક્રમમાં રખડી જ પડયા! શ્રી. કે. કા. શાસ્ત્રી ને શ્રી. મંજુલાલ મજમુદારે એકીશ્વાસે એમના નિબંધો વાંચ્યા ત્યાં તો થયું; ચાંપ દબાઈ તે આખર લગી દબાયલી જ રહી! સંમેલનમાં ન તો નિબંધો વંચાય, ન સાર પણ રજૂ થાય, ન છપાય, ત્યારે સંમેલનની દૃષ્ટિએ તો એ જાતમૂત જ કેની! પણ એટલુંય કેમ? બારે મોટો દેખાવ કરીને, અગ્રણત્ત ઉચ્ચ ભાવનાથી, આ સંમેલનમાં તો સાહિત્ય, વિજ્ઞાન, કલા ઉપરાંત શિક્ષણ તથા સંગીતના વિભાગ પણ રખાયેલા. પરિણામે કાચી તૈયારીને કારણે કેટલાક વિભાગી પ્રમુખોનાં વ્યાખ્યાન તો લખવા ખાતર લખાયાં હોય, લખતાં હાંફ ચઢી હોય ને નછૂટકે લખાયાં હોય એવાંય બની ગયાં. શિક્ષા-વિભાગના પ્રમુખ શ્રી. રમણલાલ શાહનું વ્યાખ્યાન મુદ્દાસર ને મજાનું હતું. પણ એમનેય કહેવું પડેલું કે 'ભાઈ! જરા બે મહિના જેટલી તો મહેતલ આપો. આવડા ટૂંકા–પંદર દીના-ગાળામાં તે શું લખાય ને કેવુંક લખાય!' એટલે અત્યાર સુધી એટલો સંતોષ લેવાનો કે સંમેલન ભલે સમૈયો બની ગયું હોય, પણ પ્રમુખોનાં વ્યાખ્યાનો ને કેટલાક મૂલ્યવાન નિબંધો:–કંઈ નહીં તો એટલી તો એની ફલશ્રુતિ યા ફલાવાપ્તિ છે! પણ હવે તો તેમાંયે તૂટ પડતી દીસે છે. આ સંમેલનમાં થએલાં વિભાગી પ્રમુખોનાં વ્યાખ્યાનમાંથી સર્વોત્તમ કદાચ શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું હતું; જો કે વિજ્ઞાનના પ્રમુખનું તથા કલાવિભાગના પ્રમુખ શ્રી. અહિવાસીનું વ્યાખ્યાન પણ સંતોષપ્રદ તો હતું જ. છતાં શ્રી વિષ્ણુપ્રસાદના વ્યાખ્યાન અંગે પણ અભ્યાસીઓના મનમાં તો રહી ગયું કે, આનંદને બદલે 'અનુભાવના' નામે રસાસ્વાદ કે ભાવાસ્વાદની

જે નૂતનકલ્પ વિચારસરણિ રજૂ થઈ, તેને જ વ્યાખ્યાના સાદ્યંત વળગી રહ્યા હોત તો ગત સંમેલનના પ્રમુખ શ્રી રામનારાયણ પાઠકના વ્યાખ્યાન જેટલું જ અનુભૂત આ વ્યાખ્યાન બન્યું હોત. જો કે એમના સમગ્ર વિચારચક્રમાંથી એકેય મુદ્દાનું વા તે પરત્વે તેમની રસાન્વિત વિચારણાનું મહત્ત્વ કે સામંજસ્ય ઓછું નહોતું. પણ 'અનુભાવના'નો જે પહેલો તાર નીકળ્યો-ઘણો મજબૂત, ઘણો સૂક્ષ્મ, ઘણો સુંદર-તે જ વસ્તુરૂપે રહ્યો હોત તો? છતાં વ્યાખ્યાનનો અંતભાગ તો બધી રીતે મહત્ત્વનો મનાય તેવો છે. "હું કવિને સ્મરણ કરાવું છું કે આ સો વર્ષનો ભારતનો ઇતિહાસ તો દસ મહાભારત લખાવે એવડો છે. આ ગાંધીજીનું ભવ્ય મૃત્યુ નઅવિરજને ડેલાવે ને સાત સમુદ્ર સાથ એવું કવિતામયું છે બીભત્સના, ભીરુતા, ભયાનકતા, ક્રૂરતા, નીચતા, સ્વાર્થ અને વિલાસ સામે હૃદય માનવના સત્ય ને સંયમ ઝઝૂમી રહ્યાં છે. એક ક્રૌંચયુગલના વધ નિમિત્તે રામાયણ પ્રકટ્યું; લાખ લાખ કુટુંબ હાની રહ્યાં છે ને કોઈ મહાકવિનો કંઠ નહિ ખૂલે?"—આ વાણીનો ઘોષ તો હૃદય વીસરતો નથી. જાણે આપણા આ વિવેચક પણ કવિ બની ગયા હોય એવો રમણીય ને ભાવનાત્મક એનો અન્તભાગ છે.

### પ્રમુખ-વ્યાખ્યાનના ગુણદોષ

સંમેલનના પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીનું વ્યાખ્યાન, જેમાં સંકુચિત ભાષાવાદનાં ભયસ્થાનોની, મુંબઈ તેમજ બીજાં સ્થળો વિશેની પડાપડીની, મહાબન્ધીઓની તુમુલ સ્પર્ધાની, ને ગુજરાતના સીમાસંરક્ષણની તથા મહાગુજરાતની ચર્ચા ઐતિહાસિક ભાવનાત્મક દૃષ્ટિએ કરી છે, તેમાં કેટલીક દલીલો પૂર્ણ પ્રતીતિજનક ન લાગે તોયે એ પૂર્વાર્ધ એમના સામર્થ્યનું, વિષયના ગાંભીર્યનું ને મહત્ત્વનું ભાન તો કરાવે છેજ એ પૂર્વાર્ધમાં નરી સાહિત્યિક ચર્ચા નથી. પણ સાહિત્યપરિષદ ને એનું સંમેલન જીવંત ગુજરાતથી, તેના નવવિધાનકાળે થઈ રહેલા અવચ્છેદનથી અળગાં પણ શી રીતે રહી શકે? એ ચર્ચા એ દૃષ્ટિએ સમયસરની ને સમર્થ પણ હતી, જો કે પૈઠણ ને પાટણ બંને 'પત્તન'ના અપભ્રંશ એ કદાચ ચિંત્ય ગણાય. પ્રતિષ્ઠાન (પુર) પરથી પૈઠણ વધુ સંભવિત નથી લાગતું? ... એમના વ્યાખ્યાનનો ઉત્તરાર્ધ એની એ તાંત પર સરસ્વતીના ગીતને આલાપતો હતો.

'થોડાંક રસદર્શનો'માં એમણે જે કહ્યું છે તેથી વિશેષ કશું એમાં ના હતું. પણ કેટલાંક વિધાનો તો ભ્રમમૂલક ગણવાં પડે; જેમ કે કાન્ત, કલાપી, બળવન્તરાય વગેરે "નિર્બન્ધ વાતાવરણવાળી ભૂમિમાં જન્મ્યા હોત તો... સરસતાનું એમનું દર્શન વધારે અદ્ભુત થાત" એમ કહ્યાનો શો અર્થ! ને વાતાવરણ કરતાં વધુ મહત્ત્વ પ્રતિભાનું નથી? પણ સરસતા જ એમને મન તો સો વસા! કાન્તમાં સરસતા ઓછી છે એમ કોણ કહેશે? તે જ રીતે નાનાલાલનું સૌન્દર્યદર્શન "માત્ર વાણીવિલાસમાં જ વિરામ પામ્યું" એમ કહેવું, કે ૧૯૦૫થી સરસતાનું દર્શન (વળી પાછી સરસતા!) એમને દુષ્પ્રાપ્ય થયું એમ કહેવું, વા "ગાંધીજી જેવા વિશ્વવંદ્ય ઉપદેશકની પ્રબલ અસરે સારસ્વતદર્શન કઠણ કર્યું છે" એમ કહેવું, એ અસત્ય નહિ તોયે અર્ધસત્ય જ ગણાય. માટે જ આવાં અણીઆળાં પણ આભાસી વિધાનોનો જન્મદાતા એમનો સરસતાનો સિદ્ધાન્ત એકરંગી ને તેથી અસત્ય ઠરવા નિર્માયો છે ... સ્વાગતપ્રમુખ શ્રી શામળદાસ ગાંધીનું ભાષણ બોલવે આકર્ષક પણ વાંચવે આડંબરી હતું છતાં એકંદરે સંતોષક હતું. પણ એમણે યે સાહિત્ય વિશે પત્રકારી પ્રવૃત્તિ વિશે, સાહિત્યપરિષદ વિશે, એમના વિચારો રજૂ કર્યા હોત તો!

## મુદ્રણ ખરાબ : ઠરાવો ટપોટપ

આ ભાષણો જે રીતે છપાય તે વિશે પણ કચવાટ રહી ગયો. સાહિત્ય સંમેલનના વ્યાસપીઠ પરથી રજૂ થતાં વ્યાખ્યાનોમાં આટલી બધી અશુદ્ધિઓ! અશુદ્ધ વાક્યરચનાઓ, આટઆટલા મુદ્રણદોષો તથા અનાવરથા, પિત્તવર્ણા, ચમત્કારિક; ચિરસ્મરણીય, વીતીર્ણ, આહ્વાહન, અંતર્ધ્યાન, સંક્ષિપ્તમાં, સતત્. અગયના જેવા ભાષાદોષો ભાષાશુદ્ધિ ને કોષ માટે મથતા આપણે જ ચલાવી લેશું!

હસ્વખત થાય છે તેમ ટપોટપ આ સંમેલનમાંય દશ–અગિયાર ઠરાવો પસાર થયા. આમાંના ઘણા તો પછી ઠરી જ જાય છે! પહેલા ઠરાવમાં વિશ્વવંદ્ય વિભૂતિ મહાત્માજીની હત્યા અંગે તથા બીજામાં વિખ્યાત સાહિત્યકારો વગેરેનાં અવસાન અંગે શોક વ્યક્ત કરવામાં આવ્યો હતો. તે ઉપરાંત પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણમાં માતૃભાષા અને ઉચ્ચ શિક્ષણમાં

રાષ્ટ્રભાષાને જ માધ્યમ તરીકે પ્રયોજવાનો ઠરાવ બહુમતે પસાર થયો હતો. આ મહત્ત્વના ઠરાવ પરત્વે જબરી રસાકસી જાગી હતી, ને પુરોગામી વક્તા શ્રી ઠેબરભાઈ તથા શ્રી શામળદાસ ગાંધી, શ્રી મુનશી, ડૉ. યાજ્ઞિક વગેરે વક્તાઓના પ્રભાવે ઠરાવ બહુમતીથી પસાર થયો હતો. વિરોધપક્ષેથી શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તથા શ્રી રવિશંકર જોષી તેમજ છત્ર સાહિત્યસેવકો બોલ્યા હતા–પરિણામે શ્રોતાગણની બુદ્ધિશક્તિ કસે તેવી મજાની ચર્ચાસભા આ ઠરાવ અંગે રચાઈ ગઈ હતી. સમસ્ત ભારતના હિતની દૃષ્ટિએ વિશ્વવિદ્યાલયની ઊર્ધ્વમુખી વિશાળતાની દૃષ્ટિએ, સમગ્ર ભારતનાં વિશ્વ-વિદ્યાલયો એક માધ્યમ દ્વારા અનુસ્યૂત થવી એકતાની દૃષ્ટિએ, પ્રાંતીય વૈમનસ્ય તથા માતૃભાષાના માધ્યમથી આવતી પરિમિતતા ટાળવાની દૃષ્ટિએ, આ ઠરાવ સામે ભાગ્યે કાંઈ કહેવાનું હોય પણ આમ થશે તો માતૃભાષાનો વિકાસ રૂંધાઈ જશે, માધ્યમ તો માતૃભાષા હોય એ જ સ્વાભાવિક એમ માનનારાઓનો પક્ષ સમસ્ત હિંદમાં નાનોસૂનો નથી. એ મત પણ વજનદાર ને પ્રામાણિક છે. છતાં ભારતના હિતની દૃષ્ટિએ આ ઠરાવ બહુમતે પસાર થયો તેથી ગુજરાત બીજા પ્રાંતો કરતાં વધુ ભાવનાશીલ ને ઉદાર છે, એમ તો ગણાશે. બાકી તદુપરાંત પરિષદ તરફથી પારિભાષિક કોષ તૈયાર કરાવવા વિશે, ગુજરાતી લિપિના નાગરીકરણ વિશે, તથા નરસિંહ મહેતા તથા ભગવાનલાલ ઇંદ્રજીના સ્મારક વિશે, સૌ રાષ્ટ્ર-સંશોધનમંડળને અભિનંદન આપવા વિશે, તથા ગુજરાતના સંશોધન અંગે સમિતિની સ્થાપના વિશે, તથા એંશી વર્ષ પૂરાં કરતા દી૦ બ૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને એમની સુદીર્ઘ સેવાઓ માટે અભિનંદન આપવા વિશે ઠરાવો પસાર થયા હતા.

## થોડા ઉપ-કાર્યક્રમો

આ ઉપરાંત આ સમેલનમાં બીજા બે કાર્યક્રમો–યોજાયા હતા–કવિસંમેલન ને મુશાયરો. અર્વાચીન ગુજરાતી કવિતા ને કવિઓને તથા રસેપ્સુ જનતા–એની જે મિલન ભોમ અહીં ઊભી થઈ હતી તે આ કવિ-સમેલનનો સૌથી સુભગ ને સુખદ અંશ હતો. બન્ને કાર્યક્રમોમાં કેટલાંક હાસ્યયુક્ત કાવ્યો પણ રજૂ થયાં હતાં. અલબત્ત સંમેલનમાં નહિ આવેલા પણ જાણીતા કવિઓની ગેરહાજરી તો સૌને સાલતી હતી; પણ શ્રી.

બાદ્દગાયણને પ્રમુખપદે પચાસસાઠ કવિઓનું સમેલન મજાની રીતે યોજાઈ ગયું. શ્રી ચંદ્રવદન મહેતા આટલે વર્ષે ફરીને સા. ૫ સં. માં આવ્યા ને એમણે કવિસંમેલનમાં ભાગ લીધો એ એક મોટું આકર્ષણ હતું. રાત્રે ગઝલકારોના મુશાયરામાં શ્રી શયદાથી માંડીને અનેક જાણીતા શાયર બિરાદરો આવ્યા હતા. એમાં પણ રંગ જબરો જામ્યો.

શ્રી લીલાવતી મુનશીએ જેનું ન એમના વ્યાખ્યાનથી કર્યું હતું તે કલાપ્રદર્શન હતું તો ઘણું નાનકડું એમાં શ્રમ ઠીક ઠીક સેવાયો હતો છતાં વ્યવસ્થિત નિયોજનનો અભાવ ઉતાવળની નિશાનીરૂપ જણાતો હતો. પરંતુ સોરઠ દેશ ા એમાંથી મળતી અનેકવિધ વિગત ને શ્રી મુનશીની નવલકથાઓનાં શ્રી રવિભાઈ રાવળે દોરેલાં ચિત્રો એટલું ખાસ આકર્ષક હતું. રંજનકાર્યક્રમ એકંદરે ઠીક હતો જો કે એનો કશો જશ જૂનગઢ લઈ શક્યું નહિ, કેમકે પોરબંદર ને રાજકોટનાં કલાકારોએ જ એમાં મુખ્ય કામ કર્યું હતું રાજકોટના સોળમા સંમેલનમાં સ્વ. મેઘાણીએ જેનાં ભરપૂર વખાણ કરેલાં તે ટીપણીઓનો કાર્યક્રમ અહીં પણ હતો. પણ ટીપણીઓના અભિનયગીતમાં પાત્રનું પેસી ગયું પેલું ફિલ્મસંગીત એણે આ કાર્યક્રમને ટૂંપી નાંખ્યો. અફસોસ !

ત્રીજો ને છેલ્લો દિવસ તો 'જય સોમનાથ'ના પર્યટનનો હતો. 'જયસોમનાથ' જતા છેલાં શ્રી જામસાહેબનો થએલો સ્વાગતવિધિ, ચોરવાડમાં જામસાહેબને તથા શ્રી મુનશીને માનપત્રોનું થયેલું અર્પણ, શ્રી શામળદાસ વગેરેનાં ભાષણો, પ્રભાસમાં શ્રીમતી પુષ્પાબેન તથા શ્રી મુનશીનું જાહેર વ્યાખ્યાન ને રાત્રે જૂનાગઢ પાછા ફરતાં આભારવિધિ ને મુશાયરો–આમ ત્રીજો દિવસ પર્યટનના રાજકારણના ને ગઝલના રંગે રંગાઈ ગયો. શ્રી મુનશીએ જામસાહેબનો ને જામસાહેબે શ્રી મુનશીનો આભાર માન્યો તે વેળા "ગુજરાતમાં સૌરાષ્ટ્ર ભળે ને મહાગુજરાત થાય તે કરતાં સૌરાષ્ટ્રમાં ગુજરાત ભળે ને મહાસૌરાષ્ટ્ર થાય" એમ રાજપ્રમુખ શ્રી જામસાહેબે મક્કમપણે કહ્યું ત્યારે તો સાહિત્યને માથે ઘડીભર રાજકારણનું છત્તર જ જાણે ઝુલતું હોય એવો દેખાવ થઈ ગયો.

આ સમેલનમાં એક અસંતોષ ઘણાને એ રહી ગયો કે સાહિત્યકારોનું આ સંમેલન છતાં એમની તો જાણે ઉપેક્ષા જ થવા કરી હતી ! પ્રધાનો,

પહીવટદારો, 'લક્ષ્મીનંદને માં બિચારા સાહિત્યકારને કોણ પૂછે! એટલે જ વિભાગી પ્રમુખોનું ગૌરવ જે રીતે જળવાવું ઘટે તે રીતે તો ન જ જળવાયું. વિભાગી પ્રમુખો શ્રોતૃવર્ગમાં આમતેમ બેસી ગયા તેથી ક્યાંક સુધી એ જ અંદરઅંદર એકમેકને ઓળખી શક્યા કે નહિ! જનતામાંથી તેથી જ વચ્ચે વચ્ચે ધ્વનિ ઊઠતા–"અરે ભાઈ! કહે છે ગુણવંતરાય આચાર્ય આવ્યા છે, ચન્દ્રવદન આવ્યા છે, ઈશ્વર પેટલીકર ને ઇન્દુલાલ ગાંધી આવ્યા છે, પણ અહીં તો કોઈ ઢૂંકડું ય દેખાતું નથી. ભલા! આ બધાને ઓળખવા તે શી રીતે!" આમ હતું માટે જ એ ત્રણ સાહિત્યકારો તેન-મૂક સમેલન પડ્યું, કરીને–ચઢી ગયા ગરવો ગિરનાર!

આમ મંડળમાં લેખકમિલન જેવું ય ના થઈ શક્યું; તેથી જ સાહિત્યકારોના ઉતારે અંદરોઅંદર સાંઠ પાંસઠ લેખકોનું મિલન યોજાયેલું. તેમાં સાહિત્યપરિષદ તથા સમેલન વિશેના અસંતોષ અંગે ચર્ચા તથા વિચારણા શ્રી રવિભાઈ જોષીએ શરૂ પણ કરી પણ સમેલનના કાર્યક્રમનો ઘંટ વાગે તે પહેલાં સૌને ત્યાં પહોંચી જવાનું હતું તેથી આવી મહત્ત્વની ચર્ચા સોડ તાણીને સૂઈ ગઈ!

### ફલશ્રુતિ : સંમેલન. ચાલણગાડી

સમેલનની ફલશ્રુતિ કહો, જે કહો તે આ: રંજનકાર્યક્રમને લીધે જ લેખકમિલન નથી થતું કે સંગીન કશું નથી સધાતું એમ કહેવું તે તો અર્ધસત્ય જ છે. રંજન તો રાત્રે હોય છે ને! દિવસે–પૂરા ત્રણ દિવસ કોણ રોકે છે! એટલે હળવા થઇને હસી કાઢીએ, અથવા આટલા બધાં લેખકબંધુઓને મળાયું હળાયું. નવી પિછાનો થઈ, જનતાનો કાંક સંપર્ક થયો એટલું ય કયાં ઓછું છે વળી! તેમ જ માનીએ તો સંતોષ બેસે અનુભવીએ. પણ લગભગ પીસતાળીસ વર્ષે સમેલન બાળકની 'ચાલણગાડી' તો ન જ હોય ને? તો આથી ઘણા વધુ સંગીન કાર્યની આશા રાખવી શું છેક જ ફોગટ છે! મેળા ને ઉત્સવો ને સમૈયા સુખેથી કરો. પણ ત્રણ દિવસના રંગભર્યા ઉત્સવ પછી–બીજું સંમેલન બે ત્રણ વર્ષે આવી લાગે ત્યાં સુધીમાં કશુંક તો સંગીન થાય કે નહીં? શ્રી મુનશી કહે છે તેમ સાહિત્યકારોનો સાથ સહકાર આ પરિષદસંસ્થાને ઓછો સાંપડતો હોય તો તેમ થવાનું શું કારણ, તે બંને પક્ષ ન વિચારે! લેખકોને વધુ

વધુ ઉત્તેજન મળે એવું કાંઈ સાહિત્યપરિષદ ના કરે ! લેખકોના પુરસ્કાર માટે, લેખકોના ગૌરવરક્ષણ માટે, ઉત્તેજનને અભાવે અંધારપછેડો ઓઢી પડેલા કેટલાય કીમતી ગ્રંથોના પ્રકાશન માટે, સંશોધનાત્મક ઐતિહાસિક અપ્રાપ્ય કીમતી ગ્રંથોની પ્રસિદ્ધિ માટે. જીર્ણ થયેલા મૂલ્યવાન ગ્રંથોના પુનઃ સંપાદન પ્રકાશન માટે, સર્વમાન્ય કોષ, ગુજરાતનો સાચો ઇતિહાસ ને આદર્શરૂપ વ્યાકરણગ્રંથ માટે-ગુજરાતી સાહિત્યના નવઘડતર માટે સાહિત્યપરિષદ કાંઈ ન કરે ?-ગોવર્ધન પર્વત ઊપાડયો તો કૃષ્ણે પણ આંગળીએ દીધાનો દેખાવ તો સૌએ કર્યો-તેમ, સાહિત્યપરિષદ આંગળીટેકો દઈને કૃતાર્થ થાય છે ? અલબત ૪૪ વર્ષમાં જે થયું છે ઊતારી પાડવાનું વા અવગણવાનું ન જ હોય પણ સાહિત્યપરિષદે એટલું બધું કરવાનું બાકી છે કે કર્યાનો સંતોષ કરતાં જે નથી થયું કે કર્યું તેનો અસંતોષ જ આપણામાં પ્રગટવો ઘટે હિન્દી સાહિત્યસંમેલન ને મરાઠી સાહિત્યસંમેલન આપણા કરતાં ઓછી હોહા ને ઓછા આડંબરથી વધુ ગૌરવ-ગાંભીર્યપૂર્વક કાર્ય કરતાં દીસે છે, તો સાહિત્યપરિષદની પહેલ કરનાર આપણે જ શું પાછા પડીશું ? અને માત્ર એક વ્યક્તિને દોષ દઈ બેસી રહેવા કરતાં સૌ સાહિત્યકારો સંકલ્પપૂર્વક આ સંમેલનને દીપાવવાની દિશામાં કાંઈ સક્રિય પ્રવૃત્તિ ન કરી શકે ! આ તો બીના ઘઉં ભરડવા જેવું છે ભાઈ ! કહીને સાહિત્યકારો સાહિત્યપરિષદ તરફ કેવળ ઉદાસીન બનતા જશે, તો તેનું પરિણામ રૂડું કઈ રીતે આવશે ? આપણે પોતે જ આ દશા મિટાવવા સંકલ્પ કરીએ, રિક્તપાણિ ન જઈએ. ન પાછા આવીએ, તો હજી યે કશું હાથથી ગયું માનવાનું કારણ ન જ હોય.

રાજકોટ: ૨૯-૧-૪૯

# શૈશવ તથા શિક્ષણ*

## પ્રકરણ પાંચમું

સંવત ૧૯૧૯ના આસો શુદ બીજને દિને એટલે ઇ સ ૧૮૬૩ના ઑક્ટોબરની દસમી તારીખે, ભાવનગરમાં, બગાના તળાવમાં "ગગા ઓઝા"ના ખાંચાને નમે ઓળખાતી ગલીમાં, સ્વ. સર લલ્લુભાઈનો જન્મ તેમના મામા ગૌરીશંકર ઓઝાને ત્યાં થયો. આ ગૌરીશંકર ઓઝા તે ભાવનગરના સુપ્રસિદ્ધ ગગા ઓઝા નહિ, પણ બીજા. લલ્લુભાઈનાં માજીનું નામ વિાળીબા હતું તેમ જ તેમને ધવરાવવા રાખેલ બાઈનું નામ પણ દિવાળી હતું.

લલ્લુભાઈના મોટા ભાઈ વિઠ્ઠલદાસનું વય તે વેળા અઢાર વર્ષનું હતું. બહેન અનુપકુંવર વિઠ્ઠલદાસથી નાનાં. આમ અઢાર વર્ષે પાછો શુભ અવસર આવ્યો એટલે સ્વાભાવિક રીતે જ શામળદાસ દીવાનના ઘરમાં ખૂબ આનંદ છવાઈ રહ્યો. શામળદાસ જ્યોતિષશાસ્ત્રના ઠીક ઠીક જાણકાર હતા એટલે એમણે જન્મ ઉપરથી પુત્રની કુંડળી કાઢી; કાઢીને, વાંચીને દિલગીર થઈ ફાડી નાખી. ઘરમાં બધાંએ આમ કરવાનું કારણ પૂછ્યું એટલે દીવાન-સાહેબે નિઃશ્વાસ નાખીને કહ્યું. "કુંડળી ઉપરથી મને તો એમ જણાય છે

* 'સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ : માનવતાની મૂર્તિ' એ ચરિત્રનો હપ્તો ત્રીજો.

કે મા અને દીકરો એ બેમાંથી એકનું અવશ્ય મૃત્યુ થતું જોઈએ. પણ હશે, જેવી ઈશ્વરેચ્છા! મારે દીકરાની મહકુંડળી હમણાં કરાવવી નથી. પછી થઈ રહેશે."

પણ કુંડળીમાં પિતાએ વાંચેલું ખરું પડ્યું અને લલ્લુભાઈ માત્ર પાંચ છ માસના ન થયા ત્યાં તો તેમનાં મા ગુજરી ગયાં. પણ પ્રકરણ બીજામાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે આવા બનાવ એમને ત્યાં પેઢી દરપેઢી બનતા જ આવ્યા હતા અને ભવિષ્યમાં પણ બનવાના હતા! બીજી, નવી જન્મકુંડળી લલ્લુભાઈ લગભગ ૩૦ વર્ષના થયા ત્યારે સ્નેહીઓની ખાસ ઇચ્છાથી એક જોષી પાસે તૈયાર કરાવી હતી એને માટે જન્મનો સમય એમનાં બહેન અનુપકુંવરે આપ્યો હતો.

મા મૃત્યુ પામ્યાં ત્યારે પિતા ૩૫ વર્ષની ભરયુવાનીમાં હતા. એમને ફરીથી પરણવા માટે ઘણા તરફથી આગ્રહ થયો-લગભગ દુરાગ્રહ થયો; પણ પિતા દૃઢ રહ્યા. જેમને સંતાનો હોય તેમણે આ વયે ફરીથી લગ્ન નહિ કરવાં એવો એમનો મત હતો. વળી એ વેળા ૧૪થી ૧૮ વર્ષ કરતાં મોટી વયની કન્યા મળી શકે એ લગભગ અશક્ય હતું એટલે ચાળીસની ભ.તીમાં આવેલ માણસે આવડી નની કન્યાને પરણવું એ પણ એમને પસંદ નહોતું. આને લઈને શામળદાસે ફરીથી લગ્ન કર્યાં નહિ.

લલ્લુભાઈના બાળપણમાં ધાવ દિવાળી અને મામી દિવાળીબા ઉપરાંત એમના[1] કાકા અમથાભાઈનાં વિધવા 'કાકીમા' અચરતકુંવર ઉપર એમને ઉછેરવાનો બોજ આવી પડ્યો હતો. એમને, માનું સુખ મળ્યું નહોતું પણ લગભગ એના જેટલું જ વાત્સલ્ય કાકીમા તરફથી લલ્લુભાઈને વર્ષો સુધી મળ્યું હતું એનો ઋણસ્વીકાર પોતે જીવ્યા ત્યાં સુધી તેમણે મુક્તકંઠે કર્યો હતો. પણ કાકીમાનો સ્વભાવ ઉગ્ર હતો અને રખેને દીવાનનો દીકરો અને પોતાનો ભત્રીજો બીજાના સહવાસથી બગડી જાય

૧. એમના પતિ રા. સવાઈલાલ છોટાલાલ વહોરા ઘણાં વિદ્યાવ્યસંગી હતા. તેમના (બંગાળી પરથી કરાવેલા) વિશ્વકોષના પ્રકાશન માટે ભાવનગરની સાહિત્ય-પરિષદે ઠરાવ કર્યો હતો, ૧૯૨૪માં.—તંત્રીઃ માનસી

એમ કરીને એમને કોઈ જોડે ભળવા દેતાં નહોતાં. એથી અને કાકીબાના કડક શિસ્ત-પાલનના અણખરાથી એમનામાં અનિશ્ચિતતાની-કાંઈક અંશે Trimmerની વૃત્તિ આવી ગઈ હતી જે ઠેઠ સુધી રહી હતી. આ અનિશ્ચિતતા એમનામાં સંયોગોએ ઊભી કરી. બાકી દૃઢ પ્રમાણિકતા કડક શિસ્ત-પાલન, નિખાલસ સ્નેહ, ઉચ્ચ સંસ્કાર, વાંચન પ્રત્યે તીવ્ર અભિરુચિ અને ઊંડી માનવતા તો તેમને ત્રણ-ચાર પેઢીના વારસામાં મળ્યાં હતાં.

અનિશ્ચિતતાના અવગુણે એમને-સમાજમાં અને દેશસમસ્તમાં એ અટલા ઊંચા ચઢયા હતા તેનાથી પણ વધારે ઊંચા ચઢવામાં અંતરાય નાખ્યો હતો એ નિઃશંક છે. કડક શિસ્તપાલનનાં એમના ગુણને લઈને એ મહારાજા ભાવસિંહજી જોડે ઘર્ષણમાં આવ્યા અને એમને ભાવનગર છોડવું પડ્યું, કુટુંબીઓ, સ્નેહીઓ, જ્ઞાતિબંધુઓ અને મનુષ્યો પ્રત્યેના એમના અમર્યાદિત સ્નેહને લઈને એમને ઘણી વાર શોષવું પડ્યું હતું અને એમની ઊંડી માનવતા અને ધાર્મિક ઔદ્યોગિક તથા રાજકીય ક્ષેત્રમાં એમની નિખાલસતાથી અને કોઈને પણ માઠું નહિ લગાડવાના એમના સહજ સૌજન્યથી એમનામાં દૃઢતાની ઊણપ જણાઈ અને લોકસમૂહને પ્રિય એવા 'Iron-man', લોખંડી હૈયાવાળા માનવમૂર્તિ મણાય નહિ ખચરૂ.

બાળપણમાં એમનાં કાકી ઉપરાંત એમને એમનાં બહેન અંતુપં કુંવરનો સહવાસ મળતો. મોટા ભાઈ વિઠ્ઠલદાસ તો અઢાર વર્ષે મોટા અને પિતા તો ઘણા મોટા એટલે એમનાથી તો લલ્લુભાઈ બીતા જ ફરતા. તે વખતમાં પિતાથી પોતાના પુત્રને વડીલોના દેખતાં લાડ લડાવાય નહિ એટલે પણ બે વચ્ચે અંતર રહી ગયેલું.

તે વખતના જમાનામાં પૈસદાર અને અમલદાર વર્ગનાં છોકરાં ચાકર માણસોમાં જ ઉછરી મોટાં થતાં એટલે એમનામાં ઉચ્ચ સંસ્કાર આવવાનું લગભગ અશક્ય બની જતું. પણ લલ્લુભાઈ આવા પ્રતિકૂળ સંજોગોમાં સંસ્કારમૂર્તિ રહ્યા એનાં બે-ત્રણ કારણોમાં એક તો કાકીબાની કડક શિસ્ત અને બીજું પોતે અતિશય ઊર્મિલ હોઈ કોઈ પણ માણસ

જોડે એકદમ હળી જતા નહિ એ હતા. એકાંતપ્રિય બાળક ચાકરમાણસોની સોબતની અસરમાંથી સહેલાઈથી બચી જાય છે.

કારણ આ હો કે બીજું હો પણ જે જે ગુણો એમનામાં પાછળથી પરિપૂર્ણ દશામાં વિકાસ પામ્યા તે ગુણો નાનપણથી જ લલ્લુભાઈનામાં દષ્ટિગોચર થતા હતા પિતા અને ભાઈ પ્રત્યે એમને સ્નેહ અને હેતને બદલે માન અને ભય વધારે હતાં એ નિઃસંદેહ વાત છે. ભાવનગરનાં માજી રાજબા પોતાના અમલદાર વર્ગમાં ઓઝલ નહોતાં રાખતાં. એમણે શામળદાસને ઘણી વાર કહેલું કે લલ્લુભાઈનાં મા ગુજરી ગયાં છે. એથી એમણે મા અને બાપ બંનેની ગરજ સારવી જોઈએ: આટલુ જ નહિ પણ બેચાર વેળા તો પોતે પોતાના સાન્નિધ્યમાં શામળદાસને નાના લલ્લુભાઈને રમાડવાની સમભગ ફરજ પાડેલી.

લલ્લુભાઈ નાના હતા ત્યારે એક વાતે એમના મન ઉપર તીવ્ર અસર કરેલી: પોતે ઘોડિયામાં સૂતા હતા તે વેળા એક મોટો નાગ ત્યાં જઈ ચડ્યો અને ઘોડિયા ઉપર ચઢીને ફેણ કાઢીને બેઠો. અમુક માણસોએ આ બનાવ જોયેલો અને તેમની હોહાથી નાગ ફેણ સંકેલી લઈને ચુપચુપ ચાલ્યો ગયો. આપણામાં એવી માન્યતા છે કે આ પ્રમાણે કોઈ બાળક ઉપર નાગ પોતાની ફેણ ધરે તો તે બાળક બહુ નામાંકિત થાય. નૂરજહાન પણ નાની હતી ત્યારે એના ઉપર નાગે ફેણ ધરેલી એવી લોકકથા છે. નાના લલ્લુભાઈએ આ વાત અનેક વેળા સાંભળેલી અને એથી એમને તે સમયે તો ખાતરી જ થઈ ગયેલી કે પોતે મોટપણમાં મશહૂર વ્યક્તિ થનાર છે.

નાના લલ્લુભાઈના ચરિત્રના ઘડતરમાં મોટા પ્રમાણમાં કાકીમાની અને અલ્પ પ્રમાણમાં અનુપકુંવરની ઘણી પ્રબળ અસર હતી તે તો આગળ કહેવાઈ ચૂક્યું છે. કાકીબાએ લલ્લુભાઈ માટે અમુક ખ્યાલ બાંધ્યા હતા તે ખ્યાલ પ્રમાણે, મોટા થતાં લલ્લુભાઈ મોટા માણસ થાય એ હેતુથી એમણે લલ્લુભાઈના ચારિત્રને ઘડવાનું માથે લીધું હતું. તેમાં સૌથી પ્રથમ વાત એ હતી કે ગમે તે ભોગે પણ સાચું બોલવું. એ રીતે લલ્લુભાઈ અમુક વિટંબના સહન કરીને પણ જ્યારે સાચું બોલતા

ત્યારે કાકીમા તેમના ઉપર ખૂબ પ્રસન્ન થતાં અને તે વાત અનેકને મોંએ કહી સંભળાવત. આ વૃત્તિ એમનામાં એટલું ઊંડું ઘર કરી ગઈ હતી કે લલ્લુભાઈ મેં ટપણમાં જ્યારે ક્વચિત્ એમને જૂઠું બોલવું પડતું ત્યારે ઘણા શરમાત અને પસ્તાતા. પોતે કહેતા કે એવા પ્રસંગો સુભાગ્યે બહુ વાર આવેલા નહિ પણ જ્યારે પણ આવેલ ત્યારે એમને ઘણું દુઃખ થયેલું એટલું જ નહિ પણ જેમણે એમને અસત્ય બોલવાની જાણ્યે-અજાણ્યે ફરજ પાડેલી તેમના ઉપર પણ પોતાને મનમાં રોષ ચઢેલો!

પણ કાકીમાને એક બીજી પણ ખાસિયત હતીઃ બાળક લલ્લુભાઈ ઉપર પોતાનો કેવો કાબૂ છે તે બતાવવા ઘણી વાર કાકીમા એવું વર્તન ચલાવતાં કે ઊર્મિલ બાળકને ઊંડું ઊંડું દુઃખ થયા કરે. એક પ્રસંગ લઈએ: એમને માટે ખાસ એક પ્યાલું–રકાબી લાવવામાં આવ્યું હતું. આ પ્યાલું–રકાબી એમને બહુ ગમતું. એક વાર કાકીમાએ પોતાની સત્તા બતાવવા ખાતર જ એ એમની પાસેથી લઈ લીધું. બાળકે આપી તો દીધું પણ એમના બાલ-પ્રૌઢી મગજમાં એથી ઘણું દુઃખ થયું કે "ખરેખર, આ દુનિયામાં મારી પોતાની એક પણ ચીજ નથી! અને હું તો માત્ર બીજાંઓના સાધન તરીકે જ ઉપયોગમાં આવવા સરજાયેલો છું!" કાકીમાની આવી વિચિત્ર રીતથી લલ્લુભાઈનો આત્મ-વિશ્વાસ એટલો મંદ થઈ ગયેલો કે એ પાછો મેળવતાં એમને વર્ષોનાં વર્ષો લાગેલાં—અને છતાં પણ એની ખરાબ અસર છેક તો નાબૂદ નહિ જ થયેલી એમ છેક સુધી લાગ્યા કરતું. કાકીમાનો ગુસ્સો પણ અમર્યાદિત અને નિરંકુશ હતો. એ ચીઢવાતાં ત્યારે નાના લલ્લુભાઈને તો શું પણ બહેનને અને મોટાભાઈને પણ એ ગાળો ભાંડી દેતાં આથી આજન્મ સંસ્કારી બાળકને બહુ દુઃખ થતું

આવા પ્રત્યાઘાતને પરિણામે લલ્લુભાઈએ પોતાનાં સંતાનોને બને તેટલા પ્રમાણમાં નિરંકુશ રીતે વિકાસ સાધવા દીધેલો. પોતે પોતાના વિચાર છૂટથી દર્શાવી શકે અને નાનપણથી જ પોતાનું વ્યક્તિત્વ શોધી શકે એવી રીતે લલ્લુભાઈએ પોતાનાં છોકરાંઓને ઉછેરેલાં.

નાગરોની જ્ઞાતિ, જ્ઞાતિ તરીકે શિવને પૂજનાર; પણ લલ્લુભાઈના વડવાઓ ત્રણચાર પેઢીથી વલ્લભસંપ્રદાયનો વૈષ્ણવ ધર્મ પાળતા હતા.

એમના દાદા પરમાનંદદાસે વૈષ્ણવ ધર્મ તો ચાલુ રાખ્યો હતો પણ કૃષ્ણને બદલે રામચંદ્રને દેવ તરીકે સ્થાપ્યા હતા. શામળદાસે મોટપણમાં શંકરની અદ્વૈત ફિલસૂફીનો અંગીકાર કર્યો હતો અને બહુધા તત્ત્વજ્ઞાની (Metaphysician) હતા. છતાં શામળદાસ જાત્રાએ પણ જતા અને મંદિરોએ પણ જતા. ઘરની સ્ત્રીઓ શિવપંચાયતની મૂર્તિની પૂજા કરતી હતી.

આવા મિશ્રધર્મ વાતાવરણમાં સલ્લુભાઈના નાના મગજમાં ઘણી વાર રામચંદ્ર અને શિવનો ગોટાળો થઈ જતો. સ્ત્રીઓને કથા-પુરાણોની વાતો કહેવા પુરાણીઓ આવતા. એમની કથા સાંભળવાથી એ ગોટાળામાં વધારો થયો હોય તો અજબ થવા જેવું નથી. કાશીબાનો ધાક એવો હતો કે એમને ન રુચે તેવું બોલવાની ભાગ્યે મોટા માણસોની હિંમત હતી તો નાના સલ્લુભાઈમાં તો ક્યાંથી જ હોય! પણ એવડા નાના બાળકમાં તે વખતે પણ સ્વતંત્ર વિચાર કરવાની તો શક્તિ હતી જ હતી. એમને એ વખતે પણ બે-ત્રણ વાતો બહુ વિચિત્ર લાગી હતી. વાલીના કશા પણ અપરાધ વગર રામચંદ્રે એને મારી નાખ્યો અને અગ્નિથી વિશુદ્ધ થયેલ સીતાને એક ક્ષુદ્ર માનવીના કહેવાથી વનવાસ મોકલી. વળી અજામિલ જેવા દુષ્ટાત્માએ માત્ર એક વાર—અને તે પણ અજાણતાં—'નારાયણ' શબ્દ ઉચ્ચાર્યો એથી એનો ઉદ્ધાર થઈ ગયો. એવી વાતો અને કૃષ્ણનું પુરાણોમાં વર્ણવેલ જીવન સાંભળવાથી એમની પુરાણો ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ હતી. આને પરિણામે વર્ષો પછી, અનેક ધર્મગ્રંથોના અધ્યયન પછી જ એમને ભાગવતપુરાણ વાંચવાની ઇચ્છા થયેલી.

તે કાળમાં સલ્લુભાઈને એક રિવાજ પ્રત્યે ઘણી ઘૃણા ઉત્પન્ન થયેલી. અને તે સગાંસંબંધીઓનાં મરણ વખતે મોટેથી રડવાનો અને કૂટવાનો રિવાજ. આવી વેળા પુરુષોના મોટેથી રડવાથી અને સ્ત્રીઓના કૂટવાથી એમના બાળહૃદયમાં મૃત્યુની ભીતિ પેસી ગયેલી. આ ભીતિ દૂર કરવા એમને પુખ્ત વયે વર્ષોની મહેનત કરવી પડેલી. એમની ઉંમરના બીજા છોકરાઓને આ બાપદાદાના વખતથી ચાલ્યા આવતા રિવાજ પ્રત્યે સૂગ નહોતી તેમ જ એથી એમને મૃત્યુનાં ગાંભીર્ય અથવા ડર પણ

નહોતાં સમજાતાં. એવા અનાવના વખતે લલ્લુભાઈને મોટેથી રડવામાં એક પ્રકારનો તીવ્ર સંકોચ થતો હતો અને કાંઈક નહિ કરવા જેવું કાર્ય કરતા હોય એમ શરમ પણ લાગતી, સ્વજનોના મરણ વખતે ઘરમાં કે સ્મશાનમાં પોતે કોઈ પણ વેળા આવી રીતે મોટે અવાજે ઘાંટા પાડીને રડવાનો યત્ન જ નહોતો કર્યો. આ વિશે એઓએ પાછળથી કહેલું કે "આવા રીતરિવાજો એટલા સહજ થઈ ગયેલા હોય છે કે નાની વયનાં બાળકો કશો પણ વિરોધ ઉઠાવ્યા વિના એમાં ભાગ લેતાં થઈ જાય છે અને ધીમે ધીમે તેમાં તેમને અમુક પ્રકારનો આનંદ પણ પડતો જાય છે એટલે આ રીતરિવાજો સારા છે કે નરસા એ વિશે એઓ વિચાર જ કરતા નથી, એમને જ્ઞાની પુરુષો સાથે આ સંબંધી વાત કરવાની કે ચર્ચા કરવાની ઇચ્છા પણ થતી નથી અને કૂવાના દેડકા પેઠે, કશો પણ વિકાસ સાધ્યા વગર એઓ બાપદાદાએ પાડેલી ઘરેડમાં પોતાનું જીવન વિતાવ્યે જાય છે.

એક બીજા સામાન્ય જણાતા પ્રસંગે પણ લલ્લુભાઈના બાલમાનસ ઉપર તીવ્ર અસર કરી હતી. એક વાર ભાવનગરથી સૂરત, સમુદ્ર મારફતે જતી જાનમાં તેમને જવાનું હતું તે વેળા દરિયાની મુસાફરીથી ડરીને એમણે રડવા માંડ્યું. એમના મોટા ભાઈને આમાં અપશુકન જણાયાં એથી એમણે બાળકને ખૂબ ખૂબ ધમકાવીને છાનો રાખવાનો યત્ન કર્યો. બાળક છાનો તો નહિ રહી શક્યો પણ તેના મનમાં મોટાભાઈનો ભય એવો ઊંડો પેસી ગયો કે બીજાં ચાળીસ વર્ષ સુધી મોટાભાઈને કોઈ પણ રીત ગુસ્સો ચઢે તેવું કરતાં એ ડરી જતા અને આ વૃત્તિને પરિણામે મોટી ઉંમરે પણ એઓ મોટાભાઈના નિકટ સંબંધમાં ન આવી શક્યા. અલબત્ત, વિઠ્ઠલદાસને તો આની કશી જ ખબર નહિ હોય કે પોતાના આવા નાના અને સહજ કૃત્યથી નાનાભાઈના કુમળા મગજ ઉપર આવી અસાધારણ અસર થઈ છે.

"ત્યારના જમાનામાં અને અત્યારે પણ ઘણાં માબાપો પોતાનાં છોકરાંનો સ્વતંત્રપણે વિકાસ થવા દેતાં નથી અને તેમને ધાકથી અને ફેરવાતી કડક શિસ્તથી જ ઉછેરે છે એનાં કેવાં ગંભીર પરિણામ થાય છે

લલ્લુભાઈને ભણવા પ્રત્યે અંગ્રેજી બીજા ધોરણથી છઠ્ઠા ધોરણ સુધી કંટાળો હતો તેનું એક બીજું પણ કારણ હોય. એ જ્યારે બીજા ધોરણમાં હતા ત્યારે ભાવનગરમાં 'ડેંગ્યુ' જાતનો તાવ પ્રબળ ચાલતો હતો. તેમાં લલ્લુભાઈ પણ સપડાઈ ગયા. જેને એ તાવ આવતો તેને થોડા દિવસ ખૂબ તાવ ચડતો અને તે ઊતર્યા કેડે સાંધામાં પુષ્કળ દરદ-થતું; પણ લલ્લુભાઈને તાવમાં મગજ ઉપર અસર થઈ અને ત્રીસેક કલાક બેભાન રહેલા એમની સ્થિતિ એટલી ગંભીર જણાયેલી કે શામળદાસ એક સ્થળે–સમુદ્રકિનારે હવા ખાવા ગયેલા ત્યાંથી તેમને તાબડતોબ બોલાવવા પડેલા. આ ગંભીર માંદગીમાં મુખ્ય સારવાર કરનાર કાકીમા હતાં અને દાક્તરમાં સરનવાઝી ડાક્ટર બરજોરજી હતા. આ બેની કાળજીથી એ મૃત્યુના મોંમાંથી છૂટી ગયા. એમના મગજ ઉપર જે અસર થયેલી તેને બરાબર નીકળતાં ચારેક વર્ષ થયાં; એ ઉપરાંત એક બીજું આશ્ચર્યકારક પરિણામ આવ્યું, અને તે એ કે ત્યાં સુધી એઓ પાતળા અને કાળા હતા. એમને ઘણા 'કાળિયો' પણ કહેતા! પણ આ તાવ પછી એમની ચામડી શ્વેત થતી ગઈ અને, પછી તો, કોઈ માને પણ નહિ કે એ પહેલાં કાળા હતા એટલા ગૌરવર્ણા થઈ ગયેલા. તેમનું વજન પણ તે પછી વધવા માંડ્યું હતું.

રૂવાપરીના દરવાજાથી થોડે આગળ આવેલી એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તર પ્રાણનારાયણ મયાશંકર નામના નાગર બ્રાહ્મણ હતા. આ પ્રાણનારાયણભાઈ તે પ્રસિદ્ધ શેરદલાલ રાજેન્દ્ર સોમનારાયણ દલાલના કાકા થાય. શિસ્તપાલનના સિદ્ધાંતમાં એ વલ્લભદાસ જેટલા નહોતા માનતા; છતાં પોતાના મિલનસાર સ્વભાવથી અને સહજ સૌજન્યથી તેમણે પણ હાથ નીચેના માસ્તરોનાં અને વિદ્યાર્થીઓનાં સ્નેહ, માન અને પૂજ્યબુદ્ધિ પ્રાપ્ત કરેલાં. એ શેતરંજના સારા રમનાર હતા. એટલે દર શનિ-રવિએ શામળદાસને ત્યાં શેતરંજ રમવા આવતા. તે વેળા ત્યાંના વૈદકખાતાના ઉપરી ડૉ. બરજોરજી બહેરામજી, વડા જજ વિદ્યારામ-મોતીરામ (સુરતના નાગર) અને બીજા ત્રણેક જણ પણ આવતા; કોઈ શેતરંજ રમાતી જોવા આવતા અને કોઈ પોતપોતાના ખાતાની વાતો કરવા આવતા. લલ્લુભાઈના મોટા ભાઈ વિઠ્ઠલદાસ તે વેળા દીવાની જજ હતા અને શેતરંજના [illegible]

જ્યારે લલ્લુભાઈએ ચોથું ગુજરાતી ધોરણ પસાર કર્યું ત્યારે અંગ્રેજીમાં બેસાડવાને બદલે વલ્લભદાસે એમને પાંચમા ગુજરાતી ધોરણમાં બેસાડવાનો પિતાને આગ્રહ કર્યો અને પિતાએ તે કબૂલ પણ રાખ્યો. એમ કરવાથી લલ્લુભાઈને સારો લાભ પણ થયો અને નુકસાન પણ થયું. પાંચમા ગુજરાતી ધોરણમાં એમને ગણિત એટલું સારું શીખવવામાં આવ્યું કે ઠેઠ અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી ગણિતમાં એમને કાંઈ પણ શીખવાપણું રહ્યું ન હતું એ લાભ; પાછળથી લલ્લુભાઈને બે અંગ્રેજી ધોરણ સાથે શીખવવામાં આવ્યાં ત્યારે અંગ્રેજીનો પાયો કાચો રહી ગયો તે નુકસાન. બે ધોરણ સાથે શીખવવામાં આવ્યાં ત્યારે એમનું અંગ્રેજી વિષયનું જ્ઞાન કાચું રહી ગયેલું તે પોતે છઠ્ઠા ધોરણમાં નપાસ થયા અને એક વર્ષ એમને વધારે ત્યાં ગાળવું પડ્યું. આટલું જ નહિ પણ એ કાચા જ્ઞાનને પરિણામે એમને ત્યાં સુધી અભ્યાસમાં રસ પણ પડ્યો નહિ।

ખાનગી શિક્ષકો જો કે સારા હતા છતાં લલ્લુભાઈને થયેલો એમનો અનુભવ એમ કહે છે કે જ્યાં સુધી એ શિક્ષકો હતા ત્યાં સુધી લલ્લુ-ભાઈને લેસનમાં ખાસ રસ પડતો નહિ અને માસ્તર આવે નહિ ત્યાં સુધી પોતે ઘેર આપેલું લેસન કરતા જ નહિ પણ જ્યારથી ખાનગી શિક્ષકો આવતા બંધ થયા અને લલ્લુભાઈને અભ્યાસ માટે પોતાની મહેનત ઉપર જ આધાર રાખવો પડ્યો ત્યારથી એમને અભ્યાસ પ્રત્યે રુચિ વધી. આ ઉપરથી એમણે પોતાનાં સંતાનો જ્યારથી સ્કૂલમાં જતાં થયાં ત્યારથી તેમને માટે ખાનગી શિક્ષણની ગોઠવણ રાખેલી જ નહિ અને એથી કશું ખોટું પરિણામ આવ્યું નહોતું એમ પોતે માનતા હતા. એથી જ એમનો તો દૃઢ મત હતો કે ખાનગી શિક્ષકો કદી રાખવા નહિ. પરંતુ, સાથે સાથે, એઓ એમ પણ સમજતા કે દરેક સ્કૂલમાં સરખું ઉચ્ચ કક્ષાનું શિક્ષણ અપાતું નથી, અને સામાન્ય હોશિયાર છોકરાઓ કરતાં જે છોકરો અભ્યાસમાં પાછળ પડતો હોય તેને માટે સ્કૂલમાં કોઈ ખાસ દરકાર રાખતું નથી. આથી પૈસાદાર કુટુંબોમાં જો છોકરો અભ્યાસમાં પાછળ પડતો હોય તો એને માટે ખાનગી શિક્ષક એ પૈસાદાર માબાપો રાખે એ સહજ તથા સમજી શકાય તેવું છે.

- લલ્લુભાઈને ભણવા પ્રત્યે અંગ્રેજી બીજા ધોરણથી છઠ્ઠા ધોરણ સુધી કંટાળો હતો તેનું એક બીજું પણ કારણ હોય. એ જ્યારે બીજા ધોરણમાં હતા ત્યારે ભાવનગરમાં 'ડેંગ્યુ' જાતનો તાવ પ્રસરી ચાલતો હતો. તેમા લલ્લુભાઈ પણ સપડાઈ ગયા. જેને એ તાવ આવતો તેને થોડા દિવસ ખૂબ તાવ ચડતો અને તે ઊતર્યા કેડે સાંધામાં પુષ્કળ દરદ-થતું. પણ લલ્લુભાઈને તાવમાં મગજ ઉપર અસર થઈ અને ત્રીસેક કલાક બેભાન રહેલા. એમની સ્થિતિ એટલી ગંભીર જણાયેલી કે શામળદાસ એક સ્થળે-સમુદ્રકિનારે હવા ખાવા ગયેલા ત્યાંથી તેમને તાબડતોબ બોલાવવા પડેલા. આ ગંભીર માંદગીમાં મુખ્ય સારવાર કરનાર કાકીમા હતાં અને દાક્તરમાં સુરતવાસી દાક્તર બરજોરજી હતા. આ બેની કાળજીથી એ મૃત્યુના પંજામાંથી છૂટી ગયા. એમના મગજ ઉપર જે અસર થયેલી તેને બરાબર નીકળતાં ચારેક વર્ષ થયાં; એ ઉપરાંત એક બીજું આશ્ચર્યકારક પરિણામ આવ્યું, અને તે એ કે ત્યાં સુધી એઓ પાતળા અને કાળા હતા. એમને ઘણા 'કાળિયો' પણ કહેતા!, પણ આ તાવ પછી એમની ચામડી શ્વેત થતી ગઈ અને, પછી તો, કોઈ માને પણું નહિ કે એ પહેલાં કાળા હતા એટલા ગોરવર્ણા થઈ ગયેલા. તેમનું વજન પણ તે પછી વધવા માંડયું હતું.

રૂવાપરીના દરવાજાથી થોડે આગળ આવેલી એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તર પ્રાણનારાયણ ભવાનીશંકર નામના નાગર બ્રાહ્મણ હતા. આ પ્રાણનારાયણભાઈ તે પ્રસિદ્ધ શેરદલાલ-રાજેન્દ્ર સોમનારાયણ દલાલના કાકા થાય, શિસ્તપાલનના સિદ્ધાંતમાં એ વલ્લભદાસ જેટલું નડોતા માનતા છતાં પોતાના મિલનસાર સ્વભાવથી અને સહજ સૌજન્યથી. તેમણે પણું હાથ નીચેના માસ્તરોનાં અને વિદ્યાર્થીઓનાં સ્નેહ, માન અને પૂજ્યબુદ્ધિ પ્રાપ્ત કરેલાં. એ શેતરંજના સારા રમનાર હતા. એટલે દર શનિ-રવિએ શામળદાસને ત્યાં શેતરંજ રમવા આવતા તે વેળા ત્યાંના વૈદકખાતાના ઉપરી ડા બરજોરજી બહેરામજી, વડા જજ વિઘારામ મોતીરામ (સુરતના નાગર) અને બીજા ત્રણેક જણ પણ આવતા; કોઈ શેતરંજ રમાતી જોવા આવતા અને કોઈ પોતપોતાના ખાતાની વાતો કરવા આવતા. લલ્લુભાઈના મોટા ભાઈ વિઠ્ઠલદાસ તે વેળા દીવાની જજ હતા અને શેતરંજના બહુ

શોખીન હતા એટલે આવે પ્રસંગે જરૂર હાજર રહેતા.

આ વેળા દીવાન બહાદુર કૃષ્ણલાલ મો. ઝવેરીના મોટા ભાઈ મોતીલાલ પણ ભાવનગર હાઇસ્કૂલમાં આસિસ્ટન્ટ માસ્તર હતા અને લલ્લુભાઈ એમના હાથ નીચે ભણેલા પણ ખરા. વિઠ્ઠલદાસના મોટા પુત્ર ભૂપતરાય, લલ્લુભાઈનાં એક પુત્રવધૂ સૌ. મધુરિકાબહેનના નાનાજી માનભાઇ વગેરે કેટલાક પણ એમના શિષ્યો હતા. દીવાન બહાદુરના બે બીજા ભાઇ હીરાલાલ અને મણિલાલ પણ એ જ હાઇસ્કૂલમાં તે અરસામાં ભણેલા. દીવાન બહાદુર ઝવેરી પોતે ૧૮૮૦ના અરસામાં ભાવનગર ભણવા ગયેલા

ન્યાયાધીશ વિદ્યારામભાઈની જેમ ડા. બરજોરજી પણ સુરતના હતા તે ઉપરાંત. બરજોરજીના હાથ નીચે જે બે ડાકતરો હતા તે ડા. શિવનાથ રામનાથ વ્યાસ* અને ડા. નાગરદાસ મોતીરામ પણ સુરતના જ હતા. આ ત્રણે ડાક્તરોને શામળદાસના કુટુંબ જોડે ગાઢ સંબંધ હતો. અને એઓ પણ અવારનવાર એમને ઘેર આવતા.

આટલું આવશ્યક વિષયાંતર કર્યા પછી આપણે પુનઃ કાકીબા અને તેમના નાના ભત્રીજા લલ્લુભાઈ પ્રત્યે નજર વાળીએ. કાકીબાના જેવી પ્રતિભાશાળી વ્યક્તિઓ એ જમાનામાં ઘણાં મોટાં કુટુંબોમાં દૃષ્ટિગોચર થતી હતી. પોતાના પિયર ઉના-દેલવાડાથી ભાવનગર સાસરે આવીને ત્યાં પોતા વ્યક્તિત્વના બળે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર કાકીબા નાની ઉંમરે વિધવા થયાં હતાં, એટલે એમને પોતાની સંતતિ તો કશી ન હતી પણ એવાં વ્યક્તિત્વશાળી માનવીઓને સંતતિ માટે મર્યાદા નથી હોતી. ગમે તે બાળકને લઈને તેને પોતાનું ગણી શકે છે—શકતાં. આવી વ્યક્તિઓ સંયુક્ત કુટુંબના સમાજમાં જ ઉત્પન્ન થતી એટલે આધુનિક જમાનામાં એમને આપણે જવલ્લે જ જોઈ શકીએ. યોગ્ય ભૂમિ ઉપર જ અમુક વૃક્ષો ફાલી શકે. ઊંચાઈમાં કદાચ પૂરાં ૭ ફીટ નહિ હોય પણ સામા માણસને તો કાકીબા ૭ ફીટ કરતાં પણ ઊંચાં લાગતાં તેમના દાંત રંગેલા હતા. તેમના મોંમાં પાન, સોપારી, તજ, લવંગ, એલચી વગેરે સતત ભર્યું જ

---

* એમના પુત્ર રા. ત્ર્યંબકનાથ શિ. વ્યાસ હાલ મુંબઈમાં મેજિસ્ટ્રેટ છે.

—તંત્રી

રહેતું. આત્મગૌરવથી સભાન, વાતવાતમાં ભ્રુકુટિ ચઢાવતી લગભગ કડક મુખમુદ્રા તેમના રૂવાબ અને દોરની પ્રતીતિ કરાવતી. તેમનો કડપ અને શિસ્તપ્રિય વ્યક્તિત્વ માત્ર અમાત્ય શામળદાસના કુટુંબ ઉપર જ નહિ પણ સારીએ નાગરી ન્યાત ઉપર વર્ચસ્વ સ્થાપતાં. જ્ઞાતિમાં કોઈ પણ ઠેકાણે જન્મ, વિવાહ, લગ્ન, મરણના પ્રસંગોમાંથી કોઈ અપવાદરૂપે જ એવો પ્રસંગ હોય જ્યાં કાકીબાનું નેતૃત્વ નહિ હોય. તેમણે જોડેલ વિવાહ (પછી ભલે તે છોકરો-છોકરી ઘોડિયાંમાં રમતાં હોય) ભાગ્યે જ કોઈ તોડવાની હિંમત કરતું. ગમે તેવો શોક હોય કે બીજું કારણ હોય, પણ લગ્નવિધિ કાકીબાએ દોરેલ રૂપરેખા પ્રમાણે જ થતો. મરણ પછી મોં કેમ વળાવવું, દાણ કેમ કરાવવી એ વિશેનું તેમનું અગાધ જ્ઞાન જ્ઞાતિના લાભાર્થે દરેક મરણ વખતે ઉપયોગમાં આવતું અને તેમની આજ્ઞાનો ભંગ કરવાની તાકાત કોઈમાં ન હતી.

આવા પ્રતાપી વ્યક્તિત્વવાળા માનવી માત્ર ગૃહકાર્ય કે જ્ઞાતિકાર્યથી સંતોષ માને એ કેવળ અશક્ય છે એટલે કાકીબાની વિહંગદૃષ્ટિ પોતાના દિયર શામળદાસને ત્યાં થતી કારભારની ખાનગી ચર્ચા ઉપર પણ પડતી. એમને એમ લાગ્યું કે નાના લલ્લુભાઈ જો ધ્યાન આપે તો પોતાને ઘણું કહી શકે અને મદદ કરી શકે; કારણ કે લલ્લુભાઈનું કુમળું વય જોતાં એમને ગમે ત્યાં જવાની અને બેસવાની છૂટ હતી. આથી કાકીબાએ લલ્લુભાઈને સી. આઈ. ડી.ના કામ પર રોક્યા અને શામળદાસ બીજાઓ જોડે જે જે વાત કહે તે સાંભળી લેવી અને પોતાને કહી દેવી એમ એમણે ભત્રીજાને કહ્યું. પણ ભત્રીજો આવા પ્રકારનું 'છૂપીપોલિસપણું' કરે એ વાત જ અશક્ય હતી; તેના કુમળા માનસમાં પણ આવી ચોરી કરવાને અથવા તો ચાડીચુગલી કરવાને અને વિશ્વાસઘાત કરવાને માટે સ્થાન ન હતું તે કાકીબા જાણી શક્યાં નહિ.

ભત્રીજો (તેને એ કામ સોંપાયા પછી) આવી ચર્ચા વખતે હાજર રહેતો ખરો પણ ત્યાં જાગ્રત રહીને બધી ચર્ચા સાંભળવાને બદલે એક ખૂણામાં બેસી નિરાંતે ઊંઘ કાઢવા લાગ્યો! પાંચ-પંદર વાર કાકીબા ખીજવાયાં, ભત્રીજાને તેમણે ઠપકો આપ્યો પણ ભત્રીજાનું વર્તન બદલાયું નહિ એટલે આખરે નિરાશ થઈને કાકીબાએ એ વાત પડતી મૂકી.

જ્યારે લલ્લુભાઈ સાત વર્ષના હતા ત્યારે એમના વિવાહ સંતોકરામ માધવજીનાં પુત્રી નાની બહેન જોડે થયા. નાની બહેનની ઉમર તે વેળા ત્રણેક વર્ષની હતી ! અત્યારનાં મૈત્રીલગ્ન, પ્રેમલગ્ન વગેરેના જમાનામાં પણ આ જાતનો ઘોડિયાંમાં રમતાં છોકરાંનાં વિવાહ અને લગ્ન ગુજરાતમાં થાય છે—શિક્ષિત જ્ઞાતિમાં નહિ થતાં હોય—તો પછી ૧૮૭૦ની સાલમાં વડનગરા નાગર જ્ઞાતિમાં પણ આવા વિવાહ થાય એમાં આશ્ચર્યજનક કશું નથી. *આવા વિવાહ સામસામી સ્ત્રીઓ જ ગોઠવતી પણ માત્ર લલ્લુભાઈનાં મા ગુજરી ગયાં હોવાથી કાકીઆએ માત્ર નામનું પૂછ્યું હશે ખરું. શામળદાસ આવી બાબતોમાં બહુ ઓછો રસ લેતા અને રાજકારભારના કામમાં એટલા રચ્યાપચ્યા રહેતા કે એમની પાસેથી આવાં કામમાં મંજૂરી મેળવવાની કાકીઆ જેવાં વડીલને મુશ્કેલી પડે જ નહિ, અને એ એમણે મેળવી લીધેલી.

આ વર્ષો દરમ્યાન લલ્લુભાઈ એંગ્લો-વરનાક્યુલર સ્કૂલ અને ત્યાંથી હાઈસ્કૂલમાં દર વર્ષે એકેક વર્ગ ચઢતા આગેકૂચ કરતા જતા હતા. તેમના સોબતીઓમાં પ્રભાશંકર જટાશંકર,[1] શંકરપ્રસાદ[1] હરિપ્રસાદ, નવનિધરાય હરજીવનદાસ; ગુલાબરાય છગનલાલ, કમળાશંકર ગિરિજાશંકર વગેરે હતા. આ બધામાં વર્ગમાં નંબર કોણ ઊંચો રાખે એની સ્પર્ધા ચાલતી પણ સ્પર્ધામાં અભ્યાસ પ્રત્યે અભિરુચિનું પ્રમાણ બહુ ઓછું હતું.

---

૧. સ્વ. પ્રભાશંકરભાઈ, પૂર્વોક્ત સૌ. મધુરિકાબહેનના તથા પ્રસિદ્ધ લેખક રા. જિતુભાઈના પિતા થાય. સ્વ. શંકરપ્રસાદભાઈ, સ્વ. નરસિંહરાવના ભાઈ ભીમરાવ ભોળાનાથના જમાઈ અને વિલેપાર્લેનાં કોંગ્રેસ-કાર્યકર સૌ. દેવયાનીબહેનના પિતા થાય.

—તંત્રી.



# નિકષ

## શાસ્ત્રીય તેમ જ રસિક

ઉચ્ચાર-શાસ્ત્ર-પ્રવેશિકાઃ અંબેલાલ જોઈતાલાલ પંચાલ. (ગુજરાત વિદ્યાસભા, અમદાવાદઃ ૧૯૪૮; પૃષ્ઠ સંખ્યા-૧૦+૭૬. કિંમત રૂા ૨)

ઉચ્ચારશાસ્ત્ર જેવા કઠણ અને શાસ્ત્રીય વિષય ઉપર લખાયેલું શ્રી પંચાલનું આ પુસ્તક ખરેખર આવકારપાત્ર છે. ગુજરાતી ભાષામાં આ પ્રકારના વિષયો ઉપર પુસ્તકો બહુ જ થોડાં લખાયાં છે અને તેમાં પણ સામાન્ય જનતા સમજી શકે એવાં તો ગણતર પુસ્તકો જ છે. ખાસ કરીને ઉચ્ચારશાસ્ત્ર ઉપર તો કોઈ આવા પુસ્તકની ખોટ હતી જ. તે ખોટ આ પુસ્તકથી પૂરી પડે છે.

પુસ્તકના નામ ઉપર જ સ્પષ્ટ થાય છે કે એમાં એ વિષયની ખૂબ ઊંડી અને ચર્ચાસ્પદ બાબતોની આશા રાખી ન શકીએ. એ તો માત્ર 'પ્રવેશિકા' છે ગુજરાતી ભાષામાં અક્ષરો અર્થાત્ સ્વરો અને વ્યંજનો કેટલા છે, તેમના જુદા જુદા ભેદો કેવી રીતે થાય છે, તેમના ઉચ્ચાર કરતી વખતે કંઠ મુખ વગેરે સ્થાનોમાં કેવા પ્રકારની ક્રિયાઓ થાય છે, એ બધા વિષયોનું શરૂઆતનાં પ્રકરણોમાં બયાન કરવામાં આવ્યું છે. ત્યાર પછીનાં પ્રકરણોમાં દરેક સ્વરની તેમ જ દરેક વ્યંજનની, ક્રમપૂર્વક તેમ જ પરિતોષિક અને વૈજ્ઞાનિક રીતે છણાવટ કરવામાં આવી છે.

કોઈ પણ ભાષાના ઉચ્ચારો શીખવાનું સારામાં સારુ સાધન તો તે ભાષા બોલાતી સાંભળવી એ જ છે લખેલાં પુસ્તકોમાંથી ઉચ્ચારિત ભાષાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. આમ હોઈ આ અથવા આ વિષયના બીજા કોઈ પણ પુસ્તક દ્વારા કોઈના પણ ઉચ્ચારોની અશુદ્ધિઓ દૂર થઈ જવાની કલ્પના કરવી એ જરા વધારે પડતું જ ગણાય. 'ઉપયોગિતાવાદ' (utiliterianism)ના હિમાયતીઓ આ કારણને લીધે કદાચ એમ પણ કહે કે સામાન્ય જનતાને જીવનમાં નિરુપયોગી એવા આ પ્રકારના વિષયો પાછળ કોઈએ પણ કાળ અને શક્તિનો શા માટે વ્યય કરવો જોઈએ. પરન્તુ 'જ્ઞાનને ખાતર જ્ઞાન'ના

સિદ્ધાન્તમાં માનનારાઓને આ દલીલ ગળે ઊતરે તેવી નથી. સૈદ્ધાન્તિક જ્ઞાનની પણ માનવ-મનને ભૂખ હોય છે જ અને તે ભૂખ આવા પ્રયાસોથી અલબત્ત સંતોષાય છે.

ઉચ્ચારશાસ્ત્રનો વિષય આપણા દેશમાં પ્રાચીન કાળમાં ખૂબ છણાયેલો હતો. પરન્તુ તે સમયમાં તેમ થવાનું કારણ જુદું જ હતું. તે સમયે વેદમન્ત્રો સંસ્કૃતિના પ્રધાનસૂર સમા અને આર્યોની આખી સમાજ-રચનાના મધ્યબિન્દુ સમા હતા. અને તે મન્ત્રોના ઉચ્ચારોમાં જો કોઈ કશી પણ ભૂલચૂક કરે તો તેનામાં સંસ્કાર અને શિક્ષણની ભારે ખામી છે એમ સૌ કોઈની દઢ માન્યતા થઈ ગયેલી હતી. આથી એ મન્ત્રોના શુદ્ધ ઉચ્ચારો શીખવવા માટે 'શિક્ષા' (શિક્ષ્-શીખવવું) નામના ગ્રન્થો રચાયા હતા. અને તે ઉપરાંત વેદની શાખાઓમાં વેદના અધ્યયનની સ્પષ્ટતા જાળવી રાખવા 'પ્રાતિશાખ્ય' નામના ગ્રન્થો પણ થયા હતા. આવા કેટલા ય પ્રાતિશાખ્યો અને શિક્ષાગ્રન્થો હાલ મળે છે અને બીજા અનેક અનુપલબ્ધ છે. એ પુસ્તકો ઉપરથી જણાય છે કે એ સમયનું ઉચ્ચારશાસ્ત્રનું જ્ઞાન કેટલું વિશાળ અને ઊંડું હતું.

આપણી ગુજરાતી ભાષાના વર્ણો પણ મોટે ભાગે સંસ્કૃત વર્ણમાળાના જ હોઈ ઉચ્ચારશાસ્ત્રનાં એ પ્રાચીન પુસ્તકોનું જ્ઞાન આપણને અત્યંત ઉપકારક થઈ પડે તેમ છે. તે ઉપરાંત પશ્ચિમનાં આધુનિક અને વૈજ્ઞાનિક ઢબે લખાયેલાં પુસ્તકો પણ તેટલાં જ ઉપકારક છે. આ બન્ને પ્રણાલીઓનો સમન્વય સાધીને જો કોઈ પુસ્તક લખાય તો તે સર્વોત્તમ થાય તેમાં શંકા નથી. શ્રી. પંચાલના આ પુસ્તકમાં એ બન્ને રીતિનું મિલન તો અવશ્ય છે જ, પરન્તુ એમનો ઝોક પશ્ચિમની પદ્ધતિ ઉપર વિશેષ હોય એમ જણાય છે. ઉદાહરણ તરીકે એમણે 'આ' સ્વરને પાયાનો અથવા મૌલિક સ્વર (basic vowel) ગણ્યો છે. પરંતુ આપણી પ્રાચીન પદ્ધતિમાં 'અ' મૌલિક સ્વર છે. બીજું ઉદાહરણ 'અનુનાસિક' સ્વરો અને 'મહાપ્રાણ' સ્વરોનું છે. આપણી ભારતીય પદ્ધતિમાં આ બે પ્રકારના સ્વરોને સ્વતન્ત્ર સ્વરો ગણવામાં આવ્યા નથી. જો કે ગુજરાતીમાં એવા સ્વરોચ્ચારો છે તો ખરા જ, પણ તેમને મૂળસ્વરો કરતાં જુદા અને સ્વતન્ત્ર સ્વરો ગણી શકાય કે કેમ તે એક ચર્ચાસ્પદ બાબત છે. 'અનુનાસિક' સ્વરોચ્ચારોને આપણે પારિભાષિક

# પ્રાપ્તિ-સ્વીકાર

**ગુજરાત વિદ્યાસભાનાં** (અમદાવાદ): 'મણિલાલની વિચારધારા': પ્રા. ધીરુભાઈ પ્રે. ઠાકર (રૂા. ૪॥; પાકે પૂઠે, ૫.)–'પ્રાચીન ગુજરાતી છંદો': પ્રા. રામનારાયણ વિ. પાઠક (રૂ. ૪).–'સુવેલની તપાસ': વિમલ શાહ, સરલા શાહ (રૂ. ૪)–'શામળનું વાર્તાસાહિત્ય': સ્વ. પ્રા. નવલરામ જ. ત્રિવેદી (રૂ. ૧).–'ઓખીમતા શાંતિ અને મત્સ્યપુરાણ': અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરા (ચૌદ આનાં).–'પ્રહિત્યાવતા સુમના': ભગવાનલાલ હ. માંકડ (રૂ. ૧).

**અન્ય પ્રકાશનો**: 'ગુજરાતી ગ્રન્થકારસંમેલન (૧૯૪૮) વ્યાખ્યાનમાળા': વ્યાખ્યાનકારો: ઉમાશંકર જોષી; જ્યોતીન્દ્ર હ. દવે; અનન્તરાય મ. રાવળ; 'ધૂમકેતુ'; વિ. ક. વૈદ્ય.–'કથાનકો' (રામકૃષ્ણ પરમહંસ તથા વિવેકાનંદનાં): શારદાપ્રસાદ વર્મા (ગુજરાત કાર્યા. સુરત; દરેકનો, રૂ. ૧).–'અમર બાપુ': સૌ. વસુમતી દેસાઈ, મૂલ્ય (રૂ. ૦॥): 'રશ્મિ': ૧૯૪૫-૪૭ (ગુજ. સા. મંડળ, સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈ, રૂ. ૨॥)–'ગુજરાત-સંશોધન મંડળના ૧૯૪૮ના (દિસેમ્બર અંક ૧૯૪૯ અંક સહિત) ત્રૈમા. મહાત્મા ગાંધી સ્મૃતિ અંક (બારડોલી દાર્જીલિંગ). દયાવતઃ મિત્ર (અમેરિકા) તથા 'ધ વિઝાર્ડિયન પ્રોબ્લેમ': પ્રા. કાન્તિલાલ બ. વ્યાસ.–
The Doctrine of Ahimsa:—Prof. H. R. Kapadia.
Language of Gujrat: Prof. H. C. Bhayani.
The Bombay University Bulletin (Nov. '48).

પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# શિક્ષણની નવરચનામાં

## ભાષાઓના અભ્યાસની વ્યવસ્થા

કેળવણીની નવી રચનામાં ભાષાઓનું કેવું સ્થાન રાખવું તે વિશે કેળવણીના ત્રણ વર્તુલ કલ્પી તે અનુસાર વિચાર કરવો ઘટે. દેશનાં હજારો ગામડાં માટે કેળવણીની એક એવી યોજના રહેશે જે મુખ્ય ધંધાને અનુરૂપ હોય. ખેતી જો ગામનો મુખ્ય ધંધો હોય તો તેને માટે નાલાયક બનાવે એવી કેળવણી ગ્રામજનતા માટે ન હોઈ શકે. એ અનેક વર્ષ ખાઈ જાય એવી અઘરી અને અટપટી પણ ન હોય, છતાં એ એવી તો હોવી જોઈએ કે તે વડે દેશના અને જગતના સર્વ સામાજિક પ્રવાહોને ગ્રામજન સમજતો રહી શકે અને તે સાથે એના જીવનમાં ઉચ્ચ રસ સીંચી શકે આવી કેળવણીનો એક અમુક ચોક્કસ ઉદ્યોગધંધા તરફ હોય. તેમાં અભ્યાસનાં સાત વર્ષ હોય; જેથી બાર વર્ષનો ખેડૂત કે કારીગરનો બાળક તેનાં માબાપને મદદ કરી શકે. થોડાં વર્ષ માબાપ સાથે તાલીમ લઈ સ્વતંત્ર રીતે પણ કામ કરતો થઈ શકે. આ ક્રમમાં ગુજરાતમાં ગુજરાતી જ મુખ્ય ભાષા રહે અને તેની મારફતે જ બધું શિક્ષણ અપાય. એ વિશે મતભેદ પણ નથી. અનાં છેલ્લાં બે વર્ષ રાષ્ટ્રભાષા અભ્યાસનો એક વિષય હોવી જોઈએ. ગુજરાતી અને રાષ્ટ્રભાષા સિવાય બીજી કોઈ ભાષાનું આ ક્રમમાં સ્થાન ન હોય. વળી આ અભ્યાસક્રમ એવો જોઈએ કે વિદ્યાર્થીને નાનમ ન આવે: ગ્રામવિદ્યાર્થી મોટા ગામની કે સહેરની માધ્યમિક શાળામાં જાય તો તેને અતડું ન લાગવું જોઈએ. ગામના અભ્યાસને અને માધ્યમિક શાળાના અભ્યાસને મેળ જોઈએ, જેથી ગામનો વિદ્યાર્થી માધ્યમિક કેળવણીને સહેજે અનુકૂળ થઇ જાય.

નવી રચનામાં માધ્યમિક શિક્ષણનાં આપણે ૭ વર્ષ ગણીએ. ચાર વર્ષ પ્રાથમિકમાં ને ૭ વર્ષ માધ્યમિક શાળામાં ભણી પંદરમે વર્ષે કુમાર વિનીત થાય. (અંગ્રેજી સિંહાસનેથી ખસતાં કેળવણીનાં વરસોમાં એક સહેજે બચાવાય. હિન્દી અને હાથકામ ઉમેરતાં છતાં એક વર્ષ બચાવી શકાય.) ત્યારે સવાલ એ છે કે આ ૭ વરસમાં ગુજરાતી ઉપરાંત બીજી કઈ ભાષાઓ અને તે કયા વર્ગોમાં વિદ્યાર્થી ભણે. અહીં પણ શિક્ષણનું વાહન તો ગુજરાતી જ રહેશે; એ વિશે મતભેદ નહિ જેવો છે. બધું જ શિક્ષણ ગુજરાતી મારફત આપવાનું, હિન્દી-હિન્દુસ્તાની, સંસ્કૃત ફારસી કે અરબી, અને અંગ્રેજી—એમાંથી જે જે ભાષાઓ રાખીએ તે બધીનું શિક્ષણ પણ ગુજરાતીની મદદ લઈને આપવાનું. હિન્દની તરેહદાર વિવિધતામાં એકતાની સ્પષ્ટ છાપ પાડતી સંસ્કૃતિ તેના સ્વભાવમાં ઊતરી ગયેલી જીવનદૃષ્ટિને આભારી છે, આને આપણે આધ્યાત્મિક પ્રકૃતિ કહીએ,. કે સારું તેટલું પોતામાં સમાવી લેવું અને પોષણ પામવું, એ રૂપની ઉદારતા કહીએ. પણ આ હકીકત છે અને તેને આપણી ફિલસૂફી અને ઇતિહાસે પોષી છે. સંગીત અને સ્થાપત્યમાં આ ભિન્ન ભિન્ન વસ્તુઓને જીરવતી એકતા સહેજે જણાઈ આવે છે. આપણા દેશની એકતા એ એકરૂપતાની એકતા નથી, પણ સંવાદિતાની, પરસ્પર મેળની એકતા છે. ઇસ્લામ સાથે મુસ્લિમ સંસ્કૃતિ તેના આક્રમક સ્વરૂપમાં આવી, પણ હિન્દે આઘાત ખમીને પણ અમુક અંશે અનુકૂળ થવાનું ધાર્યું અને તેમાંથી પોષણ મેળવ્યું. અંગ્રેજો સાથે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને ખ્રિસ્તીધર્મ રૂપાળા સ્વરૂપમાં આવ્યાં. આપણે અંજાયા. તેમાં રહેલું વિષ પણ ભારતીય સંસ્કૃતિએ જીરવ્યું. એ વિષ કંઠથી નીચે ન ઊતર્યું. પણ એ સંસ્કૃતિમાં જે શુભ હતું, સુંદર હતું, તેને વધાવું કર્યું. અંતરની ઉદારતામાંથી જ આપણે ત્યાં રામમોહનરાય ને રાનડે, ટાગોર અને ગોવર્ધનરામ પાક્યા, ખ્રિસ્તીઓ અને ખ્રિસ્તીધર્મ તરફના વલણથી ગાંધીજીએ દેશની આધ્યાત્મિક સંપત્તિમાં ઉમેરો કર્યો છે, અને દેશે જગતમાં ગૌરવ મેળવ્યું છે; અને તે સાચા હિન્દુ બલકે "વૈષ્ણવ" રહીને. દેશના આત્માની આ વિલક્ષણતા, આ તેનો સ્પષ્ટ અમર મરોડ આપણે સાચવી રાખવાનો છે. વિવિધતામાં એકતા અથવા સંવાદિતા એ આપણી કેળવણીનું નિયામક સૂત્ર હોવું જોઈએ. એક ડંડે હાંકવાની વાત દેશની રગમાં નથી.

દેશની સંસ્કૃતિના આ સ્વરૂપનાં બે પ્રેરણાબળ તથા પ્રતીક સંસ્કૃત ને હિન્દુ તાની છે. એ બેમાંથી એક જ પસંદ કરવાનું હોય તો સંસ્કૃત જ પસંદ થાય. પણ હિન્દી–હિન્દુસ્તાનીમાં પણ એક રોચક અને સુન્દર બળ ધરસામી સંસ્કૃતિમાંનું પ્રવેશ્યું છે જે તિરસ્કારવા જેવું નથી. આપણી સંસ્કૃતિના વણાટમાં એના પણ તાર વણાયા છે. એ તાર ખેંચી કાઢવાથી વણાટ વરવ ને ઢીલો થશે. ઉપરાંત, સામાન્ય જન પણ એક પ્રાન્તમાંથી બીજામાં જાય તો એક રાષ્ટ્રભાષા દ્વારા પોતાનો વ્યવહાર કરી શકે. મધ્યસ્થ સરકારની પ્રવૃત્તિઓ સહેજે સમજી શકે, કાયદાકાનૂનો મૂળમાં જોઈ શકે, તે માટે રાજ્યભાષા તરીકે પણ તેને શીખી લેવી જોઇએ. આમ દેશના સાચા સ્વરૂપ વિશે જાગ્રત રહેવા ખાતર આપણે આ બને બળનો ઉપયોગ કરવો રહ્યો પારસી અને ખ્રિસ્તી વિદ્યાર્થીને સંસ્કૃત ભણવાનો આગ્રહ કરાય, મુસલમાન વિદ્યાર્થીને નહિ, એ ભલે અરબી કે ફારસી સંસ્કૃતને બદલે ભણે. એને સંસ્કૃત ભણવાની ભલામણ કરી શકાય. એથી સર્વને લાભ છે.

માધ્યમિક શાળામાં, ત્યારે, ગુજરાતી ઉપરાંત બે ભાષાઓ હિંદી–હિંદુસ્તાની ને સંસ્કૃત શીખ્યા વિના આરો નથી. એ ઉપરાંત ત્રીજી ઉમેરી શકાય? એક દૃષ્ટિએ ન ઉમેરાય. એક નવી ભાષા બાળક શીખે ત્યાર પછી ત્રણેક વર્ષે બીજી નવીન ભાષામાં પ્રવેશ કરાવાય. પહેલાં ત્રણ હિન્દી–હિન્દુસ્તાનીનાં હોય તો બીજાં ત્રણ વર્ષ પ્રશિષ્ટ ભાષા સંસ્કૃત (કે ફારસી યા અરબી) માટે રહે. પણ ગાંધીજી કહે છે તે પ્રમાણે તો સંસ્કૃત હિંદી ગુજરાતી એ ત્રણ મળી ભણવા પૂરતી એક જ ભાષા ગણાય. એટલે સુધી ના જઈએ તો પણ એટલું તો સાચું કે હિંદીના અભ્યાસમાં શ્રમ ઓછો પડે અને સંસ્કૃતનો અભ્યાસ ગુજરાતી અને હિન્દી બંનેને ઉપકારક નીવડે. આમ વિચારીએ તો સંસ્કૃત ઉપરાંત અંગ્રેજીનો અભ્યાસ કરવો યોગ્ય ગણાશે દેશના ઉચ્ચ બૌદ્ધિક જીવનમાં એણે પણ સ્થાન લીધું છે. સમગ્ર પશ્ચિમના હૃદયમાં પ્રવેશવાની એ બારી છે. એ જગતની સૌથી વ્યાપક ભાષા છે; અદ્‌ભુત કાર્યક્ષમતાવાળી છે. તેના ઉત્તમોત્તમ ગ્રંથો જેવા બીજે થોડા જડશે અને તે આપણી સંસ્કારિતા અને સ્વતંત્રતાની ભાવનાને પોષક છે. વ્યવહારની દૃષ્ટિએ જોઈએ તો એ આન્તરદેશીય વ્યવહારની

રીતે બે વર્ષ ગુજરાતી ભાષાસાહિત્ય પણ ભણે. પ્રશિષ્ટ ભાષા બે વર્ષ માત્ર વિનયનનો વિદ્યાર્થી કરે. પછી તેને માટે પણ ગુજરાતી ભાષાસાહિત્ય, અંગ્રેજી ભાષાસાહિત્ય, સંસ્કૃત ભાષાસાહિત્ય ઐચ્છિક વિષયો બને છે. વિજ્ઞાન અને વાણિજ્યના વિદ્યાર્થીઓ માટે છેલ્લાં બે વર્ષ કોઈ પણ સાહિત્યનો અભ્યાસ કરવાનો નથી એ કહેવાની જરૂર નથી; જો કે તેમને માટે એક ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી, હિન્દી. અંગ્રેજી, ફ્રેન્ચ કે જર્મન હોય તો ખોટું નહિ. આપણા વિનયનના વિદ્યાર્થીઓ સંસ્કૃત કે ગુજરાતી સાથે પાલિ અને પ્રાકૃત કરે એ ઇષ્ટ છે, પણ તે ભાષાઓને મહાવિદ્યાલયનાં છેલ્લાં બે વર્ષમાં ગુજરાતી અને સંસ્કૃત સાથે સાંકળી લેવી જોઈએ. પહેલાં બે વર્ષ સંસ્કૃતને બદલે પ્રશિષ્ટ ભાષા તરીકે પ્રાકૃત કે પાલિ લઈ શકાય એવી વ્યવસ્થા કરાય.

આ સર્વ કલ્પનામાં એક સ્વીકૃત લઈને ચાલીએ છીએ. આ બધી કેળવણી ગુજરાતી દ્વારા જ આપવાની છે. માતૃભાષા દ્વારા સર્વ શિક્ષણ એ તો અમારું શ્રુતિવાક્ય છે. એ સ્વીકારાય તો મહાવિદ્યાલયમાં ગુજરાતી ભાષાસાહિત્યનો સ્વતંત્ર વિષય તરીકે અભ્યાસ વિજ્ઞાન અને વાણિજ્યના વિદ્યાર્થીઓ માટે ઓછો પણ થઈ શકે. મહાવિદ્યાલયમાં પહેલાં બે વર્ષ વિજ્ઞાન અને વાણિજ્યનો વિદ્યાર્થી ગુજરાતીને બદલે હિન્દી-હિન્દુસ્તાની લઈ શકે એવી ગોઠવણ થાય. વિનયનનો વિદ્યાર્થી બી.એ.નાં વર્ષોમાં આજે અંગ્રેજી કરે છે તેને બદલે બે વર્ષ હિન્દી-હિન્દુસ્તાનીનો વધુ અભ્યાસ કરે. આ વ્યવસ્થા મુજબ યુનિવર્સિટીના પ્રત્યેક ગ્રેજ્યુએટે ઓછામાં ઓછાં પાંચ વર્ષ રાષ્ટ્રભાષાનો અભ્યાસ કર્યો હશે—ત્રણ વર્ષ માધ્યમિક શાળામાં ને બે વર્ષ મહાવિદ્યાલયમાં; ઓછામાં પાંચ વર્ષ અંગ્રેજીનો અભ્યાસ કર્યો હશે—ત્રણ વર્ષ માધ્યમિક શાળામાં ને બે વર્ષ મહાવિદ્યાલયમાં; ઓછામાં ઓછાં ત્રણ વર્ષ પ્રશિષ્ટ ભાષાનો અભ્યાસ કર્યો હશે—માધ્યમિક શાળામાં.

સુરત,
તા. ૨૬-૨-૧૯૪૮.

પ્રા. જીવણલાલ ત્રિકમલાલ પરીખ

# શિક્ષણવિષયક પ્રશ્નો : ૧

શિક્ષણ પરત્વે જે ખ્યાલો આપણા સમાજમાં પ્રવર્તે છે તે બાબતમાં આપણે એક વાર આપણા મન સાથે સ્પષ્ટતા કરી લેવાની ખાસ જરૂર છે. નહિ તો આ ઝડપથી બદલાતા જતા વાતવરણમાં આપણી શિક્ષણવિષયક જવાબદારીઓ અદા કરવા જતાં આપણે કેટલાક એવા ઉતાવળિયા નિર્ણયો બાંધી લઈશું અને એવાં અણઘટતાં પગલાં ભરી દઈશું કે ભવિષ્યમાં તેનાં પરિણામોમાંથી છટકવાનું મુશ્કેલ બની જશે.

શિક્ષણ સંસ્કૃતિના–કલ્ચર'ના પાયારૂપ છે એમ તો સૌ કોઈ માને છે. પણ શિક્ષણ સંસ્કૃતિનું એકલું ધારક જ નથી તે સંસ્કૃતિનું પોષક તેમ જ તેના ઉત્તરોત્તર વિકાસનું બીજ પણ છે. શિક્ષણ એ કુદરતે માનવજાતિને આપેલી મહા મૂલ્યવાન ભેટ છે. અને સંસ્કૃતિ તેનો પરિપાક છે. જો આ દૃષ્ટિ સાચી હોય એટલે કે જો તે માનવજાત માટે શ્રેયસ્કર હોય તો તેનો આપણે જેટલી જલદીથી સ્વીકાર કરીએ એટલું વધારે સારું. કારણ કે સમગ્ર લોકજીવનની ઉન્નતિ વ્યક્તિના સંસ્કારબળ ઉપર અવલંબે છે. અને વ્યક્તિઓ કે જે સમાજની ઘટક છે તેમની સંસ્કારિતા શિક્ષણ ઉપર અવલંબે છે.

વ્યક્તિઓ સમાજની ઘટક હોવાથી જેવી અને જેટલી સુસંસ્કૃત વ્યક્તિઓ તેવો અને તેટલો જ સુસંસ્કૃત સમાજ પણ હોવાનો. વળી યથા રાજા તથા પ્રજા. જો પ્રજા સુસંસ્કૃત હશે તો જ તેના સૂત્રધારો, તેનો રાજ્યકર્તા વર્ગ તેના નેતાઓ અને શાહદારીઓ સુસંસ્કૃત હશે. એનો અર્થ એ થાય કે પ્રજાની ઉન્નતિનાં સૂત્રો જેમના હાથમાં છે, પ્રજાના સંરક્ષણનો

ભાર જેમના શિરે છે અને પ્રજાના જેઓ અગ્રેસરો છે તેઓ સર્વે પ્રજાની સંસ્કારિતા ઉપર આધાર રાખે છે. એથી ઊલટું, સંસ્કૃતિ તેમના ઉપર આધાર રાખતી નથી. સંસ્કૃતિ તેમને ઘડે છે. તેઓ સંસ્કૃતિને ઘડી શકે નહિ અર્થાત્ શિક્ષણ જે સંસ્કૃતિનું ધારક, પોષક અને વિકાસક તત્ત્વ છે તેનું નિયમન કોઈ પણ રાજ્ય કે રાજકીય સંસ્થા કે રાજકીય વિચારસરણી કરી શકે નહિ. અને જો કરે તો તેવું શિક્ષણ સંસ્કૃતિનું વિઘાતક થાય. અને સંસ્કૃતિનો વિઘાત થાય એટલે તે રાજ્ય કે રાજકીય સંસ્થા કે રાજકીય વિચારસરણીનો પણ સમૂળો ઘાત થાય તે સામાજિક અનિષ્ટ બને, સમાજને છિન્નભિન્ન બનાવે તેનું શ્રેય કદાપિ સાધી શકે નહિ. બીજા શબ્દોમાં કહીએ તો શિક્ષણનું નિયમન કોઈ એક અમુક જ સામાજિક પ્રયોજન માટે હોઈ શકે નહિ. તેનો ઉદ્દેશ કેવળ સુસંસ્કૃત સમાજનું નિર્માણ કરવાનો છે, જેમાં રાજકારણ અન્તર્ગત છે. એટલા માટે જ મેં કહ્યું કે રાજકારણ શિક્ષણનું નિર્માણ કરી શકે નહિ પણ શિક્ષણ જ રાજકારણનું નિયામક, કે વિઘાત કરનાર બને. તો પછી શું એ અત્યંત અગત્યનું નથી કે શિક્ષણનું નિર્માણ, ઘટના કે પુનર્ઘટના આ વસ્તુસ્થિતિને ધ્યાનમાં લઈને સ્વતંત્ર રીતે કરવામાં આવે?

ઉચ્ચ શિક્ષણ વિષે આપણા શા ખ્યાલો છે? સ્વતંત્રતા પ્રાપ્ત થયા પૂર્વે તમે અને હું બધા એમ કહેતા હતા કે વર્તમાન શિક્ષણપ્રથા એ પરદેશી રાજ્યકર્તાઓએ ઉપજાવી કાઢેલી એક સગવડિયા વ્યવસ્થા છે. તે આપણી માનસિક ગુલામીની પોષક છે તેના રાજ્યતંત્રની દાસી છે અને આપણે એ કહેવાનું ચૂકયા નહિ કે તે ફક્ત કુશળ રીતે રાજકારભાર ચલાવનાર કારકુનો અને કર્મચારીઓ ઉત્પન્ન કરનારી ભઠ્ઠી છે. ન્યાયને ખાતર કહેવું જોઈએ કે મેકોલેએ સ્થાપેલી જ શિક્ષણપ્રથા આપણી સ્વાતન્ત્ર્યભાવનાનું નિમિત્ત બની. પણ તેથી પરિસ્થિતિમાં ફેર પડતો નથી. જેટલે અંશે તે શિક્ષણપ્રથાનું રાજકારણે અને રાજ્યકર્તા વર્ગે નિર્માણ કર્યું, નિયમન કર્યું તેટલે અંશે તે સંસ્કૃતિની અવરોધક બની, સામાજિક અવનતિનું કારણ બની. એથી ઊલટો શિક્ષણનો આપણો ખ્યાલ એવો હતો કે તે સંસ્કૃતિનો પાયો હોય, સાચું શિક્ષણ આપનાં મહાવિદ્યાલયો અને વિદ્યાપીઠો સંસ્કૃતિનાં પ્રેરણાધામ હોય, વ્યક્તિઓના અને તેમની મારફતે

સમાજના સર્વાંગીણ વિકાસની ભૂમિકા હોય. શિક્ષણ સમાજને ઘડે, સમાજ સૂત્રધારોને ઘડે. સંક્ષેપમાં તે સ્વતંત્ર હોય, મુક્તવિહાર હોય અને દેશ અને કાળનાં બંધનોથી પર હોય

અને આજે રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત થયા પછી પણ શો ફેર પડ્યો છે? સિવાય કે ત્યારે શિક્ષણ પરદેશી રાજ્યકર્તાની છાપવાળું હતું અને હવે સ્વદેશી સરકારની મહોરવાળું. ખરેખર આ કેટલી શોચનીય સ્થિતિ છે! ઉપર વર્ણવી તેવી ઉચ્ચ શિક્ષણની ભાવના હોવા છતાં આપણે આજે મેકોલે-ની પુનરાવૃત્તિ જ કર્યે જઈએ છીએ. તમે કહેશો કે આવી જાતની વિચારસરણી ખામીભરેલી છે. પરદેશીય રાજકારભારને પ્રજાકીય સંસ્કૃતિ અને સાચા શિક્ષણની કંઈ જ પડી ન હતી તેને તો ફક્ત તેમાંથી પોતા માટે જ લાભ ઉઠાવવો હતો. પરન્તુ વર્તમાન સરકાર પ્રજાની છે. તેને હૈયે પ્રજાનું હિત સમાયેલું છે માટે તે પ્રજાની સાંસ્કૃતિક આવશ્યકતાઓ અને શિક્ષણની પૂરેપૂરી સંભાળ લેશે જ. તમે કહો છો તે તદ્દન સાચું છે પણ આવા ખ્યાલમાં એક ભયંકર આત્મવંચના રહેલી છે. સંસ્કૃતિના ફેલાવા દ્વારા સાચું શિક્ષણ જ સરકારનું, રાજ્યતંત્રનું, રાજકારભારનું નિર્માણ કરશે, નિયમન કરશે કે પછી આ બધાં શિક્ષણનું, સંસ્કૃતિનું વિધાન કરશે!

એક દાખલો લઈં. છે તો ઘણો ક્ષુલ્લક પણ પવન કઈ દિશામાં વાય છે તેનો બહુ જ સૂચક છે. અત્યાર સુધી મહદ્ અંશે વિદ્વાનો અને કેળવણીકારોની બનેલી મુંબઈ વિદ્યાપીઠ મેટ્રિકની પરીક્ષાનો અભ્યાસક્રમ નક્કી કરતી અને પરીક્ષા પણ લેતી, લાયકાતનાં ધોરણો ઠરાવતી અને વિદ્યાર્થીઓને જરૂરી વિદ્યાભ્યાસ કર્યો છે એમ કહી ઉચ્ચ વિદ્યાભ્યાસ માટે અથવા સામાજિક વ્યવહાર માટે યોગ્યતાનું પ્રમાણપત્ર અર્પતી જો કે મુંબઈ વિદ્યાપીઠ પણ રાજ્યકર્તા વર્ગનું જ સર્જન હતી છતાં જ્યારે રાજ્યકર્તા વર્ગને એમ લાગેલું કે વિદ્યાપીઠનાં લાયકાતનાં ધોરણો વધારે કડક છે અને પરિણામે તેમની જરૂરીઆતો પૂરી પડતી નથી ત્યારે ત્યારે વિદ્યાપીઠને કોરે મૂકીને તેણે પોતાનો માર્ગ મોકળો કર્યો હતો, મુંબઈ વિદ્યાપીઠનાં ધોરણો દેશની બીજી વિદ્યાપીઠોનાં ધોરણો કરતાં ઉચ્ચતર હોઈ તે પ્રજાની સાંસ્કૃતિક જરૂરીઆતો અને સાચું શિક્ષણ પૂરી પાડતી હતી અથવા આજેય પાડે છે, એમ કહેવાનો મુદ્દલે આશય નથી. જે કંઈ ધોરણો હતાં તેને વધારે નીચે

લાવવાનો પ્રયત્ન તે સમયના રાજ્યકર્તા વર્ગે કર્યો કારણ કે તેને મન વિદ્યાભ્યાસ, શિક્ષણ અને સંસ્કૃતિ વગેરે જે કંઈ હોય તે સર્વે તેના રાજકારભારની કદમપોશી કરનાર દાસીઓ હતી અને તેના પ્રયત્નમાં સાચી કેળવણી અને તેની મહત્તાથી વિમુખ થયેલા પ્રજાના વિશાળ સમુદાયનો હાર્દિક ટેકો મળ્યો હતો અને આજે શો ફેર પડ્યો છે! ફેર તો કંઇ પડ્યો નથી પણ વધુ નીચે ઉતરેલાયા છીએ. સ્વાતંત્ર્યના આગમન પછી તેનો સંપૂર્ણ લાભ ઉઠાવવા માટે જેની વધુમાં વધુ જરૂર છે એ નૈતિકતા અને બૌદ્ધિક ઉત્કર્ષસાધનાથી વિમુખ થયેલા વિદ્યાર્થીવર્ગને અતિપ્રિય એવો ફેરફાર થયો છે. પ્રજામાનસનો પડઘો પાડતાં લોકપ્રિય પત્રોએ આ ફેરફારને વિદ્યાર્થીઓને વિદ્યાપીઠની નાગચૂડમાંથી ઉગારનાર તરીકે લેખ્યો છે અને મુકુટસ્થાને વિરાજે છે મુંબઇ સરકારનો ફતવો કે તેણે નક્કી કરેલાં લાયકાતનાં ધોરણો જ તેની નોકરીઓ માટે યોગ્ય ગણાશે થયું. ફરી એક વાર વિદ્યા, શિક્ષણ, અને સંસ્કૃતિનાં ધામો રાજકારભાર ચલાવવા માટે કર્મચારીઓ, કારકુનો, અમલદારો ઉત્પન્ન કરનારી ભઠ્ઠીઓ બનશે. પછી ભલે તે જુદા સ્વાંગમાં, જુદા આકારમાં હોય.

કહેવાય છે કે સા વિદ્યા યા વિમુક્તયે. પણ જો વિદ્યા પોતે જ મુક્ત ન હોય તો તે બીજાને શી રીતે મુક્ત કરવાની! જગતના બધા જ ચિન્તકો એમ માને છે કે સાચાં વિદ્યાધામો એ સ્વતંત્ર વિચાર ધરનાર અને ધરાવનાર વિદ્યાગુરુઓ અને વિદ્યાર્થીઓનાં મંડળો હોય, તે સ્વ અને પર, દેશ અને કાલનાં બંધનોથી મુક્ત હોય, એનો એકમાત્ર ઉદ્દેશ જ્ઞાનની ઉપાસના હોય, જ્ઞાનપ્રકાશના ફેલાવા દ્વારા તે સંસ્કૃતિનાં પોષક હોય તે જ વિદ્યાર્તાં, લાયકાતનાં ધોરણો નક્કી કરે અને જગત તેને જ પ્રમાણ માને. તેમના પોતાના ક્ષેત્રમાં તેઓ સ્વતંત્ર હોય. તેમાં કોઈ માથું મારે નહિ, સાચી વિદ્યા કઇ, સાચું શિક્ષણ કયું તે એ જ નક્કી કરે. તેનાં ધોરણો સમાજને, સમાજના સૂત્રધારોને સ્વીકાર્ય હોય.

## પ્રાસંગિક મનન

વાસરિકા (૩-૩-૧૯૪૯): આજનાં પત્રો સ્વ. સરોજિનીદેવીની યશોગાથાથી ભરેલાં હોય એ કુદરતી છે...અમે જે કેટલાક ૧૯૧૫-૨૦માં કૉલેજમાં હતા તેમને એ મહાન ભારતીય સંસ્કારનેતાની કવિતા તથા વાક્છટાની જેવી મોહની ચઢેલી તેવી પછીની એમની રાજકીય મહત્તાને અંગે પણ પાછલી પેઢીના યુવકોને કદાચ નહિ રહી હોય. એવામાં જ પહેલી વાર વાંચેલું, નરસિંહરાવે ગુજરાતીમાં કરી 'નૂપુરઝંકાર'માં આપેલું "ક્ષણવાર જ થોભ તું મોત, ભલા !" એ એ કવયિત્રીના 'Tarry a while, O Death!'નું ભાષાન્તર. મૃત્યુદેવે એ સંબોધનમાંની વિનંતિ કબૂલ રાખીને એમને આયુષ્ય તો આટલું લાંબું આપ્યું જ; અને એ વિનવણી પછી તેમણે દેશભક્તિનાં તેમ બીજાં કાવ્યો યે કેટલાંક લખ્યાં. પણ ઉત્તરાવસ્થાનો ઘણોખરો ભાગ પોતે કવિતામાં મૂર્ત કરેલી ભાવનાઓ જીવવા-જિવાડવામાં વીતે એવું જ નિર્માણ તેમને માટે હતું. ભવિષ્યની પ્રજા તેમની આ રાજકીય રાષ્ટ્રસેવાને યાદ તો રાખશે પણ સરોજિનીદેવી જગતસાહિત્યમાં ચિરંજીવ તો એમની મંજુસ્વર, ભાવનારત, દ્યુતિલસિત કવિતા વડે જ રહેવાનાં.

ત્રીસપાંત્રીશ વર્ષ પરના કૉલેજજીવનનો ઉપલો ઉલ્લેખ પુછાવે છે: "ત્યાંનું ભણતર ખોટું કે આ જીવતર ખોટું-?". એ ભણતર એટલે સત્યોપાસનાનો ઉપદેશ; 'આ જીવતર' એટલે હમણાં ફેબ્રુ-માર્ચના સન્ધિદિનોમાં થઈ ગયો-હજી કદાચ આગળ ચાલશે-તે યુનિવર્સિટીમાંના ગુજરાતી શિક્ષણનો વિવાદ. એમાં અધ્યાપકસંઘ પણ એની અદીર્ઘદૃષ્ટિ શૈથિલ્ય તથા અક્ષમ્ય પ્રમાદને કારણે ઝડપાઈ જાય એ અનિવાર્ય હતું. સૌએ લાગતાવળગતને મારે એ જ કહેવાનું છે કે આપણે સૌ જે ઉચ્ચ શિક્ષણ પામેલા તેમણે પાળવો જોઈએ તે સુનીતિના આદર્શ માટે જ અન્યાયનિવારણની આ લડત છે. જેઓ આ બાબતમાં ગુજરાતીના અધ્યાપકોને દબાયલા અને સ્વમાનભંગી રાખવા ઇચ્છે છે તેઓ પ્રજાકીય સંસ્કૃતિના શત્રુઓ છે. ઇષ્ટ શક્ય છે તે સુધારા તુરત જ કરાવી, જુનમાં એનો અમલ કરવામાં જ એની શોભા છે આ યુનિવર્સિટીના કૉલેજ-શિક્ષણે મને શીખવેલી એ મારી ભાવનાને તો હું, નમ્ર-અનમ્ર ઉભય ભાવે, ભજવાનો સતત યત્ન કરતો રહીશ:

> And, for right is right, to follow right,
> Were wisdam in the scorn of cotisequence.

× × ×

આવું બધું માત્ર 'mental ideal'. પૂર્ણયોગદર્શનમાં તો ઠરાવ્યું છે-અને યોગ્ય રીતે જ-એ ખરું. પણ જરાક સચ્ચે આત્મા સાક્ષાત્કાર કે ચિત્તશાન્તિ થતાં લગી, બલ્કે એના માર્ગે ચઢવાના સોપાનલેખે આવીવૃત્તિ રાખી પ્રભુસાન્નિધ્યે જીવનની સાધના થવ-એ દરમ્યાન નબળને કેટલીયે પડઆખડ થાય છતાં-એમાં કાંઈ ખોટું નથી.

ત્રણ દિવસ પર આવેલા નવા 'દક્ષિણા'માંથી જાણીને ઘણાં અચંબો જ પામશે કે એ "આધ્યાત્મિક-અધ્યાત્મિક!" રટયા કરતો આશ્રમ વળી એવી ભૌતિક વાતમાં તે શીદને પડતો હશે?...પણ સમજદારો સમજે છે કે શ્રી અરવિન્દનું જીવનદર્શન તેમના ગયાં-થોડાં વર્ષોના સંદેશા દ્વારા તેમ આ રીતે પણ આપણને એનું અનુશીલન કરતાં શીખવે છે. જેમને દિવ્ય જીવનની એક વાત જરાય ભાવતી નથી તેઓ પણ માત્ર સરસ ચારિત્ર-ઘડતરની નજરે પણ નિષ્ઠાપૂર્વક આ માર્ગે વળે તો ખૂબ કશું નહિ ને પામવાના ઘણું-એમાં મીનમેખ નથી.

× × ×

ગયા અંકમાં છપાયેલા 'રણછોડભાઈ' નટકસંગ્રહના અવલોકનની ચર્ચા, એ સમગ્ર વિષયના તત્ત્વબોધની પોષક અધિકારી વાંચકો એ નાટકની વિશિષ્ટતા જોતા કરે એ ઇષ્ટ; તેથી એ 'માનસી'વતી નોતરું છું.

વિ. ક. વૈ.

રજતપર્વોની આનંદપૂર્વક નોંધ લઈ ત્રણેને વધારે ઉજ્જવલ, કર્તવ્યપરાયણ દીર્ઘતર આયુષ્ય ઇચ્છીએ છીએ. (૨) ભારતીય સંસારજીવનનાં ભિન્નભિન્ન મોટાનાનાં ક્ષેત્રોને, આ પ્રત્યેકના વિશિષ્ટ કાર્યોને કારણે, એમનાં અવસાન ગયા થોડા માસમાં થવાથી, ઘણી ખોટ પડી છે: સર તેજબહાદુર સપ્રુ, સૈયદ અબદુલ્લા બ્રેલ્વી તથા જી. એ. નટેસન; વિલેપારલેના વિરલ સાહિત્યપ્રેમી જ્ઞાનવિતરણવીર, રા. દલપતલાલ ર. જોષી અને ભાવનગરના ઉત્સાહી કાર્યદક્ષ જનસેવક રા. વીરેન્દ્રરાય ચન્દ્રપ્રસાદ દેસાઈ 'કૌમુદી' તથા 'માનસી'ના પણ સક્રિય શુભેચ્છકો હતા.

મન્દિરવૃત્ત-પૂર્તિ: (૧) આ અંકની શરૂઆતમાંનું મન્દિરવૃત્તનું પૃષ્ઠ છપાયા પછી ઊભા થયેલ અમુક સંજોગને લીધે, અંક બાંધી કરતાં મોડો પૂરો કરી શકાય છે. (૨) રા. ચંપકલાલ હા. વ્યાસ (વ્યારા) તરફથી મળેલી આ વિશેષ મદદ આભારસહિત સ્વીકારીએ છીએ: રૂા. ૨૫. (૩) મળ્યાં છે: રાજકોટના સોળમા સાહિત્યસંમેલનનો વૃત્તાન્ત તથા નિબન્ધસંગ્રહ; શ્રીમદ્‌ભાગવત, બાપુ–મારી મા તથા ભ. મહાવીરના દશ ઉપાસકો; ભમણ અને રાજપુત્રનું શિક્ષણ; તમારા દાંત જાળવો. (વીગતો આવતે અંકે.)

સુરત ૧૭ ૩–૪૯. વિ૦ ક. વૈ.

## મંજૂષા: 'રણછોડલાલ' આદિ નાટકો

૧. આ નાટકસંગ્રહ પોતાની ગુણવિશિષ્ટતાથી ગુજરાતની સંસ્કારી કલાપ્રિય જનતાનું લક્ષ ખેંચે તેવો છે...રેડિયો માટે લખાયેલી આ નાટિકાઓ પોતાના વાઘરથી, પોતાની વસ્તુથી અને પોતાના જીવનદર્શનથી ગુજરાતી નાટકસાહિત્યમાં કેટલીક રીતે મનન માગી લે તેવી નીવડી છે એમાં શક નથી .....રંગભૂમિ પર દૃષ્ટિગોચર કરવા લખાતાં નાટકો કરતાં રેડિયો દ્વારા શ્રુતિગોચર થવા સર્જાતાં નાટકોની કારીગરી ભિન્ન છે. થોડાં પાત્રો, ધ્વનિવૈવિધ્ય, ચોટદાર સંવાદકલા, વેગવાળું વસ્તુવિધાન–રેડિયોનાટક આ રીતે કેટલાંક વિશિષ્ટ તત્ત્વો પર વિશેષ લક્ષ ઇચ્છે છે તેમ છતાં રેડિયો પર ભજવાતાં નાટકો તખ્તાલાયકી ધરાવતાં નથી એવું નથી શ્રાઇ યશોધર મહેતાનો આ સંગ્રહ "રણછોડલાલ અને બીજાં નાટકો" આનું ઉદાહરણ છે..."રણછોડલાલ" આ સંગ્રહની જ નહીં પરંતુ ગુજરાતની શ્રેષ્ઠ ગણી શકાય તેવી નાટિકાઓમાં માનભર્યું સ્થાન મેળવી લે છે. (ઊર્મિ: ઑગ. સપ્ટે. ૪૮.)

અમારા ગતાંકમાં પરિચાયિત) આન્ધ્રવિદ્યાપીઠ જેમ, તેમ જ શારીરિક
શિક્ષણવિષયક નવો સન્દેશ, યુરોપ અમેરિકાના ન્યૂયૉર્ક ટાઇમ્સમાં પણ
વર્ષોથી વખણાવા લાગેલી અને Richer by Asiaના કર્તાની અધ્યાત્મકલ્પ
જીવનદૃષ્ટિ વિશેનો અમેરિકન પત્રિકાનો લેખ. હિંદ સામ્રાજ્યવાદી
અંગ્રેજોથી એશિયાનો મિત્રસંઘ, વગરચશ્માંએ નેત્રરોગનિવારણના
ઉપાય વગેરે આ નોંધ લખાતા સુધીમાં જોવાયેલા એ બંને અંકોમાં છે.
પહેલા અંકમાંની પહેલી તંત્રીનોંધ સ્પષ્ટ કરે છે તેમ, શ્રીઅરવિન્દનો
એકાંતવાસ એ પ્રયોગશાળામાં નવાં સંશોધનમાં એકાગ્ર રહેતા વિજ્ઞાનવીર
જેવો હોઈ, તેઓ નિષ્ક્રિય નથી; વધુમાં એમ પણ કહ્યું છે કે પોતે કોઈ
પણ વખતે જાહેર જગતમાં પુનઃ પધારી અમુક કરતાં પણ વિશેષ પ્રભાવ
પાડે તેથી, હિંદ-સરકારના આજના બે મુખ્ય નેતાઓએ પણ તેમનું
માર્ગદર્શન હમણાં શોધવું ઘટે જેથી દેશને તથા જગતને વિશિષ્ટ લાભ-
પ્રાપ્તિ થાય અને.

## યુનિ.માં ગુજરાતી

ફેબ્રુઆરી તથા માર્ચમાં આ લખનારે 'ગુજરાતી' તથા 'હિંદુસ્તાન'માં
ઉપલા વિષય પર લખવાનો પ્રસંગ હતો એ પરથી વાચકો જાણતા હશે કે
તેણે (તેમ જ ખાનગી રીતે જાહેર છે તેમ, એક બીજા પરીક્ષકે) પરીક્ષક-
પદનો ત્યાગ ધર્મબુદ્ધિપૂર્વક કર્યો છે હવે તો, જ્ઞાનયોગી નેતાઓ પામેલો
અધ્યાપકસંઘ યુનિ.ની ગુજરાતી બોર્ડ સાથે કર્મયોગપૂર્વક સહકાર કરીને
ગુજરાતીના સમસ્ત ઉચ્ચ અભ્યાસમાં અમુક મૂળભૂત અતિઆવશ્યક
સુધારા, ફેરફાર વગેરે જૂનમાં કૉલેજો ઊઘડતાં સુધીમાં જ કરે એ
ઇષ્ટ છે. "પ્રેસ્ટિજ દેવી ત્રિવિધ મુખે જેની એક સ્થળે કહી છે, તેની પૂજારણ
જો યુનિવર્સિટી બનશે તો, તેણે પોતે થઈને પોતાને લલાટે જે લાંછન
વર્ષોથી ચોડ્યું છે તે સ્વામનર બનવાનું એમ વસ્તુહિતાર્થે તથા વિદ્યાર્થી-
હિતાર્થે અને જોખમો ખેડીને પણ. કહી નાખવું એ અમારી ગુરત માટે
છેલ્લી ગણીએ ફરજ આ બાબતમાં બને છે.

સવ્ય અને અપસવ્ય· (૧) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની
શતાબ્દી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળનું તથા 'આનંદ'નું એ બંને

રજતપર્વોની આનંદપૂર્વક નોંધ લઈ તેઓને વધારે ઉજ્જવલ, કર્તવ્યપરાયણ દીર્ઘતર આયુષ્ય ઇચ્છીએ છીએ. (૨) ભારતીય સંસ્કારજીવનનાં ભિન્નભિન્ન મોટાંનાનાં ક્ષેત્રોને, આ પ્રસંગના વિશિષ્ટ સ્થાને કારણે, એમનાં અવસાન થયાં થોડા માસમાં ગયાં, ઘણી ખોટ પડી છે: સર તેજબહાદુર સપ્રુ, સૈયદ અબ્દુલ્લા બ્રેલ્વી તથા જી. એ. નટેશન; વિલેપારલેના વિરલ સાહિત્યપ્રેમી જ્ઞાનવિતરણવીર, રા. દયારામલાલ ર. જોશી અને ભાવનગરના ઉત્સાહી કાર્યદક્ષ જનસેવક ગ. વીરેન્દ્રરાય ચન્દ્રપ્રસાદ દેસાઈ 'કૌમુદી' તથા 'માનસી'ના પણ સક્રિય શુભેચ્છક હતા.

મન્દિરવૃત્ત-પૂર્તિ: (૧) આ અંકની શરૂઆતમાંનું મન્દિરવૃત્તનું પૃષ્ઠ છપાયા પછી ઊભા થયેલ અમુક સંજોગને લીધે, અંક ધાર્યો કરતાં મોડો પૂરો કરી શકાય છે. (૨) રા. ચંપકલાલ ડા. બામ (વ્યારા) તરફથી મળેલી આ વિશેષ મદદ આભારસહિત સ્વીકારીએ છીએ: રૂા. ૨૫. (૩) મળ્યાં છે: રાજકોટના સોળમા સાહિત્યસંમેલનનો વૃત્તાન્ત તથા નિબન્ધસંગ્રહ; શ્રીમદ્ભાગવત, બાપુ–મારી મા તથા ભ. મહાવીરના દશ ઉપાસકો; શ્રમણ અને રાજપુત્રનું શિક્ષણ; તમારા દાંત જાળવો. (વીગતો આવતે અંકે.)

સૂરત ૧૭-૩-૪૯. વિ. ક. વૈ.

## મંજૂષા: 'રણછોડલાલ' આદિ નાટકો

૧. આ નાટ્યસંગ્રહ પોતાની ગુણવિશિષ્ટતાથી ગુજરાતની સંસ્કારી કલાપ્રિય જનતાનું લક્ષ ખેંચે તેવો છે...રેડિયો માટે લખાયેલી આ નાટિકાઓ પોતાના લાઘવથી, પોતાના વસ્તુથી અને પોતાના જીવનદર્શનથી ગુજરાતી નાટ્યસાહિત્યમાં કેટલીક રીતે મનન માગી લે તેવી નીવડી છે એમાં શક નથી .....રંગભૂમિ પર દૃષ્ટિગોચર કરવા લખાતાં નાટકો કરતાં રેડિયો દ્વારા શ્રુતિગોચર થવા સર્જાતાં નાટકોની પ્રક્રિયા ભિન્ન છે. થોડાં પાત્રો, ધ્વનિવૈવિધ્ય, ચોટદાર સંવાદકલા, વેગવાળું વસ્તુવિધાન–રેડિયોનાટક આ રીતે કેટલાંક વિશિષ્ટ તત્ત્વો પર વિશેષ લક્ષ [illegible] તેમ છતાં રેડિયો પર ભજવાતાં નાટકો [illegible] ધરાવતાં નથી એવું નથી. ભાઈ યશોધર મહેતાનો આ સંગ્રહ "રણછોડલાલ અને બીજાં નાટકો" આનું ઉદાહરણ છે..."રણછોડલાલ" આ સંગ્રહની જ નહીં પરંતુ ગુજરાતની શ્રેષ્ઠ ગણી શકાય તેવી નાટિકાઓમાં માનભર્યું સ્થાન મેળવી લે છે. (ઊર્મિ: એ.ગ. સપ્ટે. '૪૮.)

અમારા અનોકમાં પરિચાયિત) આન્ધ્રવિદ્યાપીઠનો તેમ જ શારીરિક શિક્ષણવિષયક નવો સન્દેશ, યુરપ અમેરિકાના નવપ્રયોગોમાં પણ વર્ષોથી વર્તાવા લાગેલી અને *Richer by Asia*ના કર્તાની અધ્યાત્મલક્ષી જીવનદૃષ્ટિ વિશેનો અમેરિકન પત્રે માનો લેખ: હિંદ સામ્રાજ્યવાદી? અગ્નિકોણી એશિયાનો મિત્રસંઘ, વગરચશ્માંએ નેત્રરોગનિવારણના ઉપાય વગેરે આ નોંધ લખાતાં સુધીમાં જોવાયલા એ બંને અંકોમાં છે. પહેલા અંકમાંની પહેલી તંત્રીનોંધ સ્પષ્ટ કરે છે તેમ, શ્રીઅરવિંદનો એકાંતવાસ એ પ્રયોગશાળામાં નવાં સંશોધનમાં એકાગ્ર રહેતા વિજ્ઞાનવીર જેવો હોઈ, તેઓ નિષ્ક્રિય નથી: વધુમાં એમ પણ કહ્યું છે કે પોતે કોઈ પણ વખતે બાહ્ય જગતમાં પુન: પધારી અગાઉ કરતાં પણ વિશેષ પ્રભાવ પાડે: તેથી, હિંદ–સરકારના આજના બે મુખ્ય નેતાઓએ પણ તેમનું માર્ગદર્શન હમણાં શોધવું ઘટે જેથી દેશને તથા જગતને વિશિષ્ટ લાભ-પ્રાપ્તિ શક્ય બને.

## યુનિ.માં ગુજરાતી

ફેબ્રુઆરી તથા માર્ચમાં આ લખનારે ‘ગુજરાતી’ તથા ‘હિંદુસ્તાન’માં ઉપલા વિષય પર લખવાનો પ્રસંગ હતો એ પરથી વાચકો જાણતા હશે કે તેણે (તેમ જ ખાનગી રીતે જાહેર છે તેમ, એક બીજા પરીક્ષકે) પરીક્ષા-પદનો ત્યાગ ધર્મબુદ્ધિપૂર્વક કર્યો છે હવે તો, જ્ઞાનયોગી નેતાઓ પામેલો અધ્યાપકસંઘ યુનિ.ની ગુજરાતી બોર્ડ સાથે કર્મયોગપૂર્વક સહકાર કરીને ગુજરાતીના સમસ્ત ઉચ્ચ અભ્યાસમાં અમુક મૂલભૂત અતિઆવશ્યક સુધારા, ફેરફાર વગેરે જૂનમાં કૉલેજો ઊઘડતાં સુધીમાં જ કરે એ ઇષ્ટ છે. “પ્રેસ્ટિજ”દેવી રવિભાઈએ જેને એક સ્થળે કહી છે, તેની પૂજારણ જો યુનિવર્સિટી બનશે તો, તેણે પોતે થઈને પોતાને લલાટે જે લાંછન વર્ષોથી ચોટ્યું છે તે સ્થાયીતર બનવાનું એમ વસ્તુહિતાર્થે તથા વિદ્યાર્થી-હિતાર્થે અને જોખમો ખેડીને પણ, કહી નાખવું એ અમારી પુરત માટે છેલ્લી ગંભીર ફરજ આ બાબતમાં બને છે.

સવ્ય અને અપસવ્ય: (૧) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની શતાબ્દી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળનું તથા ‘શારદા’નું એ બને

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રન્થશ્રેણી

સપ્ટેમ્બર—ડિસેંબર ૧૯૪૯

આ અંકમાં

અંબાલાલ બા. પુરાણી
દુર્ગાશંકર કે. શાસ્ત્રી
મુનિકુમાર મ. ભટ્ટ
વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
ભદ્રમુખ ક. વૈદ્ય
કુંજવિહારી ચુ. મહેતા
જગદીશચન્દ્ર જ. દવે
વિજયરાય ક. વૈદ્ય

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ: સ્ટેશન રોડ-ભાવનગર

## ધ્યાનમંત્ર

### પ્રકાશમાં જાગ્રત થાઓ.

સાંભળો, તમે અમૃતના પુત્રો, તમે દિવ્ય ધામના વાસી, તમારા આ અન્ધકારમાં પરપારથી એ પ્રકાશ આવે છે. ત્યાંથી જે પ્રકાશ આવે છે એ પ્રકાશમાં જાગ્રત થાઓ. બેસી બેસીને ચકમક ઘસવાથી દિવસ સર્જી શકાવાનો નથી. પ્રકાશ દ્વારા જ પ્રત્યેક નવો દિવસ અમૃતના સમાચાર લઇ આવે છે. નવી નવી લીલાએ બધું નવું નવું થઇ ઊઠે છે. દુઃખમાંથી આનંદ આવે છે. રક્તાસ્રાત ઉપર જીવનનું શ્વેત શતદલ તરી ઊઠે છે.

× × ×

* જે ધનમાન પામતો નથી તે જ-થી બોલી શકે છે કે હું સત્યને પામ્યો છું. મારે ઐશ્વર્ય નથી. ગૌરવ નથી. મારાં દારિદ્રય અને અવમાનનાને સીમા નથી. પણ મને એક એવો અધિકાર મળ્યો છે જેનાથી મને કોઇ વંચિત કરી શકે તેમ નથી. મારી પાસે બીજું કશું નથી. તેથી જ એ વાત મારે મોઢે જેવી લાગશે તેવી બીજા કોઇને મોઢે નહિ લાગે. પૃથ્વીમાં લાંચ્છિત અમે એમ કહીશું કે અમે અમૃતના પુત્રો. ને અમે જ કહીએ છીએ કે તમે પણ અમૃતના પુત્રો. આજે ઉત્સવના દિવસે આ સૂરને આપણે કાને પહોંચાડવો પડશે. આપણા દેશનું અપમાન દારિદ્રય અત્યંત સ્વચ્છ, તેથી જ સત્યને આપણી આગળ પ્રગટ થતાં કશો અન્તરાય આડે આવવાનો નથી. તેથી જ એ બિલકુલ અનાવૃત રૂપે દેખા દેશે પથ્થરના મહેલ ચણીને આપણે આકાશના પ્રકાશને નિરુદ્ધ કરીશું નહિ. આપણા નિરાશ્રયી દીનના કણ્ઠે અત્યન્ત મધુર સૂરે આ સંગીત બજી ઊઠશે.

शृण्वन्तु विश्वे अमृतस्य पुत्राः
आ ये दिव्यानि धामानि तस्थुः ।

[ રવીન્દ્રનાથ ઠાકુરકૃત 'પંચામૃત' પૃ. ૯, ૧૦ ]

# વિષયદર્શન

## પૂર્ણસંખ્યા ૫૧, ૫૨

પુ. ૧૩: અં. ૩, ૪ : સપ્ટે-ડિસે. '૪૯ (પ્રકટ, ઑક્ટો. '૪૯)

### સર્જન અને નિબન્ધો

માનસી ગ્રંથશ્રેણી: તંત્રી વિજયરાય ક. વૈદ્ય ૧૫૮૨; કૃષ્ણનગર; ભાવનગર
શાખાઓ : એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ. ગાંડીવ મુદ્રણાલય, સુરત, સાધના પ્રેસ, વડોદરા. રા. દામોદર કે. ભટ્ટ, રામટેકરી, પોરબંદર, આનન્દ પ્રેસ, ભાવનગર. લવાજમ : રૂ. ૫-૮-૦; (૧૯૫૦ થી, રૂ. ૬) વિદેશ, રૂ. ૭; છૂટકના રૂપિયા બે.



## મંજૂષા

### મુંડકોપનિષદમાંથી

[ મંત્રો, ✱ આ અંકના 'મનન'માં ઉલ્લિખિત ]

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः....शुद्धसत्त्वाः । Made certain of the meaning of the highest spiritual knowledge, purified in their being ( મંત્ર ૬ઠ્ઠો )

एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥......ज्ञानतृप्ताः कृतात्मानः......। ते सर्वगं सर्वतः प्राप्य धीराः युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥

He strives by these means and has the knowledge: in him this spirit enters into its supreme status.... Satisfied in knowledge having built up their spiritual being, the Wise, in union with the spiritual self, reach the Omnipresent everywhere and enter into the All ( મં. ૪, ૫. )

### વિજ્ઞાનમય નેત્ર વડે પરમાત્મદર્શન

[ શ્રી ચન્દ્રશાસ્ત્રી : ગુરુકુલપત્રિકા; ભાદ્ર, ૨૦૦૬ ]

જે સર્વજ્ઞ સર્વવિદ્ જેનો મહિમા આ ભૂ પર છાયો,
જે સર્વાત્મ દિવ્ય નભરૂપી બ્રહ્મપુરીમાં વાસ કરે;
પ્રાણ દેહ અધિનાયક જે છે મનોરૂપધારી ઇશ્વર,
જે અન્નમય સ્થૂલ કાયામાં જગનાયક અધિવાસ કરે;
જે આનન્દ સુધામય થઈને વિભાય છે સર્વત્ર અહીં
વિજ્ઞ તેને વિજ્ઞાનનેત્રે દર્શન્તો કંઈ આશ ભરે.

એ પત્રિકામાં "મંડૂકોપનિષત્"ના બે મંત્રો શ્રી. શાસ્ત્રીનાં હિંદી ભાષાન્તર સાથે આપ્યા છે, તેની પરથી આ-થોડા જ શબ્દો બદલવાની જરૂર હતી—કર્યું છે. —તંત્રી

✱ કેમ, 'લાઇફ ડિવાઇન'માં છે તે જ.



# મા ન સી

વર્ષ ૧૩ : અંક ૩ : સપ્ટેંબર ૧૯૪૯

## યોગ્ય રૂપ અને સ્થિર

[ મણિશંકર ર. ભટ્ટ : ' એક દેવીનો આત્મવૃત્તાન્ત; ' પૃ. ૮૭, ૮૮ ]

એક વખત તેમણે [ પોતાનો વૃત્તાન્ત કહેનાર યુવતીના વડીલ જને ] કહ્યું, ' જો આપણે એવું ધારી શકીએ કે જગતના કર્તાએ પોતાના કાર્યનું રૂપ ધારણ કીધેલું, અને એ પ્રમાણે અમુક વખત સુધી દુનિયામાં સ્થિતિ કરવી, ત્યારે એ કાર્ય જ પોતાના કર્તાની સાથે એવા સંબંધને પાત્ર હોઇને આપણને અત્યન્ત પૂર્ણતાવાળું દેખાવું જોઇએ. તેટલા માટે મનુષ્યના આપણા વિચારની અંદર પરમાત્માના આપણા વિચાર સાથે કશો વિરોધ હોઈ શકે નહીં: અને આપણને વારવાર તેની સાથે અમુક વિરોધ અને વિયોગનો અનુભવ થાય છે, તેટલા માટે તો આપણી એ વધારે ફરજ છે, કે શેતાનના હિમાયતીઓની માફક આપણે હંમેશાં આપણી પ્રકૃતિની શૂન્યતા અને નિર્બલતા ઉપર જોયા કરવું નહીં, પણ એવી શક્તિઓ અને ખૂબીઓ શોધી કાઢવી કે જેને લીધે પરમાત્માની સાથે આપણું સાદૃશ્ય સ્થાપિત થઈ શકે ... ... ... માણસનો મોટામાં મોટો ગુણ હમેશાં એ છે કે તેણે બાહ્ય સ્થિતિને જેમ બને તેમ વધારે અધીન કરવી, અને પોતે તેને ઓછામાં ઓછું અધીન થવું. જે પ્રમાણે કોઇ શિલ્પકની આગળ મોટી ખાણ પડેલી હોય તે પ્રમાણે ઝિંદગી આપણી આગળ પડેલી છે. વિધાયકનું નામ તેને જ ઘટે છે, કે જે આ મિશ્ર સમૂહમાંથી પોતાના આત્માની અંદરના આદર્શ પ્રમાણે જરા પણ અઘટિત વ્યય વગર અમુક યોગ્ય અને સ્થિર રૂપ ઉત્પન્ન કરી શકે. આપણી બહારની બધી વસ્તુઓ, અને હું એમ પણ કહી શકું, કે આપણી ઉપરની બધી વસ્તુઓ માત્ર સાધનો છે; પણ આપણી અંદર ઊંડે એની ઉત્પાદક-

શક્તિ રહેલી છે, કે જે તેમાંથી જે બનવું જોઈએ તે બનાવી શકે છે, અને જે એક રીતે કે બીજી રીતે, આપણી અંદર કે બહાર, જે ઉત્પન્ન થવું જોઈએ તે ઉત્પન્ન કીધા વગર આપણને નિદ્રા કે આરામ લેવા દેતી નથી. તમે, બહેન, કદાચ વધારે સારો માર્ગ પસંદ કીધો છેઃ તમે તમારા નીતિં-જીવનને, તમારી ગંભીર સુંદર પ્રકૃતિને પોતાની સાથે અને પરમાત્માની સાથે એકતામાં લાવવાને યત્ન કીધો છેઃ પણ અમે સુદ્ધાં જો સમગ્ર મનુષ્ય-ની સાથે પરિચિત થવાને અને તેની બધી શક્તિઓને યોગ્ય પ્રમાણમાં લાવવાને મથીએ છીએ, તો દોષને પાત્ર નથી.'[1]

---

૧. ગ્યોએટેની કૃતિમાંના આ નાના પુસ્તકની સાલ, 'ગુજ. સા. રૂપરેખા'માં તથા આ અંકમાં (પૃ. ૨૨૪) ૧૮૯૭ આપી છે, તે જોઈએ ૧૮૯૯. જોડણી યથાવત્ રાખી, ઉપલું અવતરણ રા. ભાઈ મુનિકુમારના સહકારથી મેળવી શકાયલી ૧૯૧૪ની (બીજી) આવૃત્તિમાંથી લીધું છે. પુસ્તકનો થોડો વિશેષ પરિચય વાચક આ અંકમાં આગળ જોશે. —તંત્રી

## ગેટે-પ્રણીત માનવધર્મ

માનવીના અનિવાર્ય મંગલ ભાવિનો એ [ગેટે] સાધક છે. આપણી ઉપરની વસ્તુઓ માટે પ્રાચીન ધર્મો સંમાન પ્રેરતા; આપણી પડખે જે કંઇ છે તે માટે તત્ત્વજ્ઞોએ માનવૃત્તિ પ્રેરી; ખ્રિસ્તી ધર્મે એથી પણ ઊંચી વસ્તુ–આપણી નીચે જે કંઇ છે તે–પ્રત્યે માનની ભાવના જગાડી ને પોષી. ગેટે કહે છે .આ બધી સંમાન-ભાવના જરૂરી છે, કેમકે " તેમાંથી સૌથી ઊંચી ભાવના–પોતાની જાત માટે સંમાન ઉદ્‌ભવે છે. એ જ સાચો ધર્મ છે...જેમ જેમ તું તને માણસ લાગે, તેમ તેમ તું દેવા સમાન થશે. "

—ઉમાશંકર ('સંસ્કૃતિ' ઑગસ્ટ '૪૯; પૃ. ૩૦૬.)

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

# સમૂળી ક્રાન્તિ ?

## —એક અવલોકન

[ 'સમૂળી ક્રાન્તિ' તથા 'સંસાર અને ધર્મ'માંની કિશોર-વિચારધારાની આ વિચિકિત્સા, એમાંના વિષયોનો વિવાદ તત્ત્વબોધક થશે એવી ખાતરી હોઇ, ખાસ 'માનસી' માટે અમે લખાવી છે.અમારા આગ્રહને માન આપી લેખકે બહુ શ્રમપૂર્વક આ નિબન્ધ લખી આપ્યો એ માટે તેમના ઋણી છીએ. જે વિચારકો ને વર્તમાનપત્રોના જોવામાં એ આવે તેઓ તેનો સદુપયોગ પુનર્મુદ્રણ, ચર્ચા આદિ રૂપે કરશે એવી આશા છે. પેટામથાળાં અમે દસેનાં આપેલાં છે. —તંત્રી ]

### ૧

### અરુચિકર કર્તવ્ય

તમે મને 'સમૂળી ક્રાંતિ' અને 'સંસાર અને ધર્મ' એ બે પુસ્તકો વિષે કાંઇક લખવાને આગ્રહ કરો છો પરંતુ લેખકની વિચારસરણીમાં ઊંડાણ કે નવીનતા જેવું કાંઇ ન હોવાથી વાંચનમાં ઓછો રસ પડે એ સ્વાભાવિક છે,–તેમાં યે ખાસ કરીને જગતના મહાન ચિંતકોમાંના કેટલાકનો અભ્યાસ કરવાનું જેમનું સદ્‌ભાગ્ય હોય, ક્રાંતિકારક ધાર્મિક વિચારના મૂળમાં જે આધ્યાત્મિક અનુભવ—પોતાના દર્શનપૂરતો ભલે એ મર્યાદિત હોય —આપણા દેશમાં આવશ્યક મનાયો છે તે આ પુસ્તકોના લેખકમાં જણાતો નથી અને હું સમજું છું ત્યાં સુધી લેખક પોતે એવો દાવો કરતા પણ નથી. એમના કેટલાક વિચારો માનસિક ભૂમિકા પરથી તેઓને પ્રાપ્ત થયા છે તે તેઓ રજૂ કરે છે એમાં ક્રાંતિ—તે પણ વળી સમૂળી ક્રાંતિ !—ક્યાં રહેલી છે તે હું તો જોઈ શકતો નથી.

પણ એમના વિચારોમાં રહેલી અપૂર્ણતાઓ, એકતરફીપણું, તર્કદોષો–વગેરે વીગતવાર બતાવવાનું-કોઇના પણ વિચારોનું ખંડન કરવાનું કાર્ય અત્યારે મને અરુચિકર લાગે છે. જો લેખકને એવા કોઈ અસાધારણ અને જગતને આવશ્યક સત્યનું દર્શન સાચે જ થયું હશે તો ગમે તેમ કરીને પણ એમની વિચારસરણીનો સ્વીકાર થશે જ; અને જો એમાં એવી કશી ક્રાંતિકારકતા હશે જ નહિ તો કાંઇ પુસ્તકને એ નામ આપવાથી ક્રાંતિ થઈ જવાની નથી.

સ્વીકારી લઈએ કે લેખકના વિચારો બરાબર છે તો પણ એ જે ક્રાંતિ કહે છે તે કેવી રીતે આવવાની કે લાવવાની છે તેનો કશો પત્તો આ પુસ્તકોમાંથી તો મળતો નથી. ગુજરાતીમાં આ પુસ્તકો ચિંતનની અસાધારણતાવાળાં ગણાતાં હોય એ માત્ર ગુજરાતની વિચારશક્તિનું માપ બતાવે છે, કારણ કે ગુજરાતમાં સ્વતંત્ર, સમર્થ વિચાર કરવાની શક્તિવાળો વર્ગ બહુ મોટો હોવાનો સંભવ નથી. મથાળાંથી આકર્ષાઈને મેં પુસ્તકો વાંચવાનો આરંભ કર્યો ત્યારે મને લેખકના વિચારો એટલા સામાન્ય કોટિના જણાયા કે એના વિષે ગંભીર ઊહાપોહ કરવાની જરૂર મને તો ઘણી જ ઓછી લાગી. એટલે જ મેં તમને પત્ર લખેલો નહિ અને આ પત્રમાં તમને બીજું કારણ પણ જણાવું: બન્ને પુસ્તકોમાં વિચારની સામાન્ય કક્ષા ઉપરાંત રજૂઆતમાં એક પ્રકારની રૂક્ષતા* અને ઘણો વખત લેખક જાણે વર્તમાનકાળના કોઈ મનુ જેવા સ્મૃતિકાર હોય એવી સ્વીકૃત વૃત્તિ અને તેમાંથી નીકળતાં ફરમાનો, આદેશો, આજ્ઞાઓ, વિધિ અને નિષેધો વગેરેને લઈને તથા ખાસ કરીને દલીલો અને તર્કશાસ્ત્રીય યુક્તિ નજેવાં જ હોવાને લીધે પુસ્તકો વાંચવામાં ઉત્સાહના કરતાં ફરજની લાગણીને લીધે હું સફળ થયો એમ કહું તો વધારે સાચું કહેવાય. હું તો લખવાનું જ નાપસંદ કરત કારણ કે ખંડનાત્મક કાર્ય જ વધારે આકર્ષક તેમજ અસરકારક હોય છે, એટલે મારે જે કાંઈ કહેવાનું હોય તે મારા જીવનમાંથી તારવી કાઢીને કહેતાં પ્રયત્ન કરવો, બીજાઓને પણ એ પ્રમાણે પ્રયત્ન કરવા દેવો, એ સામાન્ય રીતે વધુ ઠીક લાગે છે. એ રીતે સમષ્ટિના

---

* આનું એક જ ઉદાહરણ અહીં રજૂ કરું છું: "મારું આ કહેવું તમને આજે ગળે ઉતરશે જ એવી મને ખાતરી નથી. એની બીજી બાજુ રજૂ કરી તમને સારી પેઠે 'ગૂંચવાડામાં નાખી દે એવી દલીલો કરવી અશક્ય નથી. પણ હું તમને આટલું ખાતરીથી કહું છું કે હું જે કહું છું તે જ્યાં સુધી તમારે ગળે ન ઉતરે ત્યાં સુધી તમારા ચિત્તનો મોક્ષ થવાનો નથી." ('સંસાર અને ધર્મ,' પૃ. ૭૨)

લેખક પોતાનું વક્તવ્ય નહિ સ્વીકારાય તે, અને સામી બાજુ દલીલો થઈ શકે તેમ છે એ પણ જાણે છે. છતાં વાંચકના ચિત્તનો મોક્ષ પોતે કહે છે તેના સ્વીકાર વિના નહિ થાય તેની ખાતરી આપે છે! દલીલોનો અભાવ, આવી ખાતરી આપેથી ભાગ્યે જ દૂર થાય. અને પોતાના માની લીધેલા વિચારો પ્રત્યે આવી આસક્તિવાળા એટલે કે પક્ષપાતવાળા ચિત્તનો પોતાનો જ મોક્ષ થયો છે કે કેમ એ જ્યાં વિચારવાનું છે ત્યાં બીજા કોઈના ચિત્તનો થશે કે નહિ થાય એ પ્રશ્ન ભાગ્યે જ ઉપસ્થિત થાય છે.

જીવનમાં જે કાંઈ ઉન્નતિકારક હાળો અપાવાનો હશે, તે આપોઆપ અપાશે. પણ તમારો આગ્રહ છે કે આ વિષયમાં મારે મારાં માનસિક પ્રતિકાર્ય તમને જણાવવાં એટલે આ પત્ર દ્વારા નછૂટકે પ્રયત્ન કરું છું.

## કશી વિચારક્રાન્તિ નથી

લેખકને ભૂતકાળના અને હાલના વિશાળ ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્યનો પરિચય નથી એ કારણને લઈને પણ એમનું પુસ્તક 'સમૂળી ક્રાંતિ'વાળા વિચારો રજૂ કરે છે એમ એમને લાગે એ સંભવિત છે. દા. ત. એમણે જ્ઞાતિબંધારણ વિષે તથા ઈશ્વર વિષે જે વિચારો રજૂ કર્યા છે તે કદાચ લેખકને તદ્દન નવા, પોતાના અને સમૂળી ક્રાંતિ કરનારા લાગ્યા હશે, પરંતુ હિંદના સામાજિક જીવનનો વિકાસ *તથા ઇતિહાસ જાણનાર તો જાણે છે કે સુધારકોએ, બ્રહ્મસમાજે,* સ્વામી સહજાનંદે સ્વામી દયાનંદે અને આર્યસમાજે, તથા કવિ નર્મદે આપણા વર્તમાન યુગના આરંભમાં એ દિશામાં ઘણા પ્રયત્નો કરેલા છે. નરસિંહ મહેતાએ અને અખાએ ગુજરાતમાં તેમ એમના જેવા બીજા ધાર્મિક સુધારકોએ અન્ય પ્રાંતોમાં એવા જ પ્રયત્નો નાનામોટા પાયા ઉપર ભૂતકાળમાં પણ કરેલા હતા. રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, ગણપતિશાસ્ત્રી, આન્ધ્રના વીરેશલિંગમ્ પંતુલુ, પ્રાર્થનાસમાજ, સોશિયલ સર્વિસ લીગ, આચાર્ય આનંદશંકર અને મહાત્માજી વગેરે ઘણા વિચારકો, કાર્યકર્તાઓ તથા ધર્મપ્રવર્તકોએ પણ અર્વાચીન હિંદમાં એ ક્ષેત્રમાં કાર્ય કરેલું છે. વળી જેઓ, હિંદના સામાજિક જીવનની ગતિનું તટસ્થપણે અવલોકન કરે છે તેમને એ પણ જણાશે કે નાતજાતના ભેદો દૂર થવામાં વેગભેર પ્રગતિ થયે જાય છે. સ્વ. સયાજીરાવ ગાયકવાડે આજથી ૩૦ વર્ષ પહેલાં કાયદા વડે અસ્પૃશ્યતાને દૂર કરવાને પ્રયત્ન કર્યો હતો. ત્યાર પછી ફેરથી ઝડપથી આભડછેટ અને જ્ઞાતિબંધારણની સખ્તાઈ હિંદનાં શહેરોમાંથી જ નહિ પરંતુ ગામડાંઓમાંથી પણ દૂર થતી જાય છે, તેનો જેમને ખ્યાલ છે તેમને કર્તાના જ્ઞાતિબંધારણના વિચારોમાં કશી ક્રાંતિ દેખાશે નહિ.

ઈશ્વર વિષેના એમના ખ્યાલનું પણ એવું જ છે. બ્રહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ વગેરે સુધારક ધાર્મિક સંપ્રદાયોમાં ઈશ્વરનું સ્વરૂપ એમના લખાણમાં લેખકે કલ્પ્યું છે તેવું જ લગભગ જણાશે. એમાં પણ નજીવી વિશેષતા જ રહી છે.

## ૨

### ધર્મનું મુખ્ય કાર્ય

લેખક શરૂઆતમાં આવું તો સ્વીકારી લે છે કે કોઇ પણ પ્રકારની ક્રાંતિ કરવી હોય તો ધાર્મિક વિચારોમાં ક્રાંતિ લાવીને તે દ્વારા એ થવી જોઈએ. આમાં મતભેદને સ્થાન છે. પંડિત સુખલાલ એમની પ્રસ્તાવનામાં ('સંસાર અને ધર્મ' પા. ૮) કહે છે કે ધર્મ એટલે તત્ત્વજ્ઞાનને વ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન. પરંતુ એ સાચું નથી. ધર્મ અને તત્ત્વજ્ઞાન પરસ્પર પોષક હોય તો તેથી પ્રજાને કહો કે સમાજને-લાભ થાય છે એ સાચું છે પણ ધર્મનો પ્રદેશ ઈશ્વર પરની શ્રદ્ધાનો, એની ભક્તિનો અને ધર્મ-પ્રવર્તકે કરેલા પરમ દિવ્ય વસ્તુના સાક્ષાત્કારના માર્ગ ઉપર આધાર રાખનારો પ્રદેશ છે. વળી રા. મશરૂવાળા કહે છે કે "માનવ સમાજના વર્તમાન કોયડાઓનો ઉકેલ લાવી શકવાને' ('સ. ક્રાં.' પા. ૬) અત્યારનો કોઇ પણ ધર્મ લાયક નથી, પરંતુ ધર્મનું મુખ્ય કાર્ય "સમાજના કોયડાઓનો" ઉકેલ લાવવાનું નથી. ધર્મ તો માનવમાં રહેલી પ્રભુ માટેની, પૂર્ણતા માટેની, દિવ્યતા માટેની અદમ્ય અભીપ્સાને પ્રગટ કરે છે. કોઈ આદ્ય પ્રવર્તકને પ્રભુના સાક્ષાત્કારનો માર્ગ દેખાય છે અને એના ઉપર આધાર રાખીને તે સમસ્ત માનવજાતિને જાહેર કરે છે કે માનવમાં રહેલી પ્રભુપ્રાપ્તિની આ સ્પૃહા સાચી છે, સકારણ છે, સિદ્ધ થઈ શકે તેવી છે, પ્રભુ કેવલ માનવના મનની મિથ્યા ઝંખના કે તેની બુદ્ધિની કલ્પના માત્ર નથી, તે એક સ્વયંભૂ દિવ્ય વાસ્તવિકતા છે જેનો સાક્ષાત્કાર માનવ પણ કરી શકે છે. પ્રભુપ્રાપ્તિનો એ માર્ગ દર્શાવવો એ ધર્મનું પહેલું કાર્ય છે. એ પ્રમાણે ધર્મની માન્યતાનો સ્વીકાર કરનારા માણસોનો સમાજ પણ ધર્મ રચે છે. પણ એ તેનું બીજું અને ગૌણ કાર્ય ગણી શકાય. એ સમાજરચનાનો પણ પ્રભુના સાક્ષાત્કારના પોતાના માર્ગની તૈયારી કરવા માટે ધર્મ ઉપયોગ કરે છે. એવા સમાજમાં ક્રિયા, વ્રત, વિધિ, આચાર વગેરે બાહ્ય સાધનોનો આશ્રય લઈને જીવનનાં સ્થૂલ સ્વરૂપો ઉપજાવીને તેમના વડે પેલી અંતરમાં રહેલી ઇશ્વર માટેની અભિલાષાને પોષવાનો પ્રયત્ન ધર્મ કરે છે.

કેવળ માનસિક માન્યતાઓમાં ફેરફાર કરીને જે ક્રાંતિ ધર્મમાં કરવામાં આવે છે, એટલે કે અમુક મંતવ્યના સ્વીકાર ઉપર જેનો આધાર

હોય છે તે ક્રાંતિ આપણા દેશમાં ગૌણ ગણાય છે. અને એનાં પરિણામે કેવળ સમાજની પુનર્ઘટનામાં જેટલે અંશે આવે તેટલે અંશે જ તેની સારાસારતા ગણાય છે. એવા ધાર્મિક ફેરફારો માનવના આંતર જીવન ઉપર બહુ જ ઓછી અસર કરે છે અને મોટે ભાગે તો બાહ્ય વ્યવહાર અને આચારમાં પરિવર્તન લાવવા પ્રયત્ન કરે છે. કોઈ વ્યક્તિને આધ્યાત્મિક અનુભવ થાય અને તેને પરિણામે બીજાઓને તે વ્યક્તિ એ અનુભવ મેળવવાનો માર્ગ ચીંધે તેને લઈને જે પરિવર્તન થાય તેને આપણા દેશમાં સાચી ધાર્મિક ક્રાંતિ કહેવામાં આવે છે. ઉદાહરણ તરીકે, ગઈ સદીના અંતમાં યુરોપીય વિચારોના સંબંધને લઈને હિંદમાં નાસ્તિકતા, અધાર્મિકતા, ખ્રિસ્તી સંસ્કૃતિનું અનુકરણ વગેરે અસરો ઉત્પન્ન થવા લાગી હતી. એ જમાનામાં હિંદના ધાર્મિક જીવનમાં ઉપર જણાવેલી બન્ને પ્રકારની ક્રાંતિ કરવાના પ્રયાસો થયા હતા. અમુક માન્યતાઓનો સ્વીકાર ફરજિયાત કરાવી આર્યસમાજ, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, થીઓસોફી, દેવસમાજ વગેરે નવા ધર્મો—અને જૂનાનાં સંસ્કરણો પણ—ચાલુ થયા હતા. સાથેસાથે શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, રામતીર્થ વગેરે આધ્યાત્મિક સાક્ષાત્કાર પ્રાપ્ત કરીને જીવનની કોઈ નવી જ દૃષ્ટિનો, જીવનના ઉદ્દેશ તરીકે કોઈ ઉચ્ચ સાક્ષાત્કારની પ્રાપ્તિનો, નિર્દેશ કરે છે. એમાં રામકૃષ્ણ પરમહંસના અનુયાયીઓએ, સામાજિક જીવનની પુનર્ઘટના કરવા માટે સંગઠિત પ્રયત્નો સતત કરેલા છે. આવી ક્રાંતિ કોઈ શાસ્ત્રની કે પયગંબરની વાણી ઉપર નહિ પરંતુ આંતરજીવનની અનુભૂતિ પર આધાર રાખે છે. આ પ્રકારના આંતર જીવનના પરિવર્તનને પરિણામે બની આવતું વ્યક્તિજીવનનું અને સામૂહિક જીવનનું પરિવર્તન એ જ મારી નજરે સાચી ક્રાંતિ છે. આ પુસ્તકોના લેખક એવી કોઈ વિશિષ્ટ આધ્યાત્મિક અનુભૂતિ પ્રાપ્ત કરી હોય એમ માનવાને કારણ નથી. એમણે કેવળ બુદ્ધિની એક પ્રકારની વૃત્તિની સ્થાપના પોતાનામાં કરી છે—જેને આધ્યાત્મિક અનુભૂતિ ભાગ્યે જ કહી શકાય. ટૂંકામાં, બંને પુસ્તકો પરથી જણાય છે કે બુદ્ધિનું અમુક વલણ પોતે ધારણ કર્યું છે અને તે જગતના કલ્યાણ માટે પૂરતું છે, આવશ્યક છે,—સમાજના કોયડાઓનો ઉકેલ લાવવા માટે સમર્થ છે, એમ લેખક સાચા દિલથી માને છે, અને આ માનસિક વલણને તેઓ આધ્યાત્મિક અનુભવોનો નિર્ણય કરનાર ન્યાયાધીશ પણ બનાવે છે.

આપણી સંસ્કૃતિમાં અત્યાર સુધી જે વ્યવહારુ પ્રયોગો થયેલા છે તેમાં 'પ્રકૃતિ' વિષે બે મુખ્ય વલણો લેવાયાં જણાય છે. એક એ છે કે પ્રકૃતિ જેવી કાંઈ વસ્તુ છે જ નહિ, -'સ્વ' જ સાચું છે, અને એ 'સ્વ'એ થોડા સમય માટે સ્વીકારેલી પ્રકૃતિ "મિથ્યા' છે. એ માર્ગના અનુયાયીઓ પ્રકૃતિને મિથ્યા ગણતા હોવાથી "તમે આમ કરો છો, તમે તેમ કરો છો"-એવા આરોપોનો ઉત્તર ભાગ્યે જ આપે છે. અલબત્ત, સ્વરૂપનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરેલા પુરુષોમાંથી કોઈક જ એવા હોય છે જેમની પ્રકૃતિ એ સાક્ષાત્કારથી તદ્દન વિરોધી એવું વર્તન એમની પાસે કરાવે. કારણ કે સાક્ષાત્કાર યાને અનુભવ સાચો જ હોય-કેવળ બનાવટી ચિત્તવૃત્તિ નહિ-તો એની અસર પ્રકૃતિ ઉપર થોડેઘણે અંશે પણ પડ્યા વિના રહેતી નથી. એટલે એ લોકો સામાજિક ધર્મના નિયમોને,-સિવાય કે ધર્મને નામે અન્યાય અને અનાચાર પાળતો હોય,-ઉઘાડે છોગે ભાગ્યે ઉવેખે છે.

લેખકોએ મોક્ષના ઉપાસકો વિષે જે ઉલ્લેખ કર્યો છે તેમાં એમનો ઉદ્દેશ તત્ત્વજ્ઞાનની પ્રચલિત સાધનાના નહિ પરંતુ કેવળ પુસ્તકના અભ્યાસકોના વલણ ઉપર પ્રહાર કરવાનો હોઈ શકે. પણ એવા માણસો તો હમેશાં રહેવાના જ એમ લાગે છે. અત્યારે જ આપણા દેશમાં ગાંધીવાદમાં માનનારાઓમાંના કેટલા એ શુષ્ક વેદાંતીઓના પ્રકારમાં મૂકી શકાય તેવા છે એ વિચારીશું તો મારા કથનનો અર્થ સમજાશે

પરંતુ વિશિષ્ટાદ્વૈત, વૈષ્ણવદર્શન, તંત્રમાર્ગ એટલે કે શક્તિ-ઉપાસના, વીરશૈવ મત, કાશ્મીરનો શિવસંપ્રદાય દક્ષિણ હિંદનો શૈવ સિદ્ધાંત વગેરે ઘણાં દર્શનો પ્રકૃતિને કોઈ ને કોઈ રૂપે વાસ્તવિક માને છે, તેની આવશ્યકતા સ્વીકારે છે, તેની પૂર્ણતાની શક્યતા પણ સ્વીકારે છે; અર્થાત્ એ દર્શનો જીવનનો સ્વીકાર કરે છે. આપણે અહીં એની વીગતમાં નહિ ઊતરીએ.

પ્રકૃતિની પૂર્ણતામાં સામાન્ય રીતે તેની અશુદ્ધ અવસ્થામાંથી પ્રથમ "શુદ્ધિ"નો સમાવેશ કરવામાં આવે છે. શુદ્ધિની ક્રિયા બુદ્ધિ, મન, ભાવ, કામનામય પ્રાણ, સ્થૂળ નાડી તથા શરીર એમ પ્રકૃતિનાં સઘળાં કરણો પરત્વે કરવાની હોય છે. આ શુદ્ધિ કેવળ નીતિના સદ્‌ગુણોમાં સમાતી નથી. અશુદ્ધિનું મૂળ કારણ અજ્ઞાન હોવાથી જ્ઞાનની પ્રાપ્તિ પ્રકૃતિની શુદ્ધિ કરવા માટે સૌથી સમર્થ સાધન ગણાય છે, न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते—અને આ જ્ઞાન એટલે બુદ્ધિ વડે પુસ્તકો-

વ્યવસ્થિત સામૂહિક સ્વરૂપોમાં, તો વાનર સિંહ, હરણ, ગાય, જિબ્રા વગેરેમાં કાંઇક ઓછા પણ ઠીક ઠીક વ્યવસ્થિત સ્વરૂપમાં સમૂહજીવન આપણા જોવામાં આવે છે. આમ સમૂહની ઉન્નતિની જવાબદારી માનવને માથે સંપૂર્ણપણે આવી પડતી નથી એમ કહેવામાં આવે કે વ્યક્તિની પ્રકૃતિમાં જ રોજના જીવન માટે, સમૂહજીવન માટે . સ્વાભાવિક વૃત્તિ રહેલી છે. માનવને સંઘજીવનની જરૂર હમેશાં જણાય છે, તો એનો સાદો ઉત્તર એ છે કે એ જરૂર પ્રમાણે માનવ ઇષ્ટ સમાજમાં સમૂહમાં-સંઘમાં રહેતો જ આવેલો છે, સંઘજીવનમાં કાંઇ ને કંઇ કાર્ય તે કરતો જ રહેલો છે.

આમ સમૂહજીવન જ્યારે સ્વાભાવિક જ છે ત્યારે એને પ્રભુને સ્થાને ઊંચું ચડાવવાની ખાસ જરૂર નથી, કારણ કે સમૂહજીવન વ્યક્તિઓનું બનેલું છે અને અત્યારની સ્થિતિમાં વ્યક્તિ અપૂર્ણ, અજ્ઞાની, સ્વાર્થી છે. એટલે એ બધી અપૂર્ણતા અને અજ્ઞાનનો કેટલીક વાર સરવાળો સમૂહમાં હાજર હોય છે,—તો કોઈ વાર તો માનવ પ્રકૃતિમાં રહેલી અધમ વસ્તુઓનો ગુણાકાર પણ સમૂહમાં જોવામાં આવે છે એટલે કે એ અપૂર્ણતાઓ ઊલટી વધારે ઉગ્ર પ્રમાણમાં જોવામાં આવે છે. વ્યક્તિ પોતાના અંતરમાં આખરે કોઈ નિયામક દિવ્ય વસ્તુની હાજરી અનુભવી શકે છે, અને અધમ વૃત્તિથી પોતાની જાતને બચાવી લઇ શકે છે, પરંતુ સમૂહ જ્યારે ટોળા તરીકે વર્તે છે ત્યારે વ્યક્તિ તરીકે તે ભાગ્યે આચરે એવાં હીન કાર્યો, ક્રૂરતાઓ અને જુલમો કરે છે, ત્યારે પશુના ટોળાની સરખામણીમાં પણ જઇ બેસે છે. એટલે કે સમૂહને ઘણીવાર જેન સંપ્રદિતની કામના દોરે છે, બુદ્ધિગ્રાહ્ય તર્ક- દોરે છે, તેમ અવચેતનામાંની અધમ વૃત્તિઓ પણ દોરે છે. સારાંશ એ કે સમૂહને પ્રભુને સ્થાને મૂકવામાં ભૂલ થાય છે.

એમ કહેવામાં આવે કે અત્યારે નહિ પણ કોઇ ભાવિ જમાનામાં સમષ્ટિજીવન પૂર્ણતાને પામશે એવી આશા રાખીને સમૂહજીવનને અગત્ય આપવી જોઈએ. આ આશાને સંદિગ્ધ ગણાય એવા તર્ક વડે ઉદ્ભવતી આશા ગણી શકાય; કારણ કે અત્યારે જે માનસિક ચેતનામાં વ્યક્તિ રહે છે તે જ તેનું અને સમષ્ટિનું આખરી કરણ હોય, અને આખરી રહેવાનું હોય, તો એ માર્ગે પૂર્ણતાની પ્રાપ્તિ અસંભવિત જ ગણાય. હા, સંઘજીવનમાં સતત ફેરફારો થયા કરશે અને

એમને પ્રગતિનું નામ આપીને આપણું મન પ્રગતિ કરવાનો ભ્રમ સેવી શકશે. પણ સાચી પૂર્ણતા બુદ્ધિની મર્યાદામાં રહીને કદી પ્રાપ્ત કરી શકાશે નહિ એ તો અત્યાર સુધી ઇતિહાસની સાક્ષી વડે સાબિત થઇ ચૂકેલું સત્ય ગણાય. અને મનની મર્યાદામાં રહીને જ જો સમૂહમાં પૂર્ણતા પ્રગટાવવાની હોય તો એ માટે પણ ટૂંકો અને વધારે અસરકારક માર્ગ શું એ નથી કે પ્રત્યેક વ્યક્તિ પોતે પોતાની શક્તિ અને માન્યતા પ્રમાણે પૂર્ણ બનવાનો પ્રયત્ન કરે? વળી આપણે સમજવું જોઇએ કે સમૂહની પૂર્ણતા પ્રાપ્ત કરવા ઉપર જ્યારે વધારે ઝોક દેવામાં આવે છે અને સમૂહની ઉન્નતિના કાર્યને વ્યક્તિ પોતાના જીવનનું એક માત્ર લક્ષ્ય બનાવે છે ત્યારે પણ વ્યક્તિને તો પોતાની માનસિક ભૂમિકાની અહં-પ્રધાન ચેતનામાં રહીને જ કાર્ય કરવાની ફરજ પડતી હોવાથી માનવ જાતિમાં અત્યારે જે સંઘર્ષ છે, કલહ છે, તેમાં ઊલટો વધારો જ થતો ઘણી વાર જોવામાં આવે છે. એક વ્યક્તિ સમૂહની પૂર્ણતા અમુક પ્રકારની અને અમુક માર્ગે જ સિદ્ધ થાય એમ છે એવું જ જુવે છે અને તે દિશામાં પ્રયત્ન કરે છે. બીજી વ્યક્તિ બીજા જ પ્રકારની પૂર્ણતા અને તે જુદે જ માર્ગે સાધ્ય થાય તેમ છે એવું માને છે અને તે પોતાને માર્ગે પ્રયત્ન કરે છે. આમ ઘણી વાર તો સમૂહની ઉન્નતિ કરવાનો દાવો અને પ્રયત્ન કરનારાઓમાં મતભેદ ઘણો વધી જાય છે પરન્તુ વાત એટલેથી અટકતી નથી. જનસમૂહના મોટ મોટા ભાગોને પોતાના તરફ લઇને પ્રત્યેક સમૂહહિત સાધનાર એમને સંઘર્ષમાં લાવે છે. આમ સમૂહનું હિત સાધવા જતાં જગતમાં કલહ ઘટવાને બદલે વધે છે. સામ્યવાદે શ્રમજીવીઓની આર્થિક ઉન્નતિ કરવાનો દાવો કરીને જે પ્રયત્નો કર્યા તેનું પરિણામ શું આવ્યું છે તે આપણે જોઇ શકીએ છીએ. સમૂહહિતના ઘણા પ્રશ્નોનું એવું જ બનવાનું એમ લાગે છે.

## એકતરફી સિદ્ધાન્તો

વળી, પ્રસ્તુત લેખકો અત્યારના હિંદના સમૂહ જીવન પરથી પોતાના સિદ્ધાંતો તારવતા લાગે છે, જેને લીધે તે એકતરફી અને અપૂર્ણ બને છે. હિંદ અત્યારે ગરીબ છે, હિંદના લોકોનો મોટો ભાગ દુઃખી છે, કારણ કે ખાવાપીવાની તથા જીવનની પ્રાથમિક જરૂરિયાતોની એમને ઘણી તંગી છે. આ કારણે લેખકોને અને સૌને એમના પ્રત્યે સહાનુભૂતિ થાય એ

સ્વાભાવિક છે. પરંતુ જગતમાં ગરીબ ન હોય એટલું જ નહિ પણ સમૃદ્ધ ગણાય એવા સમાજો પણ છે.

લેખકો જે વસ્તુઓ સમૂહજીવનમાં સર્વને માટે સામાન્ય કરવા માગે છે તે–એટલે કે કેળવણી, જીવનમાં પ્રગતિ કરવાની સરખી તક, વ્યાધિ સામે એ રોકવા તથા ટાળવાની પ્રવૃત્તિ, સમાજ તરફથી આરોગ્યનું રક્ષણ વગેરે ઘણી બાબતો સાધી ચૂકેલા સમૂહો છે અને આપણે જોઇ શકીએ છીએ કે એ સમૂહો પૂર્ણ નથી. અમેરિકાનું ઉદાહરણ ઘણી રીતે બંધબેસ્તું છે. એના ઉપરથી આપણને જણાશે કે સમૂહજીવનમાં બાહ્ય પૂર્ણતા પ્રગટાવવાથી આદર્શરૂપ સમૂહ ઉત્પન્ન થાય છે એવું નથી.

સૌથી વધારે નિરાશાજનક બાબત તો એ છે કે સમૂહ પણ સમૂહની સામે વ્યક્તિ વ્યક્તિની સામે સમૂહમાં કરે છે તેમ જ સ્વાર્થ, સત્તા, સર્વોપરિતા વગેરેને માટે લડવાને હમેશાં તૈયાર જ હોય છે. અને આપણા લેખકો "માનવજાત"ની ઉન્નતિ વિષે ઉલ્લેખ કરે છે તે પ્રત્યક્ષ વ્યવહારમાં તો અમુક એક નાના કે મોટા સમાજની–અરે તેના પણ વિભાગની જ પ્રગતિ, સેવા કે ઉન્નતિ હોય છે. જ્યારે માનવજાતિને માટે અમુક કાર્ય કે સમયપત્રક ( ટાઇમ-ટેબલ ) રજૂ કરવામાં આવે છે ત્યારે એ ભૂલી જવાય છે કે માનવની માનસિક ભૂમિકામાં જે જુદા જુદા આદર્શો હોય છે તેમાં એ કાર્યક્રમ સર્વમાન્ય થઈ શકે તેમ નથી.

" એમ કરતાં કરતાં એક દિવસ માનવજાતિ પૂર્ણતાને પહોંચશે"– એમ કહેવું એનો અર્થ માનવજાતની ભાવિ પૂર્ણતામાં શ્રદ્ધા રાખવી એવો થાય અને એવી શ્રદ્ધા રાખવામાં કાંઇ જ અયોગ્ય કે અશક્ય નથી પણ એવી શ્રદ્ધા રાખવા માટે સમૂહને પ્રભુને સ્થાને મૂકવાની જરૂર નથી. પ્રત્યેક વ્યક્તિ પોતાની આદર્શરૂપ પૂર્ણતા પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરે તો સરવાળે કદાચ સામૂહિક પૂર્ણતા ઘણી નજીક આવવાનો સંભવ રહેલો છે. પોતાની જાતના ઉપર કાર્ય કરવું પ્રમાણમાં સહેલું છે. પૂર્ણતાનો કોઇ આદર્શ સમૂહને ગળે ઉતારવો એ ઘણું મુશ્કેલ કાર્ય છે અને વિરલાઓ જ તે કરી શકે છે.

વળી, " અહં બ્રહ્માસ્મિ "ની અનુભૂતિ કેવળ માનસિક વૃત્તિ જ છે એમ કહીને, તે વ્યક્તિમાં રહેલા " અહં "ને પોષે છે એવો આક્ષેપ લેખકો કરે છે. બીજી બાજુ સમાજનું હિત કરવાનો દાવો કરનાર કેવળ " હું સેવક છું " એવું ક્ષમ્ય અભિમાન પોષતો હોય છે એ તો ઠીક,

પણ "સમાજનું યાને સમૂહનું હિત શેમાં રહેલું છે તે હું જ જાણું છું" એવો દાવો પણ તે વારંવાર કરે છે. રા. મશરૂવાળા "હું તમને આટલું ખાતરીથી કહું છું કે......તમારા ચિત્તનો મોક્ષ થવાનો નથી." એમ ભારપૂર્વક કહે છે તેવી જ રીતે અને જ્યાં રાજકીય સત્તા લોકોના હાથમાં હોય છે ત્યાં "સમૂહનું હિત" "લોકનું કલ્યાણ" કરવા નીકળનાર, પેલા બિચારા "અહં બ્રહ્માસ્મિ" વાળા પ્રમાણમાં નિર્દોષ મિથ્યા વેદાંતી કરતાં તો ક્યાંયે વધારે હાનિ કરી શકે છે કારણ કે સામા પક્ષનો વિનાશ કરીને પોતાના પક્ષને બળવાન બનાવીને તે સમૂહનું હિત કરવા માટે કુલસત્તાનો મુખત્યાર બની શકે છે ! આ રીતે વ્યક્તિને પૂર્ણ કર્યા વિના સમૂહની બેહદ કાળજી ઘણી વાર સત્તાનો લોભ અને વધારે વિસંવાદ પ્રગટાવે છે.

સમાજનું હિત સાધવા મથનાર લગભગ બધી વ્યક્તિઓને માનવપ્રકૃતિના બંધારણમાં રહેલી એક મુશ્કેલી અશક્ત-લાચાર બનાવી મૂકે છે. આરંભમાં જ્યારે સમાજનું હિત સાધવાની કલ્યાણવૃત્તિ શુદ્ધ હોય છે, સેવાભાવ સાચો હોય છે ત્યારે વ્યક્તિ પોતે પણ પોતાની પ્રગતિ અને સમૂહનું કાંઈક હિત એમ બન્ને વસ્તુઓ થોડા ઘણા પ્રમાણમાં સાધે છે, પરંતુ ત્યાર પછી જ્યારે જાહેર કાર્યમાં સફળતા મળે છે ત્યારે વ્યક્તિ પાછી પોતાના 'અહં'ના અને 'મમ'ના ક્ષુદ્ર કેન્દ્રમાં અર્થાત્ સામાન્ય સ્વાર્થી પ્રકૃતિમાં જઈ પડે છે. સમૂહજીવનની જોડેની એકતાને પરિણામે મળેલું સ્થાન, મોભ્ભો, સત્તા વગેરેનો લાભ એની ક્ષુદ્ર અહંતા લેવા માગે છે, અને દસમાંથી નવ એ પ્રલોભન સામે ટકી શકતા નથી આ એક અતિસામાન્ય અનુભવ છે. હિંદમાં અત્યારે રાષ્ટ્રીય મહાસભાના કોંગ્રેસના કાર્યકર્તાઓમાં સત્તા માટે ચાલી રહેલી હરીફાઈ નવાઈ પમાડે છે. એ પ્રજા તરીકે આપણા બિનઅનુભવીપણાનો પુરાવો ગણી શકાય. જ્યાં સુધી વ્યક્તિની પ્રગતિનો આગ્રહ સમૂહના માનસમાં જાગ્રત નહિ થાય ત્યાં સુધી આ મુશ્કેલી રહેવાની છે; અને સમૂહની અને વ્યક્તિની પૂર્ણતા નૈતિક સદ્ગુણોથી આવવાની હોય તો પણ એ કેવી રીતે મેળવવાના છે એ પ્રશ્ન તો રહે જ છે.

## કર્મ-સિદ્ધાન્ત-વિચાર

આપણી મીમાંસામાં વ્યક્તિના જીવનમાં કર્મનો સિદ્ધાંત કાર્ય કરે છે

તેની પધ્ધતિ ઘણી અટપટી છે. વ્યક્તિ-કેન્દ્રમાંથી પ્રસરતી સર્વ શક્તિઓ પાછી એ ને એ ઉત્પાદક કેન્દ્ર પ્રત્યે પાછી વળે છે એ એનો મુખ્ય સિદ્ધાંત લાગે છે. પ્રસ્તુત લેખકો તો આ કર્મનો સિદ્ધાંત જેવો ને તેવો સમૂહની બાબતમાં લાગુ કરવા માગે છે, પરંતુ વ્યક્તિની બાબતમાં એક સચેતન કેન્દ્ર હોય છે જેની પ્રગતિ ઉન્નતિ વગેરે કર્મના સિદ્ધાંત અનુસાર ઘડાય છે. પરંતુ સમૂહની બાબતમાં એવું કોઇ સચેતન કેન્દ્ર બાહ્ય રૂપે પ્રગટ નથી હોતું જેમાં કર્મના કાર્યપ્રતિકાર્યનાં પરિણામો પ્રગટ થઇ શકે અને એક સચેતન પિંડ તરીકે તેની ગણી સધાય. સમૂહના જીવનને કર્મનો સિદ્ધાંત લાગુ પાડતાં બીજી ઘણી મુશ્કેલીઓ ઉપસ્થિત થવાની જેનો ઉકેલ આપણે લાવી શકીશું નહિ. સમૂહ તરીકે સમૂહનાં કાર્યો—ઘણાખરાં વ્યક્તિ જ કરતી હોય છે. ઘણી વખત કોઈની પણ દેખીતી જવાબદારી વગર સમૂહની ઉન્નતિ કે અવનતિ થતી જોવામાં આવે છે,—જાણે કોઇ અગમ્ય નિયમને વશ થઇને ભરતીઓટનો નિયમ હોય તેમ, એ ચડતીપડતી થતી જણાય છે. સમૂહનો કર્મનો સિદ્ધાંત લાગુ પાડતાં આપણા કેટલાક નેતાઓએ બિહારના ધરતીકંપને* હિંદની અસ્પૃશ્યતાના પરિણામ તરીકે જણાવ્યો હતો! આ પ્રમાણે જડ શક્તિના કાર્યને સમૂહના સચેતન કર્મ સાથે જોડી દેવાથી ઊલટું કર્મના સિદ્ધાંતના કાર્યમાં ન્યાય અને ચોકસાઇ બન્નેનો અભાવ આપણને જણાશે. જ્યાં અસ્પૃશ્યતા વધારે અન્યાયી છે એવા મલબાર પ્રાંતના સમૂહજીવનમાં ન બનતાં બિહારમાં શા માટે એ ઘટના બનવી જોઇએ એ પ્રશ્નનો ઉત્તર આપણે આપી શકીશું નહિ. હોલાંડ, ડેન્માર્ક

---

* તંત્રીની ટીપ: સરખાવો, એ અરસાની જ તારીખનો (૧૦-૪-૧૯૩૪) શ્રી અરવિંદનો 'Cause of Earthquakes' એ મથાળાનો આ પત્ર (તેમ જ 'માતાજીની વાણી'નાં પૃ. ૧૦૩-૦૩): Why should earthquakes occur by some wrong movements of man? When man was not there, did not earthquakes occur? If he were blotted out by poison-gas or otherwise, would they cease? Earthquakes are a perturbation in Nature due to some pressure of forces; frequency of earthquakes may coincide with a violence of upheavals in human life but the upheavals of earth and human life are both results of a general clash or pressure of forces, one is not the cause of the other." –*Letters of Sri Aurobindo; 2nd series P. 598.*

અથવા સ્વીડન–નોર્વે, પોલાંડ વગેરે દેશો પોતાનાં કયા સામૂહિક કર્મ કે કર્મોને પરિણામે જર્મન હુમલાના ભોગ બન્યા એ વિચારવાનું રહે છે. ઇટલિમાં કેવળ ફાસી ટ લઘુમતીના કાર્યનાં ફળ સમગ્ર પ્રજાને–જેમ જાપાનમાં પણ–ભોગવવાં પડયાં તેની શી સમજૂતી? વળી અમુક સમયે ધરતીકંપ કે જળની અતિવૃષ્ટિને લીધે પ્રજાઓ વિનાશ પામેલી છે એવાં ઉદાહરણોમાં કયાં કર્મને એને માટે જવાબદાર ગણીશું?

મૂળે તો કર્મનો સિદ્ધાંત એવો નિરપેક્ષ કે સર્વશકિતમાન છે કે કેમ એ પ્રશ્ન વિચારવા જેવો છે. એમ હોત તો વ્યકિતનું અને સમાજનું જીવન એક પ્રકારની અફર યાંત્રિકતાવાળું જ બની જવાનો ભય રહેલો છે. વ્યકિતના મૌલિક સ્વાતંત્ર્યને કે પ્રભુની સર્વશકિતમાન કરુણાને એમાં સ્થાન જ નહિ રહે. સમૂહજીવન વિરાટની સંકલ્પશક્તિવડે એટલે વિશ્વનું સંચાલન કરનાર શક્તિઓની ગતિધારા વડે મોટે ભાગે ઘડાય છે. વિશ્વ-પુરુષની સંકલ્પ શકિત સમૂહના આત્મા દ્વારા કાર્ય કરે છે અને જાતીય કે રાષ્ટ્રીય આત્મા વિશ્વચેતનાને ધારણ કરનાર વિરાટસત્તાનો પ્રતિનિધિ છે. માનવના સામાજિક જીવનથી તે નિયમાય છે તેનાથી ઓછું તે ઊર્ધ્વની શક્તિઓથી નિયમાતું નથી એમ લાગે છે. એમ ન હોય તો પ્રભુની ઊર્ધ્વ ભૂમિકાનો માનવના સમૂહજીવન સાથે સજીવ સંબંધ રાખવો મુશ્કેલ બની જવાનો સંભવ છે.

બાકી, આપણાં પુરાણો અને સ્મૃતિઓમાં સમૂહજીવનની અગત્ય વ્યક્તિના મન ઉપર ઠસાવવાના પુષ્કળ પ્રયત્નો થયેલા જણાશે. ગીતા યદ્ યદ્ આચરતિ શ્રેષ્ઠ–એમ કહે છે ત્યારે અથવા તો શ્રી કૃષ્ણ જ્યારે કહે છે यदि ह्यहं न वर्तेयं जातु कर्मणि अतंद्रितः તથા न बुद्धिभेदं जनयेत् अज्ञानां कर्मसंगिनम् ત્યારે સમૂહજીવન માટે–વ્યક્તિ પોતે ગમે તેટલી આગળ વધેલી હોય તો પણ–અમુક બાહ્ય ધોરણને તેણે ટેકો આપવો જોઇએ એમ તે કહે છે, એને પોતાને માટે એ વાસ્તવિક ન હોય, યા તો આવશ્યક ન હોય તો પણ. મહાભારતમાં સ્પષ્ટ જણાવેલું છે કે જે કોઇ માણસ પોતાના દેખતાં અન્યાય થતો જુવે છે અને તેની સામે અવાજ ઉઠાવતો નથી તેને એ અન્યાયના પાપનો ચોથો ભાગ લાગે છે. કૂવા, તળાવ, રસ્તા, વિસામા વગેરે જાહેર ઉપયોગનાં સાધનોને જે નુકસાન કરે છે તેને ભારે પાપની અને હીનતાની શિક્ષા ફરમાવેલી જણાશે. અને આજે આપણે પણ એવા પ્રયત્નો કરીએ એમાં કાંઇ જ ખોટું નથી.

૪

## જીવન એટલે શું ?

બન્ને પુસ્તકો સમગ્રપણે જોતાં "જીવન" નું-ખાસ કરીને સામૂહિક જીવનનું પ્રાધાન્ય એટલે કે લેખકને જે સામૂહિક જીવન ઉચ્ચ લાગે છે તેનું પ્રાધાન્ય, એમના માનસ પર પડેલું છે. પરંતુ "જીવન" એટલે શું એ વિષે મૌલિક તો દૂર રહી પણ સામાન્ય ઊંડી વિચારણા પણ થયેલી જણાતી નથી. એમણે તો જીવન શું છે ? એ પ્રશ્નનો કાંકરો જ કાઢી નાખવા પ્રયત્ન કર્યો છે. એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય એમ છે જ નહિ એવું લેખક માને છે; એટલું જ નહિ પરંતુ જે લોકોએ સાચી જિજ્ઞાસાથી પ્રેરાઈને જીવન શું છે એનો ઉકેલ લાવવાના પ્રયત્નો કરેલા છે તેમને લેખક "અભિમાની" માને છે. એટલે કે પોતે "કાંઈ જાણતાં નથી" એમ કહેવાને બદલે એમણે લાંબી લાંબી તત્ત્વજ્ઞાનની વાતો (કલ્પનાઓ) કરી છે એમ લેખકનું કહેવું છે.

ખરું જોતાં પોતા વિષે જાણવાનો પ્રયાન એટલે કે સાચી જિજ્ઞાસા એ મનનો-ચિંતનની શક્તિનો સ્વાભાવિક ધર્મ છે. એટલે લેખક જેવાં સેંકડો વ્યવહારલક્ષી અને તાત્કાલિક બાંધછોડ અને તુર્તના ઊકેલો શોધવાને મથતાં માણસો જગતમાં હોવા છતાં માનવમાં રહેલી સૂક્ષ્મ બુદ્ધિ જીવનના, આત્માના, જગતના, ઇશ્વરના અને એ બધાના પરસ્પર સબંધ વિષેના ભૌતિક વિચારોને અને શોધને મૂકી દઈ શકતી નથી, મૂકી દેતી જ નથી.

જીવને અમુક દિશામાં ગતિ કરવી જોઈએ- ઉ. ત. લેખક કહે છે તે પ્રમાણે સામહિક ઉન્નતિની (એમણે કલ્પેલી ઉન્નતિની અલબત્ત) દિશામાં ગતિ કરવી જોઈએ એમ કહેનાર જીવન શું છે ? કઈ દિશામાં જવા પ્રયત્ન કર્યે જાય છે ? એ જાણવાનો દાવો અજાણ્યે પણ કરે જ છે. જીવનની ઉન્નતિ અમુક પ્રકારની ગતિ કરવામાં રહેલી છે અને તેનું સામૂહિક સ્વરૂપ જ હેવટનું સ્વરૂપ છે એમ કહેવામાં પોતાના વિધાન સિવાય વધારે સકારણતા આવતી નથી.

જીવનની ઉન્નતિમાં લેખક અમુક નીતિપ્રધાન ગુણોનો સમાવેશ કરે છે. સાચું બોલવું, ચોરી ન કરવી, પ્રમાણિક થવું, સાદાઇ આચરવી, સ્વાશ્રયી થવું, સ્વચ્છ રહેવું વગેરે સદ્ગુણોની નોંધ લેખક રજૂ કરે છે.

('સંસાર અને ધર્મ,' પા. ૧૯૪) આ સદ્‌ગુણો તથા તેમનું સામૂહિક સ્વરૂપ નવું નથી. સેંકડો વર્ષોથી ઘણા ધર્મના આચાર્યોએ પણ ધાર્મિક જીવનને માટેના અધિકારમાં સમાજને આ ગુણો પ્રાપ્ત કરવાનો બોધ કરેલો છે. વળી, એ સદ્‌ગુણો ઘણા જ સાદા છે, અને એમનો સ્વીકાર કરવા માટે ભણતરની પણ આવશ્યકતા નથી અને છતાં માનવ જીવનની કરુણતા એ છે કે એ સદ્‌ગુણોનો અભાવ જ આગળ તરી આવે છે.

આમ થવાનું કારણ આપણા લેખક ધારે છે કે માને છે તેના કરતાં વ્યારે ઊંડું હોવું જોઈએ. જો અધોમુખ પ્રકૃતિ ઇ૦ વૃત્તિઓનો ત્યાગ કેવળ સદ્‌ગુણોની ઉત્તમતાનો બોધ કરવાથી કે બીજી કોઈ રીતે થઈ શકતો હોય તો તે ક્યારનોએ સધાયો હોત. માનવ જીવનમાં જણાતી અવિદ્યાનાં – અજ્ઞાનનાં મૂળ વધારે ઊંડાં હોવાં જોઈએ.

અને જીવનની કેવળ સપાટી જોઈને એની ઉન્નતિના આપણને ગમતા ઉપાયો જાહેર કરવાને બદલે આપણે જીવનસાગરના ગંભીર ઊંડાણને જોવા પ્રયત્ન કરીશું તો આપણને લેખકની પેઠે શીઘ્ર સફળ થાય એવા ઉપાયો ભલે ના જડે પણ એટલું તો આપણને સમજાશે કે એમણે જણાવેલા ઉપાયો જેવા ઉપાયો ક્યારના અજમાવાઈ ચૂક્યા છે અને જીવનના પ્રશ્નોનો ઊકેલ લાવવાને એ ઉપાયો સમર્થ નીવડ્યા નથી.

કારણ કે એની નીચેની બાજુએ નજર કરીશું તો, માનવ જીવન પ્રાણીઓની–પશુત્વની સપાટી પર ઊભેલું જણાશે. માનવની પોતાની અવચેતનામાં અત્યારે પણ પશુત્વ પૂરતા પ્રમાણમાં છે. ભલે જાગ્રત અવસ્થામાં એ વિષે માનવને ભાન ન હોય પરંતુ એનામાં પશુત્વ છે એ એની અને પશુ વચ્ચે એક કાળે રહેલા સંબંધની નિશાની છે. તેમ માનવજીવન પર ઊભા રહી તેના ઊર્ધ્વ તરફ ગતિ કરતી પ્રવૃત્તિ તરફ જોઈશું તો આપણને જણાશે કે બુદ્ધિથી પર એવા કોઈ સત્યની સાથે, મનસાતીત વાસ્તવિકતાની સાથે ઇતિહાસના સમગ્ર પટ દરમ્યાન માનવ પોતાનો સંબંધ જોડવા મથતો રહ્યો છે.

આપણા લેખક જીવનમાં રહેલ અધોમુખ પશુત્વ ઉપર તેની માનસિક બુદ્ધિવડે પ્રભુત્વ સ્થાપન કરવાની સલાહ માનવને આપે છે. બીજી બાજુએ મનથી પર રહેલા આધ્યાત્મિક સત્યને માનવ મનની વૃત્તિનું પરિણામ જણાવી તેની વાસ્તવિકતાનો એક રીતે ઇનકાર કરે છે, અને તેની સત્તાને ગૌણ જ બનાવી દે છે.

માનવની તર્કશક્તિ એનામાં રહેલ આદિ પશુત્વનો–જેને સમગ્ર વિરાટ પ્રકૃતિના નીચેના થરોનો ટેકો છે તેનો–પરાજય કરી શકે તેમ છે કે કેમ એ જ વિચારવાનું છે. વળી, જીવનનો અંતિમ ઉદ્દેશ બુદ્ધિ વડે પ્રાપ્ત કરેલ સંયમ માનવના આંતર અને બાહ્ય જીવનમાં,–વ્યક્તિગત અને સામૂહિક જીવનમાં– સ્થાપન કરવો એટલો જ ન હોય પરંતુ બુદ્ધિથી પર રહેલ દિવ્ય વાસ્તવિકતા પ્રત્યે ગતિ કરવી એ જીવનનો સાચો અને અંતિમ ઉદ્દેશ હોય તો ? આપણા તત્ત્વજ્ઞાનમાં મનથી પેલી તરફ બુદ્ધેઃ પરતઃ રહેલ સત્યની પ્રાપ્તિને જીવનનો અંતિમ ઉદ્દેશ ગણવામાં આવેલ છે. અને એ સત્યની પ્રાપ્તિ કરવા માટે ઊર્ધ્વમાં રહેલ દિવ્ય વાસ્તવિકતાની જ સહાયતા લેવા ઉપર આપણા તત્ત્વજ્ઞાનમાં, ધર્મમાં અને સાધના-પ્રણાલીઓમાં ભાર મૂકવામાં આવે છે.

" જીવન " " જીવનની ઉપાસના " " જીવનની ઉન્નતિ " વગેરે શબ્દો વારંવાર સાંભળીએ છીએ. એ શબ્દોનો ઉપયોગ કરનારા જીવન અત્યારે છે તેવું, અને પોતે તેની ઉન્નતિ જેમાં માને છે તેને કોઈ દિવ્ય વસ્તુ સમજતા લાગે છે, પરંતુ જીવન એ શી વસ્તુ છે તે જાણ્યા વિના એ પ્રયત્ન સાચી દિશામાં થવાનો સંભવ ઓછો છે. " જીવનની ઉપાસના " " જીવનની ઉન્નતિ ' વગેરે કરવાનો પ્રયત્ન કરવો એમાં અયોગ્ય કશું જ નથી પરન્તુ જીવનનો ઉદ્દેશ, એની ગતિની અંતિમ દિશા, લક્ષ્ય–જાણ્યા વિના સૂચવેલા ઉપાયો શુભ સંકલ્પપૂર્વક થયેલા હોય તેથી કાંઇ વધારે સાચા કે સફળ હોય એમ માનવાને કાંઈ જ કારણ નથી. એક બાજુ જીવન પશુત્વથી પણ નીચે જડત્વના ઉપર–અન્નના ઉપર –પ્રતિષ્ઠિત છે તો બીજી બાજુએ મનથી પર રહેલ કોઇ મનસાતીત પ્રત્યે તે આકર્ષિત પણ છે. મનથી પર રહેલ એ આધ્યાત્મિક સત્યને વ્યક્તિ તથા સમષ્ટિના જીવનમાં કેવી રીતે પ્રગટ કરવું–એનો આ પાર્થિવ લોકમાં કેવી રીતે સાક્ષાત્કાર કરવો એ પ્રશ્ન, ખરી રીતે, વિચારવા જેવો છે.

## ૫

### મનસાતીતના અનુભવની શકયતા

મનથી પર જે સત્ય રહેલું છે તેનાં જુદાં જુદાં વર્ણનો થયેલાં છે તે ઉપરથી લેખક એવું અનુમાન દોરે છે કે " અમે જાણતા નથી " એમ કહેવાને બદલે એ બધા લોકોએ પોતપોતાના મનની કેવળ કલ્પનાઓ

રજૂ કરેલી છે. પરંતુ એ અનુમાન સાચું નથી. મનથી પર જે સત્ય છે તેની જે, કે જેટલો, ખ્યાલ મન રજૂ કરી શકે તે, તેટલો જ બુદ્ધિગ્રાહ્ય બનાવી. શકાય. એટલે જે લોકોએ મનથી પર રહેલા આધ્યાત્મિક સત્ય વિષે માનસિક નિરૂપણો કરેલાં છે તેમને પૂછવામાં આવે તો તેઓ એમ નહિ કહે "અમે મનથી પર રહેલા સત્ય વિષે કાંઇ જાણતા નથી" પણ કદાચ એમ કહે કે "અમે અનુભવથી એ સત્યને જાણીએ તો છીએ પણ બુદ્ધિમાં આનાથી વધારે ચોકસ આનાથી વધારે પ્રતીતિ કરાવી શકે તેવું એનું વર્ણન કે નિરૂપણ અમે કરી શકતા નથી" માથાનો સખ્ત દુખાવો, પેટમાં અસહ્યશૂળ દાંતમાં સણકા યા કોઇ પણ અવયવમાં ભારે દર્દનો અનુભવ માણસને થાય છે ત્યારે ઘણી વાર એ તેવું વર્ણન કરી શકતો નથી તેથી કરીને આપણે એમ નથી કહેતા કે પોતાને થતા દર્દ વિષે એ કશું જાણતો જ નથી. મિસ મેયો હિંદનું એક પ્રકારનું ચિત્ર રજૂ કરે છે અને બીજો મુસાફર એનાથી જુદું જ વર્ણન કરે છે તે ઉપરથી હિંદ જેવો કોઇ દેશ જ નથી, યા તો એ દ્રષ્ટાના મનની વૃત્તિનું પરિણામ છે એમ આપણે કહેતા કે માનતા નથી. ફક્ત જોનારની મનોદશા વિષે કાંઇક વિશિષ્ટતા રહેલી છે એમ માનીએ છીએ. ખરું જોતાં એવાં બધાંય વર્ણનો જો કોઇ યાત્રીએ કરેલાં હોય તો સાચાં હોવાનો સંભવ વધારે છે. આ તો મન વડે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય એવા પ્રદેશની વાત થઈ. તો, આપણે વિચાર કરવો જોઇએ કે જે સત્ય વિષે ઉપનિષદો કહે છે "न तत्र मनो गच्छति न वाक्" 'ત્યાં મનની ગતિ નથી, ત્યાં વાચા જઇ શકતી નથી' એની રજુઆતમાં કેટલી વધારે મુશ્કેલી હોવી જોઇએ. અને છતાં મનથી અતીત, વાણીથી પર એ સત્યને માણસ કાંઇક અંશે પણ સમજે તેટલા માટે તેને મન વડે અને વાણી વડે વર્ણવવું પડે છે. 'મૂગે સાકર ખાધી રે' એમ અમે કહે છે ત્યારે તે પણ એ અનુભૂતિને બુદ્ધિગમ્ય કરવામાં રહેલી મુશ્કેલી પર ભાર મૂકે છે—અનુભૂતિની વાસ્તવિકતાનો ઇન્કાર કરતો નથી.

આ મુશ્કેલીને લીધે એ અનુભવ કરનારા વિરલાઓ ઘણુંખરું તો તર્કનો કે બુદ્ધિનો આશ્રય લેતા નથી. એમની વાણી અગમ્યવદીઓની રહસ્યમય વાણી હોય છે એ તર્કના બીબામાં પૂરેપૂરી સમાતી નથી. એને "અવળવાણી" પણ કહે છે. એના વિચિત્ર રૂપને લીધે શ્રોતાનું મન

અનુભૂતિ વિષે પણ એવું જ કહી શકાય તેમ છે એવો ઉત્તર આપણે આપી શકીશું. ઉદાહરણ તરીકે શ્રી રામકૃષ્ણ પરમહંસને એ પ્રકારનું જ્ઞાન થયું ત્યાર પછીની એમની બુદ્ધિની જ શક્તિ લઈશું તો આપણને જણાશે કે ( તે આખા જીવનમાં હતા, તેવા ) એક અભણ ગામડિયા પૂજારીના છોકરાની જડતાથી તે અનેક રીતે જુદા પડી જાય છે. એટલું જ નહિ પણ એવી અનુભૂતિને પરિણામે ઘણી વાર વ્યક્તિના જીવનનું સમૂળું પરિવર્તન થઈ જતું પણ જોવામાં આવે છે, જે ઉપરથી એ અનુભૂતિની સચ્ચાઈ, તેની વાસ્તવિકતા વિષે આપણને ખાતરી થઈ શકે છે.

## વિચાર–વાણી, માત્ર ઇંગિત

ખરું જોતાં, વિચાર અને વાણી એ અનુભૂતિનું વર્ણન કરવા માટે વપરાતાં નથી હોતાં એ તો નિર્દેશ કે ઇંગિત તરીકે જ કાર્ય કરી શકે છે. અને મીમાંસાનો ઉપયોગ પણ સાધનાની દૃષ્ટિએ કેવળ ઇંગિત પૂરતો જ હોઈ શકે છે.

જીવનનો અંતિમ ઉદ્દેશ, તેની પરમ સાર્થકતા શેમાં રહેલી છે એ વિષે કશું જાણી શકાય તેમ નથી એમ લેખક માનતા લાગે છે, એટલે તેઓ પોતાની માન્યતાઓ રજૂ કરવા માંડે છે ત્યારે માનવ એક માનસિક પ્રાણી છે એ પ્રત્યક્ષ હકીકતને સ્વીકારીને આરંભ કરે છે અને આખર સુધી માણસ માનસિક ચેતનામાં જ મર્યાદિત રહેવાનો છે એવું માનીને જ બધી દલીલો અને વિચારો રજૂ કરે છે. જો ક્રમવિકાસમાં કાંઈ પણ તથ્ય હોય તો પશુયોનિમાંથી સમુત્ક્રાંતિને પરિણામે માનવ પ્રગટ થયો છે એમ સ્વીકારવું પ્રાપ્ત થાય છે. તો પ્રશ્ન એ રહે જ છે કે માનવ,–એટલે કે મનોમય ચેતનાવાળો વ્યવસ્થિત પિંડ એ જ શું સમુત્ક્રાંતિનું શિખર છે, કે માનવ, પોતાની માનસિક ચેતનાને આજે નહિ તો એક દિવસ પણ ઓળંગીને એનાથી ઉચ્ચતર ચેતનાને આંબી જવાનો છે ? આ પ્રશ્ન લેખકે ગંભીરપણે વિચાર્યો પણ લાગતો નથી.

અને ખરેખર, કર્તાની માન્યતા પ્રમાણે બુદ્ધિ એ જ માનવની અંતિમ શક્યતા હોય તો એટલું તો ખાતરીબંધ કહી શકાય કે વ્યક્તિગત કે સામૂહિક પૂર્ણતા આ પૃથ્વી ઉપર તો સાધી શકાશે નહિ જ, ભલે તે અન્ય લોકમાં ભલે તે સાધ્ય હોય, ઊંચામાં ઊંચી વાસ્તવિકતા, પરમ સત્ય

બુદ્ધિનાં ધોરણોને અનુસાર જ હોવું જોઇએ એ માન્યતા વિચારવા જે
છે. પરમ સત્ય બુદ્ધિનું શત્રુ નથી, તો તે એનું ગુલામ પણ નથી એ નક્કી

૬

આપણા ધર્મોએ કેવળ મુક્તિ પ્રાપ્ત કરવા ઉપર જ ભાર દીધો
એવું અનુમાન લેખક તથા શ્રીનાથજી બંને કરે છે. મને લાગે છે
આમાં આપણી ધાર્મિક પ્રવૃત્તિને ઘણો અન્યાય બંને તરફથી થાય
ધર્મ વિષે લેખકના જે વિચારો અહીં રજૂ થયા છે તે ઉપરથી તો જ
હિંદના બધા ધર્મોના દોષો જ એમના જોવામાં આવ્યા છે,-એમના
કોઈ પ્રકારના ગુણો તો હતા કે નહિ તે તો કોણ જાણે-અને કોઇ પ્રકા
સામાજિક હિત આપણે સાધ્યું જ નથી એમ લેખક માને છે. આ લાગ
પુસ્તકને લગભગ પાને પાને જોઈ શકાય તેમ છે.

## મુક્તિની અધૂરી સમજ

મુક્તિનો આદર્શ આપણા દર્શનોમાં એક જ પ્રકારનો રહેલો ન
એ વિષે પણ એમણે વિચાર કરવાની દરકાર કરી નથી. મુક્તિ એટલે વ્યક્તિ
નો લય, બંધનમાંથી છુટકારો, બ્રહ્મમાં લય-એવું હંમેશાં મનાતું
એમ નથી. વળી, મુક્તિનો આદર્શ કેટલાંક દર્શનોમાં વ્યક્તિગત હતો. એ
સ્વીકારતાં પણ હિંદમાં પ્રચલિત થયેલા લગભગ પ્રત્યેક ધર્મે પોતા
માન્યતાઓ, સંજોગો અને શક્તિ અનુસાર સામાજિક સંગઠન કરવા
પ્રયત્નો હંમેશાં કરેલા છે. માયાવાદી-સંસારને મિથ્યા માનનારા શંકરાચા
હિંદની ચાર દિશાનાં યાત્રાધામોમાં સનાતન ધર્મના રક્ષણ માટે ચ
મઠોની સ્થાપના કરી એ તેનો સબળ પુરાવો ગણી શકાય.

વૈષ્ણવ દર્શનમાં તો આ પૃથ્વી ઉપર વૈકુંઠ પ્રગટાવવાના આદર્શ
સ્વીકાર થયો છે અને તેથી એ ધર્મે તો સમગ્ર જીવનનો સ્વીકાર કર
ઉપર પોતાનું આવું સામાજિક સંગઠન કરેલું છે. એટલે એમાં તો જી
દરિદ્ર થવાનો સંભવ જ રહેતો નથી. વીરશૈવ સંપ્રદાયે કર્ણાટકમાં અને
સિદ્ધાંતે દક્ષિણ હિંદમાં જીવનમાં શક્તિનો આવિર્ભાવ, દિવ્ય શક્તિ
આવિર્ભાવ સ્વીકારેલો છે. કહેવામાં આવે કે એ બધા ધર્મોમાં અ
સમાજોમાં અનિષ્ટોનો પ્રવેશ થયો છે તો તેથી એમના ઉદ્દેશને

સભામાં અહિંસાનો સ્વીકાર કરનાર સમૂહમાં ક્યાં એવું પાલન કરવાની શક્તિ જોવામાં આવી છે?

લેખક આપણા સાંસારિક કે ધાર્મિક સાતત્યનો વિચાર સરખો કરવા ને અશક્ત કે અનિચ્છુક લાગે છે. એમને તો પોતાને અનિષ્ટ લાગતાં, અને તેથી મનમાં સાલતાં, હિંદના ધર્મોનાં અધમ સ્વરૂપો એ જ જાણે એમનું અસલ સત્ય હોય એમ લાગે છે. એમની પૂર્વે કોઇએ સામાજિક હિતસાધનાનો કે સામૂહિક ઉન્નતિ કરવાનો પ્રયત્ન જ કર્યો ન હોય, એવી ધારણા પર એમની વિચારણા ચાલે છે. પોતાની પૂર્વે જીવનના અમુક ક્ષેત્રમાં થયેલા પ્રયાસો અને પ્રગતિ વિષે અજ્ઞાન હોય એવો માણસ પહેલાંના માણસોએ કરેલી શોધ પોતે કરે ત્યારે એને એમ લાગે કે પોતે કાંઈ નવી ક્રાંતિકારક શોધ કરી છે એના જેવી લેખકની મનોદશા લાગે છે.

૭

લેખક સ્થૂલ વસ્તુઓના અભ્યાસ માટે ભૌતિક શાસ્ત્ર ('સાયંન્સ') અને માનવજીવનના અભ્યાસ માટે તત્ત્વજ્ઞાન એમ ગણીને બન્ને ક્ષેત્રોમાં ભૌતિક શાસ્ત્રની પદ્ધતિનો સ્વીકાર કરવાની હિમાયત કરી છે એમાં પણ એક મોટી ભૂલ થઈ ગઈ છે. સત્ય વિષે અમુક 'હાઇપોથેસીસ'-ઊહ યા "વાદ" આપવો કે રજૂ કરવો એ હિંદમાં તત્ત્વજ્ઞાનનો હેતુ ગણાયો નથી. માનવ પ્રકૃતિના અભ્યાસ માટે તથા બુદ્ધિની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે તત્ત્વજ્ઞાન છે એ અમુક અર્થમાં સાચું છે એમ સ્વીકારતાં પણ સ્થૂલ પદાર્થનાં જ્ઞાન માટે ભૌતિક શાસ્ત્ર એવું બંનેનું વિભાગીકરણ બરાબર નથી, કારણ કે તત્ત્વજ્ઞાનમાં સ્થૂલ અને સૂક્ષ્મ એમ સમગ્ર વિશ્વનું જ્ઞાન યાને તેમના પ્રત્યેનું દૃષ્ટિબિંદુ રજૂ થવું જોઇએ; એ રીતે સ્થૂલના જ્ઞાનનો એમાં સમાવેશ થઈ જાય છે. તત્ત્વજ્ઞાન કેવળ માનવને નહિ પરંતુ સમગ્ર વિશ્વને અનુલક્ષે છે. એટલે ભૌતિક શાસ્ત્રની સરખામણી લેખકે આપી છે તે બરાબર નથી.

### કલ્પના નહિ, બુદ્ધિ ને અનુભવ

આમ તત્ત્વજ્ઞાન દૃશ્ય અને અદૃશ્ય વિશ્વનું બુદ્ધિગ્રાહ્ય સ્વરૂપ માનસિક વિચારોના રૂપમાં તર્કબદ્ધ રીતે રજૂ કરે છે,—લેખક કહે છે તેમ કલ્પના વડે નહિ. તત્ત્વજ્ઞાન જે સત્યનું નિરૂપણ કરે છે તે કોઈ સનાતન, અનંત, એક રીતે કહીએ તો, નિરપેક્ષ વસ્તુ હોય છે. આપણા દેશમાં

તત્ત્વજ્ઞાનના શાસ્ત્રની રચનાના પાયામાં એ સનાતન, નિરપેક્ષ વસ્તુનો અનુભવ આવશ્યક મનાયો છે. વેદ તથા ઉપનિષદથી દર્શનયુગ સુધી એ અનંત, શાશ્વત તત્ત્વ વિષેના ઉલ્લેખો મળે છે. એટલે લેખક સ્થૂલ પદાર્થજ્ઞાન મેળવવાની વિદ્યા સાથે તત્ત્વજ્ઞાનની સરખામણી કરે છે તે બરાબર નથી. વળી લેખક એમ કહે છે કે કોઈ લૌકિક શાસ્ત્રનો અભ્યાસી "હું ગેલિલીઓમાં માનનાર સાયન્ટિસ્ટ છું" એમ કહેતો નથી પણ હિંદમાં તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં વ્યક્તિ પોતાને શંકરનો કે વલ્લભાચાર્યનો અનુયાયી કહેવડાવે છે. લેખકને આ બરાબર લાગતું નથી. આમાં મોટી સમજફેર થયેલી જણાય છે, કારણ કે જ્યારે અમુક માણસ કહે છે કે હું શંકરનો અનુયાયી છું ત્યારે તે એટલું જ કહેવા માગે છે કે "આ જગતની આધ્યાત્મિક વાસ્તવિકતાની જે માહિતી, જે નિરૂપણ શંકરાચાર્ય કરે છે તે મને તર્કસંમત લાગે છે, મારી બુદ્ધિમાં બેસે છે, યા તો મને પસંદ છે."

આગળ મેં જણાવ્યું છે કે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં-સત્યપ્રાપ્તિના પ્રયત્નમાં બુદ્ધિની સર્વોપરિતા કેવળ હિંદમાં જ નથી સ્વીકારાઈ એવું નથી. યુરોપમાં પણ સહજ જ્ઞાનની (Intuition) શક્તિને મુખ્ય અને બુદ્ધિને ગૌણ પ્રતિપાદન કરનારાં દર્શનો થયાં છે. હિંદના તત્ત્વજ્ઞાનમાં પ્રગતિ થઈ નથી એ વિધાન પણ પૂરેપૂરું સાચું નથી, પ્રથમ તો, ઉપનિષદોમાં સ્વાનુભવપૂર્ણ સહજ જ્ઞાનની પ્રેરણાવાળી વાણી પ્રગટ થયેલી છે. એમાં કોઈ પ્રકારની દલીલો કે તર્ક નથી. ત્યાર પછીનાં દર્શનો પરસ્પર ભિન્ન પ્રકારે તર્ક વડે પોતાના સત્યની રજુઆત કરે છે. છ દર્શનો ઉપરાંત કર્મકાંડ, તંત્ર, શાક્ત, પાશુપત, વૈષ્ણવ, બૌદ્ધ અને જૈન જેવાં અવૈદિક દર્શનો, ચાર્વાક મત અને છેક છેવટ નવ્ય ન્યાય જેવી પદ્ધતિઓ સાબિત કરે છે કે ૧૧મી કે ૧૨મા સદી પછી હિંદના રાષ્ટ્રીય જીવનમાં જે ઓટ આવી હતી તેની અસર જીવનમાં સર્વે ક્ષેત્રોની પેઠે તત્ત્વજ્ઞાન ઉપર થઈ હતી અને મોટે ભાગે ટીકા, ભાષ્ય, વાર્તિક લખાતાં હોવા છતાં છૂટાછવાયા નવસર્જનના પ્રયત્નો પણ થયેલા છે.

૮

'હિબર્ટ' જર્નલ'માં બર્નાર્ડ ફિલિપ્સ આ પ્રમાણે લખે છેઃ "માનવ પ્રકૃતિનો અભ્યાસ કરવા માટે ભૌતિક વિદ્યાઓનું દૃષ્ટિબિંદુ સ્વીકારવાથી સામાન્ય માનવના માનસ ઉપર જે અનાધ્યાત્મિકતાની અસર પડે છે તે ઘણા થોડા લોકોની જાણમાં હોય છે."

જ્ઞાન પ્રાપ્ત કરવાની એક જ રીત છે એમ લેખક માનતા જણાય છે। એમનો અભિપ્રાય એવો છે કે યુરોપમાં ભૌતિક શાસ્ત્રોએ જે રીતે પ્રગતિ કરી છે તે જોતાં તત્ત્વજ્ઞાનમાં એનો પ્રયોગ થવો એમને જરૂરી લાગે છે. એમ થતાં તત્ત્વજ્ઞાનમાં પ્રગતિ થશે એવી આશા તેઓ રાખે છે.

## સ્થૂલસૂક્ષ્મવિવેક

આ આખી વિચારણા દૂષિત છે કારણ કે સ્થૂલ જગતનું જ્ઞાન મેળવવા માટે બાહ્ય ઇંદ્રિયો વડે પદાર્થનું અવલોકન અને એ અવલોકનના ઉપર બુદ્ધિની તર્કસરણીનું કાર્ય એ પદ્ધતિ માનવ માનસના અસારના બંધારણને લીધે આવશ્યક બને છે, પરંતુ સ્થૂલ પદાર્થોનું મે જ્ઞાન મેળવવા માટે કાંઇ સ્થૂલ ઇંદ્રિયો જ અનિવાર્ય છે એવું નથી. સ્થૂળ ઇંદ્રિયોથી સ્વતંત્રપણે સૂક્ષ્મ ઇંદ્રિયો કે અન્ય ઉપાયો વડે પણ સ્થૂલ વસ્તુઓનું જ્ઞાન મેળવી શકાય છે એ પણ હવે તો સુવિદિત છે. સ્થૂલ નેત્રોનો પ્રયોગ કર્યાં વગર દૂર રહેલા પદાર્થોને જોઈ શકાય છે, સ્થૂલ કર્ણેન્દ્રિયનો ઉપયોગ કર્યા વગર અવાજોને સાંભળી શકાય છે આ ઘટનાઓ પ્રયોગસિદ્ધ છે. આમ સ્થૂલનું જ્ઞાન મેળવવા માટે પણ એક જ પદ્ધતિ નથી તો સૂક્ષ્મ, ઇંદ્રિયાતીત એવાં બીજાં સત્યોની પ્રાપ્તિ માટે એ સ્થૂલ પદાર્થોનું જ્ઞાન મેળવવાની જ એકમાત્ર પદ્ધતિ કેવી રીતે યોગ્ય ગણી શકાય એ વિચારવાનું છે. જગતમાં કે જીવનમાં બધાં સત્યો સ્થૂલ છે એવો કોઈ નિયમ નથી.

માનવની બધી જ પ્રવૃત્તિઓ એની તર્કશક્તિમાં પ્રતિષ્ઠિત નથી જ. કેટલીક પ્રવૃત્તિઓનાં મૂળ એના માનસના બીજા ભાગો પર આધાર રાખે છે. એટલે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં આપણે ભૌતિક શાસ્ત્રની પદ્ધતિ અજમાવીશું તો આપણને સફળતા મળશે એ માન્યતા જ સાબિત કરવાની છે.

બર્નાર્ડ ફિલિપ ભૌતિક શાસ્ત્રોની જ્ઞાન પ્રાપ્ત કરવાની રીત તત્ત્વજ્ઞાનમાં તથા માનવ જીવનનાં બીજાં ક્ષેત્રોમાં લાગુ ન કરવી જોઈએ, એનાં ત્રણ કારણો આપે છે તે વિચારવા જેવાં છે.

પહેલું, ભૌતિક વિદ્યાઓ કેવળ વર્ણનાત્મક છે-નિયમોનો કે મૂલ્યોનો નિર્ણય કરવા માટે એ શાસ્ત્રો નથી. ભૌતિક શાસ્ત્રો હકીકતો અને ઘટનાઓની નોંધ કરે છે, એમનું અવલોકન કરે છે, વર્ગીકરણ કરે છે,-પરંતુ

મૂલ્યો નક્કી કરવાનું કામ એનું નથી. તત્ત્વજ્ઞાન, માનસશાસ્ત્ર, સમાજ-શાસ્ત્રો વગેરે એવાં મૂલ્યો આંકનારાં શાસ્ત્રો છે. જ્યારે આપણે જડ જગત વિષે એમ કહીએ છીએ કે " આવો નિયમ છે ' ત્યારે ખરું જોતાં કુદરતમાં બનતી ઘટનાનું કેવળ વર્ણન કરીએ છીએ,–એ પ્રમાણે ઘટના-ઓ હમેશાં બનવી જોઈએ એવો કાયદો કાંઈ આપણે પસાર કરતા નથી. એટલે " કુદરતના નિયમનું ઉલ્લંઘન " કહેવામાં આવે છે તે ભૌતિક શાસ્ત્રની દૃષ્ટિએ તો શક્ય જ નથી. હા, એમ બને કે અત્યાર સુધી મનાયલો કે સ્વીકારાયલો એક નિયમ અપૂર્ણ નીવડે અને બીજો એનાથી વધારે વિશાળ કે વ્યાપક નિયમ સ્થાપન કરવામાં આવે. પરંતુ 'કુદરતમાં જે કાંઈ બને છે તે " સ્વાભાવિક ' જ હોય છે આ પ્રકારના શાસ્ત્રમાં તત્ત્વજ્ઞાનનો સમાવેશ કરી શકાય તેમ નથી; કારણ કે એના આરંભમાં જ એવા વિચારો આવે છે જેમને આપણે વર્ણનાત્મક કહી શકીએ નહિ. ઉ. ત. સાચુ ખોટું, ઊંચનીચ, સારુંખરાબ, ઇષ્ટઅનિષ્ટ વગેરે મૂલ્યોને રજૂ કરનાર વિધાનોથી એ વિદ્યાઓ આરંભ કરે છે.

બીજું ભૌતિક શાસ્ત્રોમાં જે વસ્તુ ઇન્દ્રિયપ્રત્યક્ષ હોય છે તે જ વાસ્તવિક ગણાય છે. અને સામાન્ય તંદુરસ્ત માણસોની ઇન્દ્રિયોને બાહ્ય વસ્તુઓ સરખી રીતે જ પ્રત્યક્ષ હોય છે, પરંતુ તત્ત્વજ્ઞાનનું વસ્તુ એ પ્રમાણે સર્વેને સરખી રીતે ગમ્ય હોઈ શકતું નથી. અને ભૌતિક શાસ્ત્રની પદ્ધતિનો પ્રયોગ તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં કરવાથી તત્ત્વજ્ઞાનનું વસ્તુ કાંઈ ઇન્દ્રિયપ્રત્યક્ષ થઇ જવું જોઇએ એવો નિયમ નથી.

સત્યના એવા પ્રકારો હોય છે જેમનું જ્ઞાન દ્રષ્ટા ઉપર, જ્ઞાતા ઉપર પ્રતિષ્ઠિત હોય છે. અને એવું જ્ઞાન પ્રાપ્ત કરવાની શરત એ હોય છે કે જિજ્ઞાસુએ અમુક વિશિષ્ટતાવાળી અવસ્થા પ્રાપ્ત કરવી. ડેનિશ ફિલસૂફ કર્કગાર્ડ કહે છે કે જ્ઞાનના કેટલાક પ્રકારોમાં તો સત્ય એટલે સ્વાનુભવ જ હોય છે. પ્લેટો કહે છે તેમ જ્ઞાતાની યાને જિજ્ઞાસુની, નૈતિક અને આધ્યાત્મિક અવસ્થા જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની આવશ્યક શરત હોય તો ભૌતિક શાસ્ત્રની સ્થૂળ પદ્ધતિ તેને લાગુ કરી શકાય નહિ.

ત્રીજું કારણ એ છે કે ભૌતિક શાસ્ત્રની પદ્ધતિ કાર્યકારણના સંબંધ ઉપર આધાર રાખે છે. એટલે કે અમુક પ્રવર્તમાન પરિસ્થિતિ કે કારણની પાછળ બીજી પરિસ્થિતિ એટલે કે કાર્ય હમેશાં આવે જ છે એવી માન્યતા

ઉપર એ પદ્ધતિ કાર્ય કરે છે. હવે જ્યારે તત્ત્વજ્ઞાનમાં કે માનવશાસ્ત્રોમાં પણ એ જ પદ્ધતિનો પ્રયોગ કરવામાં આવે ત્યારે માનવજીવનની સર્વ જટિલ સૂક્ષ્મઘટનાઓ કાર્ય-કારણના નિયમને અધીન છે એવું સ્વીકારી લેવામાં આવે છે. એટલું જ નહિ પરંતુ કાર્યકારણના નિયમ સિવાય બીજી રીતે આંતર જીવનનો અભ્યાસ થઈ જ શકે તેમ નથી એમ પણ ગર્ભિતપણે માની લેવામાં આવે છે.

કાર્યકારણનો નિયમ એ માનવના જાગ્રત માનસને માટે અમુક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની આવશ્યક યોજના છે, પણ સર્વ પ્રકારનું શક્ય જ્ઞાન કાર્ય-કારણના નિયમમાં જ આવી જાય છે એવું સિદ્ધ થયું નથી. ઈશ્વરે બધું જ જ્ઞાન કાર્યકારણના નિયમની અંદર જ મર્યાદિત કર્યું છે અને એની બહાર જ્ઞાન શક્ય જ નથી એ મત તર્કસંમત લાગતો નથી. માનવનાં બધાં જ કાર્યો કાર્યકારણના નિયમને જ વશ છે એમ માનવું તો અતિવ્યાપ્તિ લાગે છે. અને એનો સ્વીકાર કરીએ તો તત્ત્વજ્ઞાનના શાસ્ત્રને પણ આપણે કાર્યકારણનો નિયમ લાગુ કરવો જોઈએ. એટલે કે કયા કારણને લઈને માનવ 'તત્ત્વજ્ઞાન' 'માનસશાસ્ત્ર' વગેરે શાસ્ત્રો રચવા પ્રેરાય છે. ખરી વાત એ છે માનવમાં તર્ક વડે જ્ઞાન પ્રાપ્ત કરવાનું કરણ રહેલું છે તેની સાથે સાથે માનવનાં અન્ય સૂક્ષ્મ કરણો પણ રહેલાં છે. જેમના દ્વારા પણ માનવ જ્ઞાન પ્રાપ્ત કરે છે. ઉ. ત. ક્રોધનું જ્ઞાન ક્રોધના આવેગ સાથે સમગ્ર ચેતનાનું તાદાત્મ્ય સાધીને માનવ મેળવે છે-તર્ક વડે નહિ.

એટલે ભૌતિક શાસ્ત્રની પદ્ધતિ તત્ત્વજ્ઞાનને લાગુ પાડી શકાય નહિ.

## ૯

## "ઈશ્વર વિષેની કલ્પના"

આમાં જ વિચારની નવીનતા, જો હોય તો, રહેલી છે. કેટલીક વાર કવિ ટાગોરમાં આપણને આ વિચારનો પડઘો જણાય છે; ઈશ્વર હજી પૂર્ણ થયો નથી, એ પણ પૂર્ણ થતો જાય છે, થવાની ક્રિયામાં છે, થયે જાય છે. વિરાટ-માનવ, વિશ્વમાનવ એ જ સનાતન સત્ય છે વગેરે વિચારો પણ આ પ્રકારની વિચારસરણીમાંથી ઉદ્ભવે છે. માનવની સમુત્ક્રાંતિની ક્રિયા ગતિમાન છે, હજી તેણે આગળ વધીને પોતાની કૃતાર્થતા સમષ્ટિજીવનમાં પ્રાપ્ત કરવાની છે એ વસ્તુ કહેવાનો આ એક પ્રકાર લાગે છે. નાશવંત

વ્યક્તિઓની પાછળ અવિનાશી માનવતા વિકાસ પામી રહેલી છે એ કાંઈક એમના કહેવાનો સાર હોય છે.

વ્યક્તિનું બાહ્ય સ્વરૂપ નાશવંત છે એ ખરું, પણ એનામાં કોઈ અવિનાશી તત્ત્વ રહેલું છે કે નહિ એ પ્રશ્ન વિચારવાનો રહે છે. વળી સમૂહની અંદર પ્રગટતી માનવતા કયા અર્થમાં અવિનાશી છે?—અને એમ સ્વીકારીએ કે એવી કોઈ અવિનાશી માનવતા વિકાસ પામે છે, તો પણ વ્યક્તિએ શા માટે એને સારુ પ્રયત્ન કરવો જોઈએ?

પ્રશ્ન ખરેખરો તો એ છે કે માનવની માન્યતા–અમાન્યતા, કલ્પના–અકલ્પના, શ્રદ્ધા–અશ્રદ્ધા, જ્ઞાન અજ્ઞાન એ બધા થી સ્વતંત્ર સ્વયંભૂ, એવી ઈશ્વર નામે–કે કોઈ પણ નામવાળી–કોઈ સત્-તા કે વાસ્તવિકતા છે કે નહિ?

અને એવી વાસ્તવિકતા હોય તો તે પોતે પૂર્ણ–સર્વ રીતે સંપૂર્ણ–પૂર્ણ જ્ઞાન, પૂર્ણ ચૈતન્ય અને પૂર્ણ આનંદવાળી—છે કે નહિ?

પ્રાચીન દર્શનોમાં, જગતના મિથ્યાપણાનો સિદ્ધાંત રજૂ કરનાર શંકરના દર્શનની અસર કાંઈક અંશે ભલે સ્વીકારીએ કે ઘણે અંશે સમાજને દુર્બળ બનાવનારી, વધારે શક્તિશાળી તથા બુદ્ધિમાન લોકોને સમાજની બહાર લઈ જનારી નીવડી હોવાનો ઘણો સંભવ છે પરંતુ બધાં દર્શનોમાં એવું હતું જ નહિ.

હવે, જે દર્શનોએ ઈશ્વરના અસ્તિત્વનો, એના સ્વયંભૂપણાનો અને સ્વભાવસિદ્ધ પૂર્ણતાનો સ્વીકાર કર્યો તેમણે સ્વાભાવિક રીતે જ માનવની-વ્યક્તિ તથા સમૂહરૂપે ઉન્નતિ અને પૂર્ણતા સાધવા માટે પ્રભુની સહાયતા, તેની સચેતન દોરવણી મળે તો જ એ સિદ્ધ થઈ શકે એમ માન્યું એમાં કશુંય ખોટું નથી, કારણ કે એમની પૂર્ણતાની ભાવનામાં પ્રભુપ્રાપ્તિ સૌથી અગત્યનું અંગ ગણાતી. વળી માનવની પોતાની માનસિક શક્તિ, એની બુદ્ધિ ગમે તેટલી સૂક્ષ્મ અને સમર્થ હોય તો પણ, માનવજીવનના પ્રશ્નોના ઉકેલ માટે એ શક્તિ હિંદમાં તો કદી પર્યાપ્ત અને આખરી મનાઈ જ નથી. આને માટે ઉપનિષદનાં અનેક સૂત્રો સમર્થન પૂરું પાડે છે. न तत्र मनो गच्छति न वाक्–यद्बुद्धेः परतस्तु सः–यन्मनसा न मनुते–વગેરે વગેરે.

અને હવેના યુરોપીય દર્શનમાં પણ બર્ગસને બુદ્ધિને જ્ઞાનપ્રાપ્તિના કરણ તરીકે મર્યાદિત જ નહિ પરંતુ અપર્યાપ્ત સિદ્ધ કરીને "સહજ જ્ઞાન"-

ની intuitionની ચેતનાને માનવની ઉન્નતિ માટે પ્રાધાન્ય આપવા.માટેની સંગીન મીમાંસા રજૂ કરી છે.* એટલે બુદ્ધિથી પર રહેલી શક્તિ કે ચેતનાની મદદ લઇને માનવનો ઉદ્ધાર, ઉન્નતિ કે પૂર્ણતા પ્રાપ્ત કરવાનો આદર્શ હિંદનાં દર્શનોમાં સ્વીકારાયલો છે એમાં તર્ક-વિરુદ્ધ કે વિચિત્ર કશું જ નથી; સિવાય કે આપણે એમ જ માનવાનો દલીલ વિનાનો આગ્રહ કરીએ કે એવો માનવથી સ્વતંત્ર ઈશ્વર છે જ નહિ.

જો એવો ઈશ્વર હોય તો એની સહાયતા કેવળ માનવની પોતાની નિષ્ઠાના પ્રમાણમાં જ મળે એવો નિયમ માનવ કરી શકે છે, પણ, ઈશ્વરને એ બંધનકર્તા થઇ શકે કે કેમ એ જુદો જ પ્રશ્ન છે. વળી, એવા સર્વ-શક્તિમાન ઈશ્વરે કર્મના ફળના નિશ્ચિત નિયમ પ્રમાણે જ બધું કરવું જોઇએ એમ કહેવામાં એની સ્વતંત્રતા અને સર્વશક્તિમાનપણાનો ઈન્કાર રહેલો છે.

અને વધારામાં, માનવ પણ-જેમ આખું વિશ્વ સાથે જ છે તેમ -વિશ્વથી પર રહેલ પરાત્પર ઈશ્વરની દિવ્યતાનો જડમાં (એટલે કે અજ્ઞતત્ત્વ-માં) ક્રમેક્રમે થતો આવિર્ભાવ હોય તો માનવ અને ઈશ્વર એ બેની વચ્ચે કદી પણ ન વટાવી શકાય એવી ખીણ કે દિવાલ બુદ્ધિ વડે ઊભી કરવાનો કશો અર્થ જણાતો નથી.

પરમ, પરાત્પર એ ઈશ્વરના આવિર્ભાવમાં એના વિશ્વરૂપનો-સહસ્રશીર્ષપુરુષનો,-ગીતામાં જેને "વિશ્વરૂપ" કહેલ છે તેનો, અર્થાત્ માનવના સામુહિક સ્વરૂપનો સ્વીકાર આપણી સંસ્કૃતિમાં પહેલેથી થતો આવ્યો છે; અને શ્રુતિઓ, સ્મૃતિઓ અને અન્ય કાયદાના ગ્રંથો સામાજિક જીવનનું નિયમન કરવાના નિયમોના સંગ્રહ-રૂપે વારંવાર રચાતા રહ્યા છે.

### વ્યક્તિ-સ્વરૂપ, ખોટું ને ખરું

પણ આપણાં દર્શનોમાં વ્યક્તિને સમષ્ટિ-સ્વરૂપનું એટલે કે

---

*આ વિષે જુઓ સર સ. રાધાકૃષ્ણનના Science and religion માંનું અવતરણ- "While 'avidya' or intellectual consciousness causes fear, isolation. Death, Vidya or direct intutive consiousness helps us to rise from division & conflictive into freedom and love into wareness and being."

વિશ્વરૂપનું અચેતન, યાંત્રિક અંગ કદી ગણવામાં આવતું નહિ. વ્યક્તિ પણ—વિશ્વાત્માની પેઠે—એ જ પરાત્પર દિવ્યતાને પોતાના હૃદયમાં ધારણ કરનાર, પ્રભુના આવિર્ભાવનું અતિ ઉપયોગી કેન્દ્ર મનાતું આવ્યું છે. વ્યક્તિને ગૌણ બનાવીને એને ભોગે સમષ્ટિમાં યાને સમૂહમાં પૂર્ણતા પ્રગટાવવાના આર્થિક પ્રયત્નો આજે જેમ નિષ્ફળ જતા જણાય છે તેમ નીતિ અને સદ્ગુણનો આગ્રહ રાખીને સમૂહનું જ કલ્યાણ સિદ્ધ કરવાનો પ્રયત્ન પણ એવી જ ભૂલ કરશે.

વ્યક્તિની પ્રકૃતિનું બંધારણ એવું છે, એનું માનસિક, પ્રાણમય અને શારીરિક બંધારણ એવું અવિદ્યામય છે કે એવા બંધારણવાળી વ્યક્તિ આપણને ગૌણ દેખાય છે, જ્યારે વ્યક્તિ કેવળ નદીના પ્રવાહમાં રહેલા બિંદુરૂપ છે એમ આપણે કહીએ છીએ ત્યારે ભૂલી જઈએ છીએ કે સમાજ, સમષ્ટિ, વિશ્વભાવ, માનવજાતિ વગેરે સામૂહિક એકમો એટલે પિંડો, સક્રિય અને જીવંત રૂપે વ્યક્તિમાં જ હોય છે. ખરું જોતાં, સમષ્ટિની પ્રગતિ વ્યક્તિ જ પોતે વ્યક્તિ તરીકે કાર્ય કરીને મોટે ભાગે સાધી આપે છે: નદીના પ્રવાહમાં બિંદુનું સ્થાન છે તેવું સમૂહમાં વ્યક્તિનું નથી. એનું કાર્ય pioneer—આદ્ય સંશોધકનું અને ક્રાંતિકરનારનું રહેલું છે. વ્યક્તિ એકલી આગળ થાય છે. સમૂહની સામે થઈને પોતાની અંદર રહેલા કોઈ દિવ્ય તત્ત્વ ઉપર આધાર રાખીને ઘણી વાર તે સમૂહની પ્રગતિ અને તેનું હિત સાધવાનો માર્ગ બતાવે છે.

આનું કારણ એ છે કે વ્યક્તિનું બાહ્ય સ્વરૂપ, એનો પ્રાકૃતિક દેહ, અહં, કામના, વાસના, આસક્તિ વગેરે અજ્ઞાનની પ્રવૃત્તિઓનો બનેલો હોય છે તો પણ તેની પાછળ તેના અંતરાત્મામાં—'ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશે'—રહેલો હોય છે. જેમ એના અંતરમાં રહેલ "ઈશ્વર" એનું સાચું વ્યક્તિસ્વરૂપ હોય છે તેમ એ જ વ્યક્તિસ્વરૂપમાં પોતાની અંદર "વિશ્વરૂપ"ને ધારણ કરવાનું સામર્થ્ય કહો, કે શક્યતા રહેલી હોય છે. વ્યક્તિના હૃદયમાં જે દિવ્ય અંતરાત્મા છે, તે જ સમષ્ટિનો વિશ્વાત્મા છે: આમ હોવાથી જ વ્યક્તિ સામૂહિકતાની ચેતનાને સક્રિયપણે ધારણ કરી શકે છે. અહીં કહેવાનું તાત્પર્ય એ છે કે સમૂહને પ્રધાન ગણીને વ્યક્તિને ગૌણ ગણવાનો વિચાર સાચો નથી. બન્ને એક જ પરાત્પર પ્રભુતાના આવિર્ભાવરૂપ છે એટલે કોઈ પણ વ્યક્તિ સાચી ઉન્નતિ સાધે છે તેનો લાભ સમાજને મળ્યા વિના રહેતો નથી. અમુક વાતાવરણમાં એક વસ્તુ ઊર્ધ્વગતિ

કરે તો એને પરિણામે ચારે બાજુ ઊર્ધ્વગતિની ભૌપર થવાનાં મોજાંઓ થયા વિના રહેતાં નથી. એક વસ્તુમાં બીજાઓની શક્તિ જાગ્રત થાય છે તો આજુબાજુનો પદાર્થોમાં આકર્ષણ આપોઆપ પ્રગટે છે.

### સમૂહવિકાસ અને વ્યક્તિ

વળી, આ ઉપરથી એ પણ ફલિત થાય છે કે જેમ વ્યક્તિની પૂર્ણતા એની અંગત સ્વાર્થી કામનાઓ, મહત્ત્વાકાંક્ષા વગેરે સંતોષવામાં રહેલી નથી પરંતુ પોતાની અંદર રહેલા પ્રભુનો જીવનમાં આવિર્ભાવ કરવામાં રહેલી છે તેમ સમૂહની પૂર્ણતા પણ કોઇ સદ્ગુણોના સંચયમાં કે સામૂહિક જીવનમાં બાહ્ય પ્રકારની પૂર્ણતા કેવળ સાધવામાં રહેલી નથી પરંતુ સામૂહિકતાનાં જુદાં જુદાં સ્વરૂપોમાં અત્યાર સુધી અપ્રગટ રહેલ વિશ્વાત્માના પ્રાકટ્યમાં રહેલી છે. એને માટે વ્યક્તિના જીવનમાંથી જેમ સ્વાર્થ, અહં વગેરેનો ત્યાગ જરૂરી હોય છે તેમ સમૂહના જીવનમાંથી પણ સ્વાર્થ, અહંતા વગેરે દૂર કરવાં પણ આવશ્યક છે; તો જ તેનામાં રહેલ પ્રભુતાને તે વ્યક્ત કરી શકે. આ કાર્ય પણ સમૂહને સાધવું પડે છે અને તેનું સાધન મોટે ભાગે વ્યક્તિ જ બને છે.

અત્યારે વ્યક્તિ અને સમૂહ બંને વચ્ચે વિસંવાદ છે. વ્યક્તિ સમૂહનો પોતાના સ્વાર્થને ખાતર ઉપયોગ કરવા લાગે છે. સમૂહ વ્યક્તિને પોતાના વિરાટ શરીરનું એક અંગ કે અવયવ ગણીને એની વ્યક્તિગત પૂર્ણતા કે સાર્થકતાનો સમૂળો ઇન્કાર કરે છે. આનો ઉકેલ એક પ્રકારની બાંધછોડ કરવામાં સાં તો સમષ્ટિની આગળ વ્યક્તિનું સંપૂર્ણ બલિદાન આપી દેવામાં રહેલો નથી. એ બન્ને—વ્યક્તિ અને સમષ્ટિ—પોતાની અંદર રહેલ પ્રભુને બાહ્ય કરણોમાં અને જીવનમાં પ્રગટ કરે એમાં એ બંનેની સાર્થકતા રહેલી છે.

એ તો દેખીતું છે કે એવી પ્રભુતાની અભિવ્યક્તિ કોઇ એક માણસ પોતાની માનસિક શક્તિ—એને તમે નિષ્ઠા કહો,—વડે, કોઇ સમૂહ પોતાની સમગ્ર શક્તિ વડે સાધી શકે નહિ. એ મુશ્કેલ કાર્ય સાધવું હોય અને જીવનમાં—એટલે કે આ પૃથ્વી ઉપર વ્યક્તિના અને સમષ્ટિના જીવનમાં, પૂર્ણતા પ્રગટાવવી હોય તો એ બન્નેના મૂળમાં રહેલ પરાત્પર પ્રભુની સહાયતા વડે જ તે થઈ શકે. એમ માનવું કે એવા પરાત્પર પ્રભુની સહાયતા મળી શકે તેમ નથી, યા તો એમ માનવું કે માનવ પોતાની માનસિક શક્તિ વડે આદર્શો કલ્પીને પોતાના પ્રયત્નો વડે શૂન્યમાંથી કાંઇક

ભાવાત્મક પૂર્ણતા ખડી કરવાનો છે એ મને તો નાસ્તિકતાનો એક પ્રકાર લાગે છે. પૂર્ણતા હોય, તો કોઈ સ્થિતિમાં-પ્રભુની સર્વજ્ઞતામાં અને સર્વશક્તિમાનપણામાં-સદાયને માટે હોવી જોઈએ. માનવે તેને કેવી રીતે પ્રાપ્ત કરવી એટલો જ પ્રશ્ન તેણે ઉકેલવાનો છે.

આમ વ્યક્તિ અને સમષ્ટિ બન્નેએ સચેતન થઈને પોતાનાથી પર રહેલ પ્રભુની સહાયતા વડે જગતમાં સંવાદી જીવન પ્રગટાવવાની આશા રાખવી એ વિચાર વધારે સકારણ લાગે છે. એવું સંવાદી જીવન દિવ્ય જીવન હોવાનો સંભવ વધારે છે—કારણ કે કેવળ સદ્ગુણોનું આવરણ માત્ર તે નહિ હોય પરંતુ આત્માની સ્વાભાવિક દિવ્યતાનો વ્યક્તિમાં અને સમષ્ટિમાં પ્રકાશ હશે.

## ૧૦

## અવતાર વિષે થોડુંક

અવતાર વિષેનાં વિધાનોમાં તો વિચારણા નજીવી જ છે અને છે તે અતિસામાન્ય હોઈ, "હું આ બાબત પસંદ કરતો નથી"-એમ કોઈ કહે એના જેવી રીતે રજૂ થયેલ છે.

અવતારવાદના વિશિષ્ટ સ્વરૂપનો વિકાસ હિંદી સંસ્કૃતિમાં બીજી સંસ્કૃતિ કરતાં વધારે થયેલો છે પરંતુ એ,કે એના જેવા વિચારો, બીજી સંસ્કૃતિઓમાં પણ રહેલા જણાશે. ઈસ્લામમાં પયગંબરનું વિશિષ્ટ સ્થાન છે, તે પ્રમાણે ખ્રિસ્તી ધર્મમાં ઈસુસ 'પ્રભુનો પુત્ર' ગણાયો છે. આપણા લેખકને તો પ્રભુને વળી પુત્ર કેવો એવો પ્રશ્ન થવાનો સંભવ પૂરો છે, અને પ્રભુને પુત્ર હોય તો બધા જ પ્રભુના પુત્ર શા માટે નહિ એ બીજો મૂંઝવે એવો પ્રશ્ન થવાનો સંભવ છે. જપાનમાં મિકાડો સૂર્યનો પુત્ર ગણાતો. આમાં સામાન્ય લોકમાનસ રહેલું હોઈ ચમત્કાર, વગેરે અદ્ભુતતત્ત્વનું આકર્ષણ ભલે હો-પણ તે ઉપરાંત કાંઈ જ સત્ય રહેલું નથી એમ માની લેવું એ તો માનવ પ્રકૃતિને અન્યાય કરવા જેવું થાય છે. બૌદ્ધ અને જૈન જેવાં નિરીશ્વરદર્શનોમાં પણ 'બુદ્ધ'ને તથા "તીર્થંકર"ને વિશિષ્ટ સ્થાન;-એ દર્શનો કર્મના નિયમને અબાધિત અને લગભગ સર્વશક્તિમાન ગણનારાં હોવાં છતાં, પ્રાપ્ત થયું જ. એને માટે હોય દેવાને બદલે" એમ શા માટે થાય છે?" "શા માટે માનવ પ્રકૃતિ એ પ્રભુનું દિવ્યતાને

પોતાની સમીપ લાવે છે, વાંછે છે, કહો-કલ્પે છે?" "એના માનસિક અંધારણની કોઈ જરૂર એને એ પ્રમાણે કરવાને પ્રેરતી તો નથી?" એ પ્રશ્નો વિષે વિચાર પણ કર્યો વિના આખી બાબતનો રદિયો આપી દેવો એમાં પોતાને પસંદ હોય તેવા અભિપ્રાયનું ઉચ્ચારણ હોઈ શકે, વિશદ અને તટસ્થ વિચારણા તો નથી એમ કહેવું જોઇએ.

અને લેખકની મનોદશા સાથે થોડી સહાનુભૂતિ રાખીશું તો આપણે તેમને સમજી પણ શકીશું. પ્રથમ દર્શને સામાન્ય બુદ્ધિને અવતારવાદના સ્વીકારમાં જાણે પ્રભુનું અપમાન રહેલું હોય એમ લાગે તો નવાઈ નહિ. શું પ્રભુ માનવ બની જઈ શકે? માનવની અજ્ઞાન, અપૂર્ણ, એવી પ્રકૃતિમાં શું સર્વજ્ઞ, સર્વશક્તિમાન પ્રભુ આવી પડે? અને એ પ્રમાણે આવી પડે તો તે 'પ્રભુ' શી રીતે રહી શકે? આવા પ્રશ્નો થવા શક્ય છે, તો બીજી તરફ અવતારવાદના સ્વીકારથી માનવનું પોતાનું અભિમાન ઓછું થવાનું નથી. માણસને એમ લાગે છે કે "હું બુદ્ધિશાળી છું, નીતિમાન છું, સંયમી, ગુણવાન, સેવાભાવી, પરોપકારી, આદર્શસેવી, ઉન્નત એવો હું શો ખોટો છું કે વળી પ્રભુને અહીં આ પૃથ્વી ઉપર લાવવો છે? અવતારને નામે આખરે માનવની પૂજા તો નથી થતી?" આ મનોદશા સમજી શકાય તેવી છે. આપણો જમાનો એવો છે કે માનસિક પ્રવૃત્તિથી પર હોય એવી બાબતોમાં શ્રદ્ધા રાખતાં આજકાલનું માનસ અચકાય છે. આ વિચાર હિંદમાં જ સ્વીકારાયો છે એવું નથી તે આપણે આગળ જોયું છે. સુવર્ણયુગ, સત્યયુગ, પૃથ્વી ઉપર પ્રભુનું રાજ્ય, વગેરે પૂર્ણતાના ખ્યાલો લગભગ માનવ જાતિ જેટલા પ્રાચીન છે એમ કહી શકાય.

ખરું જોતાં આ વિષય ઉપર વધારે વીગતવાર વિચારણા કરવી હોય તો લેખક આ મુદ્દો જે રીતે રજૂ કરે છે તે રીત જ બરાબર નથી. અમુક માણસ દેવ છે એમ માનવું એનું નામ અવતારમાં માનવું એ બરાબર નથી. આપણા તત્ત્વજ્ઞાનમાં એમ તો આખું વિશ્વ બ્રહ્મનો આવિર્ભાવ ગણાય છે. એટલે પોતાની સનાતન, શાશ્વત, અનંત, શુદ્ધ અને ઊર્ધ્વ ભૂમિકામાંથી બ્રહ્મની ચેતના નીચે ઊતરી જ ન હોત તો આ વિશ્વનું સર્જન ન થયું હોત એટલે, સર્વવ્યાપી દિવ્ય તત્ત્વ, સઘળે વ્યાપી રહેલું સર્વ બ્રહ્મ અવતાર ન કહી શકાય, કારણ કે "અવતાર" શબ્દનો ખાસ અર્થ કરવામાં આવે છે. 'અવતાર' શબ્દમાં જ "નીચે ઊતરવા"નો અર્થ રહેલો છે. પ્રભુની ચેતના પોતાની પૂર્ણ અવસ્થામાંથી-જ્ઞાન, શાંતિ

તથા આનંદની પૂર્ણતામાંથી મન પ્રાણ અને દેહની બનેલી માનવ પ્રકૃતિમાં અવતરણ કરીને એ કરણોનો સ્વીકાર કરે તથા તેમના દ્વારા દિવ્યચેતનાનો જગતમાં આવિર્ભાવ કરે એનું નામ અવતાર.

અવતારની બાબતમાં મુખ્ય મુદ્દો એ નથી કે અમુક વ્યક્તિ ઈશ્વર છે કે નહિ. પ્રશ્ન એ છે કે માણસ અત્યારે છે તેવો ને તેવો* જ સનાતન કાળ સુધી રહેવાનો છે કે એની ક્રમિક ઊર્ધ્વગતિ થઈ શકે તેમ છે? જરૂર માણસ અત્યારે અપૂર્ણ છે, અજ્ઞાન છે, પાપી પણ છે,—બીજું ઘણું છે, પરંતુ, વિચારવાનું એ છે કે એ અપૂર્ણતા સદાને માટે એને કપાળે લખાયલી છે કે એમાંથી એનો ઉદ્ધાર છે? આ ને આ મુદ્દો બીજી રીતે પણ મૂકી શકાય: માનવ અત્યારે બુદ્ધિવાળું પ્રાણી છે; એનું ઊંચામાં ઊંચું કરણ અત્યારે બુદ્ધિ છે, જે સત્યને તેના અખંડ સ્વરૂપમાં ગ્રહણ કરવાને અસમર્થ છે. ખરું જોતાં, બુદ્ધિ સત્યનું ગ્રહણ અપૂર્ણપણે જ કરી શકે તેમ છે. માનવની આ બુદ્ધિએ અને તેની ભાવનાઓએ જુદા જુદા માનસિક અને નૈતિક આદર્શો જોયા છે તથા જીવનમાં એમનાં મૂલ્યો ઊપજાવ્યાં છે એ બધાં આખરી છે કે અંતરવસ્થાનાં,–એટલે કે અત્યારની અવસ્થામાં આવશ્યક ખરાં, પરંતુ આખરે ફલસંધવાનાં –છે કે કેમ? પૂર્ણતાની સ્થિતિ પ્રાપ્ત થવી શક્ય છે કે અત્યારની અપૂર્ણતા જ માનવની આખરી સ્થિતિ છે?

એવા માણસો અને સમાજો પણ, હોઈ શકે છે જે સાચેસાચ માને છે કે માણસ હમણાં છે તેવો જ, એટલે કે અપૂર્ણ, અજ્ઞાન, દુઃખી— સદાને માટે રહેવાનો છે. વળી, આપણે એ પણ સમજી શકીશું કે એ માન્યતા જ એ માણસોને અને સમાજોને તેમની અત્યારની અપૂર્ણતા સાથે સફળતાપૂર્વક બાંધી રાખશે કારણ કે આપણે હમણાં છીએ તે સ્થિતિમાંથી બીજી વધારે ઉચ્ચ સ્થિતિમાં જવાય એમ છે જ નહિ એમ માનીએ તો પછી આપણે એ માટેનો પ્રયત્ન જ નહિ કરીએ એ દેખીતું છે.

* તે જ સ્થિતિમાં તેવો રહેવાનો નથી, કાયમી અપૂર્ણતા એની નિયતિ નથી, માનવનો ઉદ્ધાર થશે જ એ સત્યની ઝાંખી ગયા શતકમાં ક્રાન્તદર્શી પાશ્ચાત્ય કવિઓ ટેનિસન તથા એમર્સનને પણ થઇ હતી:

(૧.) મનુષ્ય એ 'Herald of a higher race'–In Memoriam (Pt. 4; sec. 117). (૨) "He will convert Furies into Muses ......"–'Conduct of Life: 'Ch. 4. નામે ' Culture'માં ઉલ્લેખી આખી મુદ્દાયુક્ત ચીરફ કંડિકા.

અવતારવાદ હિંદની સંસ્કૃતિમાં વધારે સંપૂર્ણપણે વિકાસ પામેલો વાદ છે. सर्वं खलु इदं ब्रह्म તો સુવિદિત સૂત્ર હોઈ એના કરતાં પણ વધારે ભાર ईशावास्यमिदं सर्वम् જેવાં વેદાંતનાં સૂત્રો દિવ્ય તત્ત્વની સર્વવ્યાપકતા અને પરિણામે સર્વવસ્તુમાં દિવ્યતા રહેલી છે એમ જાહેર કરે છે. એનાથી પણ આગળ જઈને જ્યારે ઉપનિષદમાં માનવને शृण्वन्तु विश्वे अमृतस्य पुत्राः—"અમર એવા દેવનાં સર્વે સંતાનો"—એવું સંબોધન કરવામાં આવ્યું ત્યારે દિવ્યતાની પ્રાપ્તિ સમસ્ત માનવજાતિનો જન્મસિદ્ધ વારસો છે એમ તેણે જાહેર કર્યું. ઈસુ ક્રાઈસ્ટે પોતાને "પ્રભુનો પુત્ર" કહ્યો તે પણ પોતે અને માનવ પ્રભુતાના વારસ છે એ અર્થમાં વધારે ઉપયુક્ત લાગે છે.

સઘળા પદાર્થો પરમેશ્વર જ છે, સઘળું બ્રહ્મ છે એમ અક્ષરશઃ સ્વીકારી લઈએ તો એ પણ સ્વીકારવું પડે કે સઘળું અત્યારે જેવું છે તેવું દિવ્ય છે, પૂર્ણ છે અને તત્ત્વજ્ઞાનનો એવો એક પ્રકાર છે પણ ખરો જે એવું માને છે. પરંતુ સઘળાના મૂળમાં દિવ્યતા છે તેથી સઘળું અત્યારે જેવું આપણા અનુભવને પ્રતીત થાય છે તેવું દિવ્ય છે એ વિધાન સાચું લાગતું નથી. આપણો પ્રત્યક્ષ અનુભવ એનાથી ઊલટો જ પુરાવો આપે છે. આપણે જોઈએ છીએ કે જગતમાં પ્રભુતા નથી એટલું જ નહિ એમાં અસત્ય છે, આપત્તિઓ તથા અજ્ઞાન છે, દુઃખ શોક વગેરે છે; એટલે પ્રભુતા દિવ્યતા વગેરે આધ્યાત્મિક પૂર્ણતા ભાવિમાં સિદ્ધ થનાર અનુભૂતિ છે એમ કહી શકાય. એટલે કે અત્યારે અપ્રગટ રૂપે અંતર્હિત રહેલી દિવ્યતા પ્રગટ થાય એ માનવજાતિના ક્રમવિકાસનો—તેની સમુત્ક્રાંતિનો ઉદ્દેશ હોવો જોઈએ. આવી એક ચેતનાવસ્થામાંથી બીજીમાં સંક્રમણ યાને ઉત્ક્રમણ થતું આપણે જંતુસૃષ્ટિની કેટલીક જાતિમાં જોઈ શકીએ છીએ. છપગ પગે ચાલતું—લગભગ પેટે ઘસડીને ચાલતું—જંતુ માટીના ઘરમાં પુરાઈ રહીને સંપૂર્ણ પતંગિયું બની જાય છે અને હવામાં ઊડનાર તરીકે બહાર પડે છે. જાગ્રત અભીપ્સાવાળું માનવ પ્રાણી તો પોતાની ઊંચી શક્યતાનો ખ્યાલ પણ કરી શક્તું હોઈ એને માટે ઊંચી દિવ્ય સ્થિતિમાં આરોહણ કરવું જરૂર, શક્ય હોવું જોઈએ.

આ ભાવિ પૂર્ણતા માટેની તૈયારી બે રીતે થઈ શકેઃ એક રીત એ કે માનવ પ્રકૃતિ પોતાના પ્રયત્ન વડે પોતાની શુદ્ધિ કરે-નિરહંકાર અને નિષ્કામ બને અને એ રીતે દિવ્યતા માટે પોતાની જાતને અધિકારી બનાવવાના પ્રયાસો કરે. બીજી રીત એ હોઈ શકે કે માનવથી ઊંચે—ઊર્ધ્વમાં—રહેલી દિવ્યતા

યાને પ્રભુતા માનવ પ્રકૃતિમાં નીચે ઊતરે અને ત્યાં પોતાનો પ્રકાશ કરે. આ બે રીતોનો સમન્વય અશક્ય નથી. કોઈ વિશિષ્ટ માનવ પ્રકૃતિ પોતાની જાતને દિવ્યતા માટે અધિકારી બનાવે અને એવી અધિકારી માનવ ચેતનામાં દિવ્યતાનું અવતરણ થાય. પણ આ તો અવતાર થાય તો કેવી રીતે થાય તેના વિષેની વિચારણા થઈ. પરન્તુ આ બે જ પદ્ધતિઓ શક્ય છે એવું પણ નથી. પણ આપણે તો અત્યારે અવતારની શક્યતા વિષેના વિચારોની સ્પષ્ટતા કરવા માગીએ છીએ.

## અવતારવિષયક વિચિત્ર ખ્યાલ

લેખકનો અવતાર વિષેનો ખ્યાલ વિચિત્ર છે. અવતાર થાય તો ઈશ્વર ખતમ થઈ જાય, ઈશ્વરનું ઈશ્વરત્વ પરવારી જાય, કાંઇ જ પછીથી બાકી રહે નહિ એવો ખ્યાલ લેખકનો છે. પણ અવતારનો એ ખ્યાલ સાચો નથી. ઉ. ત. બધું જ બ્રહ્મ છે; એક, પરમ, નિત્ય, શાશ્વત, શુદ્ધ, જ્ઞાનમય, શક્તિમય તત્ત્વ છે, વસ્તુ છે, એ સિદ્ધાંત છે. એમાં અન્ન છે, પ્રાણ છે, મન છે, એ પ્રત્યેક 'પાદ' ગણાય છે:—પાયરી ગણાય છે, બ્રહ્મના પ્રાકટ્યનાં પગથિયાં ગણાય છે. જેમ અન્ન, પ્રાણ, મન છે તેમ એનાથી ઉપર પણ બ્રહ્મની પાયરીઓ છે. હવે બ્રહ્મરૂપે સઘળું એક હોવા છતાં આપણે એની પદવીમાં,—પાયરી યાને પગથિયાંમાં ચડતાઊતરતાપણું જોઈએ છીએ એ હકીકત છે. અન્નબ્રહ્મ શરીરમાના ટકાવવા માટે અનિવાર્ય છે અને એમ આપણે આહાર લેતાં અન્નબ્રહ્મને નમસ્કાર કરીએ પણ ખરા. પરંતુ પ્રાણ અને મનનો આવિર્ભાવ વધારે ઊંચો ગણાય છે અને સકારણ ગણાય છે, કારણ કે આપણે પોતે માનવ તરીકે ગતિમાન ચેતના છીએ. વિકાસશીલ પિંડ છીએ, પ્રગતિમાન જાતિ છીએ. એટલે આપણી માનસિક ચેતનાથી ઊર્ધ્વમાં જે પાયરી હોય તેની પ્રાપ્તિ તરફ આપણી દૃષ્ટિ રહે, આપણા પ્રયત્નો દોરાય એ જ સ્વાભાવિક છે. એ પ્રમાણે આપણાથી ઊર્ધ્વમાં રહેલી દિવ્ય ચેતના પ્રગટ કરવા માટે આપણે માનસિક ચેતનામાં રહીને સતત પ્રયત્ન કરતા રહ્યા છીએ.

પણ અન્ન, પ્રાણ અને મન એ ત્રણ દ્વૈતની એટલે કે અવિદ્યાની ભૂમિકાઓ ગણાય છે, જ્યારે મનથી ઉપરની બ્રહ્મની પાયરી જ્ઞાનમય, વિદ્યામય—દિવ્ય ગણાય છે.

અન્નમય બ્રહ્મ પોતે આમ સ્થૂલ દૃષ્ટિએ જોઇએ તો પણ અનંત લાગે છે, તો પ્રાણમય જગત જોઇએ તો તેનો પણ પાર નથી—મનોમય

જગત પણ અનંત છે—આ બધાં અસીમ, અનંત હોવા છતાં આપણે જોઈએ છીએ કે બ્રહ્મ ખતમ થઇ જતો નથી, ખૂટી જતો નથી; એવું તળિયું આવી જતું નથી; ઊલટું, કોઈ અનંત કમળના પુષ્પની પેઠે એની પાંદડીઓ ઊર્ધ્વમાં, વધારે ને વધારે ઊંચે ખીલતી જાય છે અને જે નવો નવો ઉન્મેષ જાગે છે તે અત્યાર સુધી પ્રગટ થયેલા વિશ્વ કરતાં કાંઇ ઓર જ પ્રકારનો, અનેરો, વધુ દિવ્ય હોય છે. અન્ન કરતાં પ્રાણ કેટલી ય બાબતમાં શ્રેષ્ઠ છે, તો પ્રાણ કરતાં મન વળી જુદી જ અનુપમતા અને શક્યતાઓ દર્શાવે છે.

એ જ પ્રમાણે મનથી પર રહેલી પાયરી કોઈ ઓર વધારે દિવ્ય, વધારે જ્ઞાનસંપન્ન, શક્તિ-પુર, સત્ય ચૈતન્યવાળી અને ઋત-ચિત્ અને સત્ય સંકલ્પ-વેદની ભાષામાં કવિક્રતુચેતના છે. એમાં અવિદ્યા નહિ હોય; એ કારણે જ્યારે એ પૃથ્વી પર પ્રગટ થશે ત્યારે જીવનનાં અત્યારે વ્યાપક એવાં દ્વૈતભાવનાં પરિણામો દૂર થઇને અદ્વૈતની અનુભૂતિનાં પરિણામો જીવનમાં પ્રત્યક્ષ થઈ શકશે, એમ માનવું સકારણ લાગે છે, અને એમાં આપણા કોયડાઓનો ઉકેલ રહેલો છે.

પણ એ કાર્ય-એટલે કે મનથી પર રહેલી દિવ્ય ભૂમિકાને પ્રાપ્ત કરવાનું કાર્ય-ઘણું અઘરું છે. અને નીચેની પાયરીઓમાં જેમ જડમાં પ્રાણ પ્રગટે છે, પ્રાણ તથા જડના સંબંધવાળા દેહમાં જેમ મન યાને માનસિક ચેતના પ્રગટ થાય છે, તેમ આપણા માનસિક, પ્રાણમય અને અન્નમય દેહમાં એ દિવ્ય ચેતના પ્રગટ થાય એ જ સ્વાભાવિક ગણાય. પરંતુ દ્વૈત ભાવવાળી માનસિક ચેતના અજ્ઞાનને વશ છે. આ ઊર્ધ્વમાં રહેલી ચેતના દિવ્ય છે, જ્ઞાનમય છે, પ્રભુત્વવાળી છે. માનવની મનોમય ચેતના પોતાની શારીરિક જડતાની, તેના પ્રાણની આસક્તિની, કામનાની, અહંકારની, "હું સાત્વિક છું," "નીતિમાન છું." "જાણી શકું તેમ છું" એવા સાત્વિક અહંભાવની પુરકેલી દૂર કરવામાં ફતેહમંદ થતી નથી. એટલે ઊર્ધ્વમાં રહેલી દિવ્યતા અવતારરૂપે માનવતામાં બંધનો સ્વીકારીને તેને કેવી રીતે વટાવી શકાય તે બતાવે છે, નવો રસ્તો પાડે છે, માનવને તેની ઊંચામાં ઊંચી શક્યતા દર્શાવે છે.

આમાં પ્રભુ ખતમ થઇ જવાનો, પરવારી જવાનો ખ્યાલ જ

અસ્થાને છે. આપણા લેખક एकांशेन स्थितो जगत्-એ ગીતાના શ્લોકનું અવતરણું આપીને પોતાનું વિધાન પુરવાર કરતા લાગે છે એના કરતાં "મને આ વિચાર જ પસંદ નથી" એમ કહી દીધું હોત તો વધારે ઠીક થયું હોત; કારણ કે ગીતામાં વિભૂતિ અને અવતારનું જે વિચારપૂર્વક વિધાન છે તેમાંથી એક શ્લોક ને એક પાદ લઇને બાકીના બધાને કચરાની ટોપલીમાં ફેંકી દઈ શકાય નહિ એ દેખીતું છે. એ ચરણનો અર્થ તો માત્ર એટલો થાય છે કે આ સમસ્ત વિશ્વ, તેમાં પ્રગટ થતી વિભૂતિઓ અને જે જે શ્રીમદ્ અને ઊર્જિત છે એ સઘળું પ્રગટ કરવા છતાં પ્રભુની પૂર્ણતામાં, તેની પરાત્પરતામાં, તેની અબાધતામાં લગારે બાધ આવતો નથી पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते । પૂર્ણસ્વરૂપ પરમાત્મામાં પૂર્ણતા પ્રગટાવનાર વિભૂતિઓ અને અવતારો થાય તો પણ તેનું પૂર્ણ સ્વરૂપ પૂર્ણ જ રહે છે! એમાં અવતારનો ઇન્કાર, અભાવ કે અશક્યતા આવતી જ નથી.

## ઈશ્વરની બાદબાકી!

ઉપર જણાવેલો ઈશોપનિષદનો મંત્ર લેખકના અવતાર વિષેના ગણિત ઉપર રચાયલા ખ્યાલનો સચોટ રદિયો આપે છે. લેખક એમ માનતા જણાય છે કે ઈશ્વરની દિવ્યતામાંથી અવતાર પ્રગટે એટલે એટલી બાદબાકી થાય!! પરંતુ આપણી મર્યાદિત બુદ્ધિના ખ્યાલ, આપણું સાન્તનું ગણિત, અનંતને લાગુ પાડવામાં જ બુદ્ધિ ભૂલ કરે છે. પાંચને સાતે ગુણીએ તો ૩૫ આવે છે, પણ અનંતને અનંત વડે ગુણીએ તો અનંત આવે છે. અનંતતા માનસિક વસ્તુ નથી, પ્રભુની એ સહજ અવસ્થા છે, પરમાત્માનો છૂટો ન પાડી શકાય એવો ગુણ છે.

બીજી વસ્તુ ગીતા ભારપૂર્વક રજૂ કરે છે તે વિભૂતિ અને અવતાર વિષેની છે. અહીં ગીતાનો આધાર એટલા માટે ટાંકું છું કે આ આખા પ્રશ્ન વિષે આર્યદર્શનનું દૃષ્ટિબિંદુ વાંચનારના સમજવામાં આવે. આ અવતારતત્ત્વનો સ્વીકાર હિંદુ સંસ્કૃતિની અનોખી વિશિષ્ટતા છે, એમ મને લાગે છે. એને લઈને મૂર્ખાઈભરેલા વહેમો પોષાયા હશે પણ, એની પાછળ રહેલું તત્ત્વ મને તો માનવની ઉન્નતિને માટે ખૂબ ઇષ્ટ લાગે છે. એને લઇને દિવ્યતા કોઈ વાર હાસ્યાસ્પદ બની હશે પણ તેથી એનો સદંતર ઇન્કાર કરવો કે સિદ્ધાંત તરીકે એનો અસ્વીકાર કરવો મને આવ-

શ્યક લાગતો નથી. માણુમ પણ છે. "જ તેનું" છે, એમ વારંવાર કોળી-કોળીને પોકારીને કદાચ આપણે એની પાશવતાને તો દઢ નથી કરતા એની આપણને ખાતરી છે ? તો દૂર, સદૂર, કોઈ અપ્રાપ્ય ઊર્ધ્વલોકમાં વસતો પ્રભુ આપણા જ અંતરમાં વસે છે એમ જાણવું એટલું જ નહિ પરંતુ તેની દિવ્યતા સહિત તે આપણી ક્ષુદ્ર, પામર પૃથ્વી ઉપર પ્રગટ થાય એ માન્યતામાં અસંભવતા નથી એટલું જ નહિ પરંતુ અમુક પ્રકારની ધૃષ્ટતા અને સુંદરતા પણ લાગે છે દેહસુખ, ભોગવિલાસ, સ્વાર્થ, અહં, કામનાઓ વગેરે અજ્ઞાનની અનેક પ્રવૃત્તિઓને વાસ્તવિક માનીને માનવ જીવનયાત્રામાં અટવાયા કરે છે ત્યારે પ્રભુને છેક નજીક લાવનાર મનોદશા એને ગેરલાભ જ કરશે (અવતારની વાસ્તવિકતા બાજુ પર મૂકતાં) એમ માનવાને કાંઈ ખાસ કારણ નથી.

## દિવ્યતા એટલે શું ?

અવતારવાદના સિદ્ધાંતને વધારે વિશદ કરવાની જરૂર છે, પરંતુ એને માટે પ્રથમ તો આપણે "દિવ્યતા" "ઈશ્વર" વગેરે વિષેના વિચારોને વધારે સ્પષ્ટ કરવા પડશે. આપણું મન દિવ્યતા' કે 'ઈશ્વરત્વ' વિષે જે કલ્પના કરે છે, જે સમજૂતી ઊભી કર છે અથવા તો જે જ્ઞાન કે અનુભવ પ્રાપ્ત કરે છે તે મોટે ભાગે તો એ વસ્તુઓનું માનસિક જ્ઞાન જ હોય છે. આપણું મન અનુમાન, તર્ક વગેરેનો આશ્રય લઈને એ વિષેનું કાંઈક જ્ઞાન જરૂર મેળવી શકે છે. પરંતુ એ સાચુ કે સંપૂર્ણ જ્ઞાન હોતું નથી. ઉ. ત. મનના દિવ્યતાના ખ્યાલમાં સર્વ મર્યાદાઓને વટાવી જવાની શક્તિ, સર્વ પ્રચલિત નિયમોને ભંગ કરવાનુ સામર્થ્ય કે હ્રદ, કર્તું, અકર્તું, અન્યથાકર્તું સમર્થ–એવી કોઈ વ્યક્તિની કે ચેતનાની કલ્પના એમાં આવે છે. પણ સાચી 'દિવ્યતા' કેવળ માનસિક વસ્તુ જ નથી હોતી એ બાબત ધ્યાન બહાર રહી જાય છે. દિવ્યતાનો એ ખ્યાલ અપૂર્ણ હોઈ ઘણો ગ્રામ્ય પણ છે. દિવ્યતામાં અતળક શાંતિ, અતટ સમતા, નિશ્ચલ નીરવતા, સર્વવ્યાપિતા, અનંતતા, જ્યોતિર્મયતા, પ્રસન્નતા, આનંદાનુભૂતિ વગેરે અનેક આધ્યાત્મિક તત્ત્વો હોય છે કોઈ એમ કહે કે આ દિવ્ય સંપત્તિ તો વિશુદ્ધ થયેલ મનની સંપત્ત છે તો એ માણુસને આધ્યાત્મિક સત્યનો હજી અનુભવ થયો નથી એમ જાણવું, કારણુ કે આ પ્રભુની દિવ્ય ચેતનાની સ્વયંભૂ ગુણસંપત્તિની અસર જ્યારે અધિકારી માનસ પ્રભુના સંસર્ગમાં

આવે છે ત્યારે તેના ઉપર પડે છે, અને પરિણામે મન, પ્રાણ અને દેહ સુદ્ધાં પોતપોતાની ભૂમિકા ઉપર, પોતપોતાની રીતે એ દિવ્ય તત્ત્વોનો અનુભવ મેળવી શકે છે, પરંતુ એ દિવ્યતા મનમાં ઉદ્‌ભવતી નથી અને મનમાં મર્યાદિત પણ નથી.

અવતારને ઓળખવા માટે કશી બાહ્ય નિશાનીઓ આપવામાં આવી નથી. 'જન્મ' અને 'કર્મ' એ બંને માનવને સામાન્ય રીતે અવિદ્યામાં પાડનારી કે અવિદ્યામાંથી ઉદ્‌ભવતી ક્રિયાઓ ગણાય છે. એ બંને અવતારની બાબતમાં "દિવ્ય" હોય છે. અર્થાત્ પોતે કોઈ દિવ્ય ચેતના છે—પોતે સામાન્ય માનવ નથી—એવું ભાન અવતારને હોવું આવશ્યક છે. એમાંથી પ્રગટ થતાં કર્મો પણ 'દિવ્ય' હોય એ સ્વાભાવિક છે. 'સ્થિતપ્રજ્ઞ'ની જે વ્યાખ્યા ગીતામાં આપી છે તે જોતાં જણાશે કે એક પણ બાહ્ય નિશાની કે લક્ષણ તેમાં નથી. 'અવતાર'ની બાબતમાં પણ કાંઈક એવું જ છે. અવતાર શા માટે થાય છે તેના હેતુમાં "ધર્મની ગ્લાનિ" થવાને પરિણામે જ્યારે અધર્મનો વિજય થવાનો ભય ઉપસ્થિત થયો હોય છે ત્યારે ધર્મની, એટલે કે માનવની ઊર્ધ્વગતિના માર્ગની સંસ્થાપના માટે અવતાર થાય છે એમ ગીતામાં કહ્યું છે; અને એ એકમાત્ર જ કારણ છે એવું સમજવાની જરૂર નથી. અવતારના આવિર્ભાવમાં બેવડા હેતુનો સમાવેશ પણ થાય છેઃ અમુક બાહ્ય કાર્ય અને કેટલુંક અંતર-ચેતનાનું કાર્ય. બાહ્ય કાર્યમાં સમાજની—માનવજાતિની ઊર્ધ્વગતિનાં ધોરણોને જાળવી રાખવાનું યા તો નવાંનું સ્થાપન કરવાનું કાર્ય આવે છે. એટલે કે સમાજમાં અધોગામી શક્તિઓનું પરિબળ જામ્યું હોય તો તેમનો વિનાશ કરીને કે તેમનો પરાજય કરીને, ઊર્ધ્વગામી શક્તિઓનું વર્ચસ્વ સ્થાપવાનું કાર્ય અવતાર કરે છે. તે ઉપરાંત આંતર જીવનમાં જે લોકો પ્રગતિ કરી રહ્યા હોય તેમને પોતાની અભિવ્યક્તિ વડે કૃતાર્થતા સાર્થકતા, પ્રાપ્ત કરાવવી એ પણ તેનો ઉદ્દેશ હોય છે. અવતાર તરીકે અવતારને ઓળખનાર એમના જીવન દરમિયાન ઘણાં ઓછાં માણસો હતાં એમ જણાય છે. રામચંદ્રના કે શ્રીકૃષ્ણના જીવનગાળામાં એમને અવતાર તરીકે ઓળખનાર ઘણા જ ઓછા લોકો હતા.

પરંતુ આજની આપણી દૃષ્ટિએ જોતાં અવતારનું સૌથી મુખ્ય કાર્ય, સૌથી અગત્યનું કાર્ય એ છે કે અજ્ઞાન માનવતામાં તે દિવ્યતાની કેવળ શક્યતા નહિ પરંતુ એની પ્રત્યક્ષ અભિવ્યક્તિ જીવનમાં કરી બતાવે છે. આમ

તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોતાં સઘળું દિવ્ય છે, કારણ કે સઘળું બ્રહ્મનું જ સ્વરૂપ છે. સોનાના અનંત સિક્કાઓ ઉપર મેલ, રંગ, તેલ, કચરો વગેરે લાગીને તે એવા થઈ જાય કે તે સોનાના છે એમ ઓળખવું પણ મુશ્કેલ થઈ પડે. આવી આપણી માનવતાની અત્યારે સ્થિતિ છે. એનામાં રહેલું દિવ્યત્વ જોઈ શકાતું નથી. અવતારની બાબતમાં માનવતાના સિક્કાની છાપની પાછળ સુવર્ણ ઝગઝગાટ કરતું સ્પષ્ટ જણાય છે.

## અવતાર, પુરાણો ને ઉપનિષદોમાં

એ પ્રકારની દિવ્ય ચેતનામાંથી ઉદ્ભવતાં કામોનાં બાહ્ય સ્વરૂપ કેટ-કેટલાં જુદાં હોય છે તેનો કાંઈક ખ્યાલ આપણને મહાભારત અને ભાગવત-માંથી મળી શકે તેમ છે. નીતિના આગ્રહી ઉપાસકો પોતાની માનેલી નીતિ પ્રમાણેનાં કામોને જ "સારાં" કહે અને તે સિવાયનાં અવતાર જેવાનાં કાર્યોને પણ 'અનીતિમાન' કે 'ખોટાં' કહે તેથી તો માત્ર એટલું જ પુરવાર થાય કે માનવની નીતિની ભાવના તેની ચેતનાને અમુક દિશામાં મર્યાદિત કરે છે. ત્રિકાલાબાધિત નીતિ, બાહ્યાચાર વડે જાણી શકાય એવી હજી સુધી જાણવામાં આવી નથી; અને મૂળ પ્રશ્ન વિચારવાનો એ પણ છે કે નીતિ પોતે કેટલે અંશે પૂર્ણ છે.

દિવ્યતા જીવનમાં પ્રગટે તો કેવું રૂપ ધારણ કરે એ વિષે ઉપનિષદમાં બ્રહ્મજ્ઞાની વિષેના વર્ણનમાંથી આપણને કાંઈક સૂચન મળે છે-एतं ह वाव न तपति किमहं साधुना करवम् । किमहं पापमकरवम् ॥

જેણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે "મેં કયું સાધુ કાર્ય નથી કર્યું, કયું પાપકર્મ કર્યું છે એવો સંતાપ કરતો નથી." અર્થાત્ મનનાં ઉપજાવેલાં, માનસિક જીવનની અને તેનાં ધોરણોની હદ પર્યંત અતિ ઉપયોગી, એવાં મૂલ્યોને તે વટાવી જાય છે. એનાં કર્મો કોઈ અસલ ચૈતન્યની-મનથી ઉપરની સત્યની-ભોમમાંથી ઉદ્ભવે છે, જ્યાં સારાનરસાનાં મનનાં ધોરણો લાગુ પડી શકતાં નથી. અને છતાં એ કાર્યો કોઈ પરમ દિવ્ય સંવાદમાંથી, કોઈ અપાર્થિવ શક્તિનાં આંદોલનમાંથી, જ્ઞાનની કોઈ અલૌકિક જ્યોતમાંથી જન્મતાં હોય છે. એટલે કોઈ પણ બાહ્ય ધોરણે એનો નિર્ણય ભાગ્યે જ

* "The enlightened sage whose whole being is radically altered–he starts to reveal the divine in the human life and the world."

શકે. હા, એનાં કાર્યોમાં ક્ષુદ્ર 'અહં'નો સંતોષ, કામનાની તૃપ્તિ, કે વાસના યા મહત્વાકાંક્ષાનું પ્રેરક બળ નહિ હોય એમ આપણે ખાતરીબંધ માની શકીએ અને માગી પણ શકીએ.

## શ્રીકૃષ્ણના જીવનમાંથી ઉદાહરણ

અવતારનાં કાર્યોનાં બાહ્ય સ્વરૂપ કેવાં જુદાં જુદાં હોય છે તે શ્રીકૃષ્ણના જીવનમાં આપણને જોવા મળે છે. મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણ નેતા થવાનું-સર્વજનનું આકર્ષણ કરે એવું કામ પસંદ કરતા નથી. અર્જુનનાં સારથીનું કામ પસંદગી પામે છે. જરાસંધ લડવાનું કહેણ મોકલે છે ત્યારે તેનો પડકાર ઝીલવાને બદલે ભીમ મારફત એનો વિનાશ કરવામાં આવે છે. કાળયવન સામે યુદ્ધમાં ઊતરીને નાસી જતાં શ્રીકૃષ્ણને જરા પણ ક્ષોભ થતો નથી કે શરમ આવતી નથી, નિદ્રાવશ મુચુકુન્દની જાગ્રત દૃષ્ટિના અગ્નિ વડે કાળયવનને ભસ્મ કરાવતાં એમને નીતિ નડતી નથી, તો, રાજસૂય યજ્ઞમાં યુગના ઉત્તમોત્તમ પુરુષ અગ્રિમ પુરુષ તરીકે અંજલિ લેતાં નમ્રતાપૂર્વક પોતાની અયોગ્યતા જાહેર કરવાનો ઉપચાર તે કરતા નથી. શિશુપાળની ગાળો તે શાંતિ અને સમતાપૂર્વક સાંભળી રહે છે, પણ છેવટે "જા તને ક્ષમા આપું છું" એવી ઉદારતા કે દયા આચરતા આપણે તેમને જોતા નથી. તો વળી, ગુસ્સે થયેલા ભૃગુઋષિએ શયનગૃહમાં પ્રવેશીને છાતીમાં લાત મારી ત્યારે પોતાની કઠણ છાતીને લઈને ઋષિને વાગ્યું તો નથી ને એવી નમ્રતા આચરીને અભિમાની ઋષિને અસરકારકરીતે શરમાવે છે અને બોધ પણ આપે છે. જેને એમ કહેવું હોય કે શ્રીકૃષ્ણમાં કોઈ પ્રકારની દિવ્ય ચેતના હતી જ નહિ તો તેને માટે આ વિચારો નકામા જ ગણાય. કારણ કે શ્રીકૃષ્ણનું જીવન દિવ્ય ચેતનાનો આવિર્ભાવ કરનાર અવતાર તરીકે આપણી સંસ્કૃતિમાં અંકાયું છે.

અજ્ઞાની માનવનો કષ્ટસાધ્ય એવો છતાં જન્મસિદ્ધ હક્ક દિવ્યતાની પ્રાપ્તિ ભલે હોય પરંતુ માનવને પોતાના પ્રયત્નમાં ટેકો આપે, એની શ્રદ્ધાને ટકાવે. એવું કાંઈક તો એને જીવનમાં પ્રત્યક્ષ દેખાવું જોઈએ, વિભૂતિના પ્રકારો ગણાવી ગીતા માનવની દિવ્યતાની શક્યતાને પોષે છે એટલું જ નહિ પરંતુ હું ધારું છું કે સાથે સાથે "દિવ્યતા" તે માનવાનું ધોરણ માનસિક નથી, માનવ માની શકે એવાં મૂલ્યોમાં જ પ્રગટ થવાને દિવ્યતા બંધાયલી નથી; એમ પણ તે પુરવાર કરે છે. દિવ્યતાને તો એક વૃક્ષ પીપળો, એક નદી-ગંગા,

એક પર્વત !—હિમાલય અરે ! માનવ જેને ક્ષુદ્ર ગણે એવી કોઈ નિર્જીવ વસ્તુ પણ પોતાની અભિવ્યક્તિ કરવાને પૂરતી હોય છે. આમ જોતાં જણાશે કે અચિત્‌થી માંડીને પરાચિતિ સુધી જડથી આરંભીને દેવતાઓ સુધી દિવ્યતાનું પ્રાકટ્ય થઈ શકે છે. આ દિવ્યતાના આવિર્ભાવનું માનવનું જ્ઞાન, એનું ધોરણ એની દૃષ્ટિ વગેરે ખૂબ જ અપૂર્ણ, એકતરફી અને લગભગ બાલિશ જેવાં હોય છે.

## વિભૂતિ કેમ ઓળખાય ?

ત્યારે પ્રશ્ન થશે કે વિભૂતિની (વિશેષેણ ભૂતિની)-કસોટી સચેતનતાની માત્રા તો નથી લાગતી ત્યારે કસોટી કઈ છે? એ ખરું છે કે કોઈપણ બાહ્ય ધોરણ વડે પ્રભુની દિવ્ય વિભૂતિને ઓળખી શકાય નહિ અને વધારે ગૂંચવનારી મુશ્કેલી તો એ છે કે કેટલીક વિભૂતિને પોતે દિવ્ય છે એવું ભાન પણ નથી હોતું ! ઉ. ત. જ્યારે શ્રીકૃષ્ણે " પાંડવાનાં ધનંજયોઽસ્મિ " એમ કહ્યું હશે ત્યારે હું ધારું છું કે અર્જુન પોતે આશ્ચર્યચકિત થયો હશે. એટલે કે ગમે તેવા બાહ્ય દેખાવની પાછળ રહીને સજ્ઞાનપણે કાર્ય કરતી કોઈ દિવ્યતા તે વસ્તુને વિભૂતિ ગણવાની અધિકારી બનાવે છે.

અવતારવાદ વિષે એ પણ નોંધવું જોઈએ કે હિંદના માનસમાં કેવળ હિંદના સ્વીકારાયલા અવતારોને જ દિવ્ય તરીકે માનવામાં આવે છે એવું નથી. પ્રાચીન કાળમાં હિંદના આસ્તિક માનસે અનીશ્વરવાદી અને અવૈદિક દર્શનના આદ્યપ્રવર્તક ગૌતમ બુદ્ધને 'અવતાર તરીકે સ્વીકાર્યા હતા, તો આજનું પ્રગતિમાન હિંદુ માનસ સ્વામી વિવેકાનંદ, ઈસસ ક્રાઈસ્ટ વગેરેને પણ પ્રભુની દયાના અવતાર તરીકે ગણે છે, ચૈતન્યને પ્રભુપ્રેમના અવતાર તરીકે ગણે છે, મહાત્મા ગાંધીને અહિંસાની મહાન વિભૂતિ તરીકે બેશક ગણી શકીએ.

અવતાર વિષે ગીતામાં બે એટલાં સ્પષ્ટ વિધાનો છે કે તેનો પરિહાર થઈ શકે તેમ નથી. એક વિશ્વરૂપ તરીકે શ્રીકૃષ્ણનું વિરાટ-સ્વરૂપ જેમાં વિશ્વસંભવની પ્રવૃત્તિઓનું દિવ્ય વિશ્વાત્મા તરીકે પોતે સંચાલન કરે છે એ સ્વરૂપનો અર્જુનને સાક્ષાત્કાર થાય છે; બીજું પરાત્પર, પુરુષોત્તમસ્વરૂપ જે શ્રીકૃષ્ણ તરીકેની માનવ વ્યક્તિતા સાથે એક છે, તાદાત્મ્યવાળી છે, અને એ દિવ્યતાના અવતાર તરીકે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—" ક્ષરથી હું પર છું, અક્ષરથી પણ હું પર છું, હું પોતે પુરુષોત્તમ છું " અને

તેથી सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।—" સર્વ ધર્મોનો ત્યાગ કરી દઈને મારા એકલાને શરણે આવ."

## દિવ્ય જન્મકર્મ

વિશ્વરૂપ અને પરાત્પર એ બન્નેને શ્રીકૃષ્ણની દિવ્ય વ્યક્તિતાના તબક્કા ગણો કે ભૂમિકાઓ ગણો, યા તો શ્રીકૃષ્ણના વ્યક્તિત્વને એ બન્નેના આવિર્ભાવનો પાયો ગણો—પરંતુ એમાં અવતારપુરુષ તરીકે એમનો ઉલ્લેખ સ્પષ્ટ છે. વળી આ અસંદિગ્ધ વિધાનો સાથે જ્યારે ખાસ્સા ચાર અધ્યાયો વિભૂતિયોગ વગેરેના વિચારીએ છીએ, જેમાં जन्मकर्म च मे दिव्यम्–એવી વિશદ કોઈ પણ શંકા, સંદેહ, કે દ્વિઅર્થને જેમાં સ્થાન જ નથી એવી ઊક્તિઓ જોઈએ છીએ ત્યારે એટલું તો લાગે જ છે કે ગીતાના રચનારને મન આ જગત મિથ્યા માયા નહિ પરંતુ, પ્રભુના આવિર્ભાવનું ક્ષેત્ર છે.

જીવનનું મૂલ્ય જીવન તરીકે નથી, જીવનનું મૂલ્ય તેમાં પ્રગટતા માનસિક, નૈતિક, પરોપકારી કે કલ્યાણકારી આદર્શ વડે જ કેવળ માપવાનું નથી. જીવનનું અંતિમ મૂલ્ય, એની ઉત્તમોત્તમ ચરિતાર્થતા, તે કેટલે અંશે પ્રભુતાને પામી શકે છે અને કેટલે અંશે એ પ્રભુતાને જીવનમાં પ્રગટાવે છે તેના ઉપર રહેલું છે.

અહીં એ મુશ્કેલી પણ લેખકને નડી હોવાનો સંભવ છે કે અવતાર-પુરુષ મન, પ્રાણ તથા દેહનાં બંધનોનો– મની મર્યાદાઓનો સ્વીકાર કરે તેટલાથી જ એની પ્રભુતા પણ એટલી ઓછી જ થવી જોઈએ. આને માટે પ્રભુતાના અને તેના આવિર્ભાવ વિષેના અધકચરા ખ્યાલો જવાબદાર છે. મર્યાદાઓ હમેશાં ફરજિયાત જ હોવી જોઈએ એવો નિયમ નથી. મર્યાદાઓ સ્વેચ્છાપૂર્વક પણ સ્વીકારી શકાય છે. એટલું જ નહિ પરંતુ અમુક ખાસ હેતુ સાધવા માટે એવી મર્યાદાઓનો સ્વીકાર આવશ્યક પણ બને એ સમજી શકાય તેવું છે. એટલે દિવ્યતાનો આધાર વ્યક્તિના કે તેનાં કર્મોના બાહ્ય સ્વરૂપ ઉપર નથી રહેલો પરંતુ તેનામાં રહેલી ચેતના ઉપર છે. દિવ્ય ચેતનામાંથી પ્રગટે તે દિવ્ય, પછી તેનું બાહ્ય સ્વરૂપ ગમે તે હોય. કર્મની દિવ્યતાનો પણ માનવમાત્રનો ખ્યાલ ઘણો ગ્રામ્ય જેવો હોય છે એટલે પ્રકૃતિની મર્યાદાઓમાં પોતાની જાતને પ્રગટ કરનાર અનંતની માનવ બુદ્ધિને ગૂંચવી નાંખનારી પ્રક્રિયા તે સમજી શકતું જ નથી. એવી ચેતનાને પ્રત્યેક ક્ષણ શાશ્વતી હોય છે.

દિવ્યતા પ્રાપ્ત થઈ શકે એવી વસ્તુ હોય તથા માનવની સમુત્ક્રાંતિનો ઉદ્દેશ હોય તો એનો આવિર્ભાવ જીવનમાં રોજના કાર્યોમાં થયા વિના કેવી રીતે રહે? અને કર્મોના બાહ્ય સ્વરૂપ ઉપરથી તેમનું મૂલ્ય કરી આંકી શકાય નહિ. કર્મના આવા મૂલ્યનું ધોરણ અંતરમાં જ હોઈ શકે અને અંતરની ચેતનાવસ્થા ઉપર જ કર્મનું મૂલ્ય હોય તો એવી અવસ્થામાંથી ઉદ્ભવતું સાફસૂફીનું કાર્ય શા માટે 'દિવ્ય' ન બની શકે?

## પરિશિષ્ટ

[અવલોકન કરવામાં જે આધ્યાત્મિક દૃષ્ટિબિંદુઓ સ્વીકારવામાં આવ્યાં છે પરંતુ જેની વિસ્તારપૂર્વક વિચારણા અવલોકનમાં થઈ શકે નહિ તેના કેટલાક મુદ્દાઓ અહીં શ્રીઅરવિંદનાં પુસ્તકોમાંથી રજૂ કરવામાં આવે છે. એ મુદ્દાઓ સિવાય અવલોકન અધૂરું કશા આધાર વગર કોઈ સ્વીકૃત દૃષ્ટિબિંદુ વગર કરેલું લાગવાનો સંભવ છે. એટલે જગતના ત્યાગ વિષે, માનસિક આદર્શો વિષે, ઇશ્વર, સમષ્ટિ અને વ્યક્તિના સંબંધ વિષે, મોક્ષ શા માટે એમ કેટલાક મુદ્દાઓનું સૂચન માત્ર કરવા માટે આ ઉતારા આપ્યા છે. એ સંપૂર્ણ નથી તેમ સઘળા મુદ્દાઓ એમાં આવી જતા નથી, પરંતુ વિચાર કરવા માટે સામગ્રી પૂરી પાડે અને વાંચનારને શ્રીઅરવિંદના ગ્રંથોના અભ્યાસ પ્રત્યે પ્રેરે એ હેતુથી અહીં આપ્યા છે. ]

### મુક્તિ શા માટે?

આપણે મોક્ષ મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ એનું સૌથી વધારે સાચું અને વાસ્તવિક કારણ એ નથી કે મોક્ષ મેળવીને ( આપણે પોતે અંગત રીતે—વ્યક્તિ તરીકે) જગતનાં દુઃખ અને શોકમાંથી છૂટી જઈએ—જો કે એ મુક્તિ પણ આપણને મળશે ખરી પરંતુ એનું સાચું કારણ એ છે કે આપણે પરમપુરુષ તરીકે પ્રભુ સાથે, શાશ્વત સચ્ચિદાનંદ સાથે એક થઈ શકીએ. આપણે પોતે સિદ્ધિ એટલે કે પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે—ઊંચામાં ઊંચી આધ્યાત્મિક અવસ્થા માટે, શુદ્ધિ, જ્ઞાન, સામર્થ્ય, પ્રેમ વગેરે માટે—મથવાનું—મથવું જોઇએ—તેનું કારણ એ નથી કે આપણે પોતે અંગત રીતે દિવ્ય પ્રકૃતિનો ઉપયોગ કરી શકીએ, અથવા તો આપણે દેવ જેવા બનીએ, જો કે એ અવસ્થા પણ આપણે માટે શક્ય બનશે—પરંતુ એનું કારણ એ છે કે મુક્તિ અને પૂર્ણતાની પ્રાપ્તિ આપણી અંદર રહેલી પ્રભુની ઇચ્છાને મૂર્ત કરે છે—કૃતિમાં પ્રગટ થયેલ આત્માનું

-ચેતનતત્ત્વનું-ઉચ્ચમાં ઉચ્ચ સત્ય છે, આ વિશ્વના ક્રમેક્રમે, પ્રગતિ કરી રહેલા આવિર્ભાવનું એ અભીષ્ટ શિખર છે-તેનો ઉન્નત ઉદ્દેશ છે. દિવ્ય પ્રકૃતિ-મુક્ત પૂર્ણ અને આનંદભરી-વ્યક્તિમાં પ્રગટ થવી જોઈએ, જેથી કરીને તે વિશ્વમાં-સમષ્ટિમાં-પ્રગટ થઈ શકે."

('યોગનો સમન્વય')

માનવના આચરવા સર્વ નિયમો, આદર્શો, ધર્મોની અપૂર્ણતા

Essaya on the Gita. Second Series (Ch. 24).

"Human action is a thing full of difficulties and perplexities, tangled and confused like a forest with a few more or less obscure paths cut into it rather than through it; but all this difficulty and entanglement arises from the single fact that man lives imprisoned in the ignorance of his mental, vital and physical nature. He is compelled by its qualities and yet afflicted with responsibility in his will because something in him feels that he is a soul who ought to be what now he is not at all or very little, master and ruler of his nature. All his laws of living, all his dharmas must be under these conditions imperfect, temporary and provisional and at best only partly right or true. His imperfections can cease only when he knows himself, knows the real nature of the world in which he lives and, most of all, knows the Eternal from whom he comes and in whom and by whom he exists. When he has once achieved a true consciousness and knowledge, there is no longer any problem; for then he acts freely out of himself and lives spontaneously in accordance with the truth of his spirit and his highest nature. At its fullest, at the highest height of this knowle-

dge it is not he who acts but the Divine, the One eternal and infinite who acts in him and through him in his liberated wisdom and power and perfection,"

આધ્યાત્મિક પૂર્ણતામાં કર્મનો અને સમષ્ટિજીવનનો

સ્વીકાર-તેનું દૃષ્ટિબિંદુ

Essays on the Gita. Second Series. (ch. 24)

"This integral God-love demands too an integral work for the sake of the Divine in yourself and in all creatures. The ordinary man does works in obedience to some desire sinful or virtuous, some vital impulse low or high, some mental choice common or exalted or from some mixed mind and life motive. But the work done by you must be free and desireless; work done without desire creates no reaction and imposes no bondage. Done in a perfect equality and an unmoved calm and peace, but without any divine passion, it is at first the fine yoke of a spiritual obligation, KARTAVYAM KARMA, then the uplifting of a divine sacrifice; at its highest it can be the expression of a calm and glad acquiescence in active oneness. The oneness in love will do much more: it will replace the first impassive calm by a strong and deep rapture, not the petty ardour of egoistic desire but the ocean of the infinite Ananda. It will bring the loving sense and the pure and divine passion of the presence of the Beloved into your works, there will be an insistent joy of labour for God in yourself and for God in all beings. Love is the crown of works and the crown of knowledge."

સર્વ નિયમો અને ધર્મોમાંથી મુક્તિની શરત . . .

Essays on the Gita. Second Series (Ch 24)

"And when you are once able to do that sincerely, that will be the moment to renounce the initiation of your acts without exception into the hands of the supreme Godhead within you. Then you will be released from all laws of conduct, liberated from all dharmas. The Divine power and presence within you will free you from sin and evil and lift you far above human standards of virtue. For you will live and act in the absolute and spontaneous right and purity of the spiritual being and the divine nature. The Divine and not you will enact his own will and works though you, not for your lower personal pleasure and desire, but for thr world purpose and for your divine good and the manifest or secret good of all."

મુક્તિ શા માટે ?

"The truest reason why we must seek liberation is not to be delivered individually from the sorrow of the world though deliverance too will be given to us, but that we may be one with the Divine in Supreme, the Eternal. The truest reason why we must seek perfection, a supreme status, purity, knowledge, strength, love, capacity, is not that personally we may enjoy the Divine nature or be even as the gods, though that enjoyment too will be ours, but because liberation and perfection are the Divine Will in us, the biggest truth of self in nature, the ever intended goal of a progressive manifestation

in the Universe. The Divine Nature, free and perfect and blissful, must be manifested in the individual in order that it may manifest in the world."

## સમાજના સ્વાસ્થ્ય વિષે પ્રાચીન ભારતની કાળજી

## HINDU CIVIC LAWS

The following extracts from the writings of the most illustrious of the Hindu sages, Manu, Brihaspati and Vishnu are interesting.

"If a person, except under abnormal circumstances, throws unclean things on the public road, he should pay a fine of two KARSHAPANS and clean the road at once." "If it is done by a person in distress, or by one who is very old, or by a pregnant woman or by a child, he shall be reprimanded and made to clean the same."–MANU SAMHITA, Chapter IX Verses 282 & 283.

"If one intentionally obstructs roads and paths, by making a pit or planting trees or voiding excreta, he shall pay a MASAKA as fine." BRIHASPATI

"If one defiles the highway or a garden or a tank, he shall be fined a hundred PANAS and he must remove the filth." VISHNU SAMHITA Chapter V, Verse 106.

## શું જોઈએ છીએ–માનસિક પ્રગતિ કે બીજી જ કોઈ ચેતના?

ઉચ્ચ પ્રકારના જીવનની એ શક્યતા બુદ્ધિ જેમાં પ્રધાન છે એવા અત્યારના માનવ માનસની સુધારણા કરવામાં, વિશેષ ક્રિયાશક્તિ મેળવવામાં અથવા તો વધારે શુદ્ધ ચારિત્ર અને નૈતિક જીવન પ્રાપ્ત કરવામાં જ પરિસમાપ્ત થતી નથી. એ જીવનની (આધ્યાત્મિક જીવનની) શ્રેષ્ઠતા માનસિક વિકાસની ચોક્કસ ઉચ્ચતા પ્રાપ્ત કરવા ઉપર નહિ પરંતુ ભિન્ન પ્રકારની ચેતના પ્રાપ્ત કરવા ઉપર આધાર રાખે છે; તેનાથી આપણા જીવનની રીતિ

કેવળ બદલાય છે એટલું જ નહિ પરંતુ તેનો આખો પાયો જ સદંતર બદલાઇ જાય છે. જ્ઞાનયોગ ભાગ ૧; પા. ૮૭.

## સમષ્ટિના સ્વીકારનું દૃષ્ટિબિંદુ:

આપણે અત્યાર સુધીમાં સંસારનો જે વિચાર બાંધ્યો છે તે ઉપરથી તો વિશ્વજીવનનો હેતુ પૂર્ણ કરવા માટે બનતાં લગી, અર્થાત્ જ્યાં લગી આપણે માનવને અને પ્રભુને યત્કિંચિત્ પણ સહાયભૂત થઈ શકીએ ત્યાં સુધી તો, દુનિયાનો ત્યાગ કરવો જોઇએ નહિ એ સ્પષ્ટ છે. આપણે વિશ્વને સેતાનની શોધ અથવા તો આત્માની ભ્રાંતિરૂપ નહિ, પરંતુ પ્રભુનો જ દિવ્ય આવિર્ભાવ ગણીએ છીએ. અત્યાર સુધી તે અપૂર્ણ છે, કારણ કે તે આવિર્ભાવ પ્રગતિમાન અને ક્રમે ક્રમે વિકાસ પામનારો છે, એટલે, જીવનના ત્યાગને સંસારની ઉત્પત્તિના હેતુ તરીકે સ્વીકારી શકાય તેમ નથી. આપણે તો પ્રભુ સાથે આત્માનું અદ્વૈત સાધવું છે, પરંતુ સાથે સાથે માનવ જાતની એકતા પણ તેમાં સમાઈ જાય છે, અને આપણે એ બેને વિખૂટાં પાડી શકીશું નહિ. ખ્રિસ્તી ધર્મના શબ્દોમાં કહીએ તો પ્રભુનો પુત્ર ક્રાઇસ્ટ માનવ પુત્ર પણ છે; અને પૂર્ણ ખ્રિસ્તીપણું પ્રાપ્ત કરવા માટે પ્રભુત્વ અને માનવનાં બંને તત્ત્વો જરૂરનાં છે" અથવા આર્યાવર્તની ભાષામાં કહીએ તો આ વિશ્વ જેનું એક કિરણ માત્ર છે એવા દિવ્ય નારાયણ નરમાં આવિર્ભાવ પામે છે, અને તેનામાં સંપૂર્ણ સાર્થકતા સિદ્ધ કરે છે. તેથી નર-નારાયણ એ સંપૂર્ણ માનવતાનો આદર્શ છે." જ્ઞાનયોગ ભા. ૧. પા. ૮૮-૮૯.

## અહંનાં સ્વરૂપો—સેવા, પરોપકાર વગેરેની મર્યાદા

પરંતુ સઘળા વિરોધનું કેન્દ્ર તો "અહં" છે. એના એકેએક ગુપ્ત સ્થાનમાં અને એના પ્રત્યેક વેશમાં આપણે અહંનો પીછો પકડવો જોઇએ. તેને બહાર કાઢીને તેનો વિનાશ કરવો જોઇએ, એના છૂપા વેશો બેસુમાર હોય છે, અને જાતને છુપાવવા માટે એક એક ઝીણા તાંતણાને પણ તે બને ત્યાં સુધી વળગી રહેશે. પરોપકાર વૃત્તિ અને ઉદાસીનતા એ તો એના સૌથી સચોટ-કપટવેશો છે. એ વેશ ધારણ કરીને કેટલીક વાર તો તેનો શિકાર કરવાને નિયુક્ત ખુદ દૈવી દૂતોની દૃષ્ટિ સામે આવીને ભળવો જગવવાની તે ધૃષ્ટતા કરે છે. અહીં આપણને પરમ જ્ઞાનનું સૂત્ર ઘણું જ કામ લાગે છે. વિવિધ દૃષ્ટિબિંદુઓ સાથે આપણે કાંઇ લેવાદેવા

નથી, કારણ કે "હું", "તું" જેવું કાંઇ છે જ નહિ; ફક્ત એક જ પ્રભુ સર્વમાં સરખી રીતે વ્યાપી રહ્યો છે—વ્યક્તિમાં તેમ જ સમષ્ટિમાં. તેનો સાક્ષાત્કાર કરવો, તેની સેવા કરવી અને તેની સાર્થકતા સાધવી એ મુખ્ય બાબત છે. આત્મસંતોષ, પરોપકાર, ઉદાસીનતા, ભોગ વગેરે કાંઈ મુખ્ય બાબત નથી. એ પ્રભુની સેવા અને સાક્ષાત્કારને માટે બીજાઓ જેને સ્વાર્થી, અહંકારનું કાર્ય ગણે તેવું કાર્ય કરવું પ્રાપ્ત થાય તો તે આપણે કરવું જોઇએ, આપણા અંતરમાં જે દોરનાર છે તેના કહ્યા પ્રમાણે આપણે વર્તવું જોઇએ; માનવોના અભિપ્રાય પ્રમાણે નહિ. સંજોગો આપણા ઉપર ઘણી જ સૂક્ષ્મ રીતે અસર કરે છે. લગભગ અજાણતાં, આપણી આજુબાજુના માણસોની બાહ્ય દૃષ્ટિએ જે વેશ સારામાં સારો ગણાય એમ હોય તે ધારણ કરવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ, અને એ રીતે આપણા અંતરની દૃષ્ટિ ઉપર પડદો પડવા દઇએ છીએ. આપણે ગરીબાઇનું વ્રત ધારણ કરીએ છીએ, અથવા તો સેવાવ્રત સ્વીકારીએ છીએ યા તો ઉદાસીનતાનાં, ત્યાગનાં તથા નિષ્કલંક સાધુતાનાં બાહ્ય ચિહ્નો ધારણ કરીએ છીએ કારણ કે ચાલતી આવેલી પ્રણાલી અને પ્રચલિત અભિપ્રાય એવો દેખાવ કરવાની આપણી પાસે માગણી કરતાં હોય છે. એવો દેખાવ કરવાથી આજુબાજુની પરિસ્થિતિ ઉપર આપણે અસર કરી શકીશું એમ આપણને લાગે છે.–એ બધા વેશો આપણે ધારણ કરવા પણ પડે કારણ કે પ્રભુની સેવા કરવા માટેનો એ આપણો જરૂરી વેશ હોય, પરંતુ એમ ન પણ હોય એ બનવાજોગ છે. એ બાબતમાં બહારના માનવની દૃષ્ટિ કશા કામની નથી; આન્તર દૃષ્ટિ જ નિયામક છે, સર્વસ્વ છે.

જ્ઞાનયોગઃ ભા. ૧. પા. ૯૫, ૯૬

### "અહંતાનાં" સ્વરૂપો

અહંતામાંથી મુક્ત થવાની જે માગણી કરવામાં આવે છે તે કેટલી અધરી વાત છે તે ગીતાનો અભ્યાસ કરતાં આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. ક્ષત્રિયના અહંકારથી અને બળના મદથી અર્જુન યુદ્ધ કરવા પ્રેરાયો હતો. ત્યાર પછી નિર્બળતાની, વિષાદની, ઘૃણાની, મનને તથા ઇન્દ્રિયોને વિવશ કરી મૂકનારી દયાની ખોટી લાગણીથી એટલે કે વિરોધી પ્રકારની અહંતાથી તે યુદ્ધમાંથી તે પરાઙ્મુખ થયો; તેની ઈન્દ્રિયોમાં ક્ષોભ થયો,–કૌરવોને મારતાં એનો જીવ ચાલ્યો નહિ, પરંતુ એની એ દયા

જે વિચાર અત્યારની દુનિયાના વિચારોમાં અને નીતિની પદ્ધતિઓમાં અગ્રસ્થાન ભોગવે છે તે પણ એ પ્રશ્નનો સાચો ઉકેલ લાવી શકે તેમ નથી. માનવજાતિની પ્રગતિ ફરતાફરતી છાંયડીઓની લાંબી હાર જેવી છે, અને માનવ આત્માને તેમાં નિશ્ચયાત્મકતા અગર નક્કર જમીન દેખાતી નથી. વળી, સમગ્ર માનવજાતિની ચેતના પણ વ્યક્તિની ચેતના કરતાં વધારે સ્થાયી, વધારે શાંતિપ્રદ, આનંદમય, અને મુક્તિપ્રદ હોતી નથી. તે તો ઊલટી વધારે પીડિત, અશાંત અને તમાચ્છાદિત હોય છે. માનવને તેના જીવનમાં જ્ઞાન, શાંતિ, મુક્તિ અને ચૈતન્યની ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત થવાની હોય તો એટલું તો નક્કી જ છે કે તે વ્યક્તિથી અને સમષ્ટિથી પર એવી કોઈ ભૂમિકામાં જ પ્રાપ્ત થઈ શકે. વળી, માનવમાં પોતાની અહંતાની આહુતિ આપી સમસ્ત માનવજાતિની સેવા કરવાનો જે બળવાન અને વેગપૂર્ણ જુસ્સો પ્રગટે છે તેનું મૂળ પણ અહંતાની કે માનવજાતિની ચેતનામાં નથી, પરંતુ એ બંનેથી પર રહેલા કોઈ આધ્યાત્મિક, ગહન તત્ત્વનું તે પરિણામ છે. આપણે એ પરાત્પર આદિની શોધ કરવાની છે. એ અનંત, પરાત્પર, સત્ ચૈતન્યમાં સમષ્ટિની અને વ્યક્તિની અહંતાનો આવિર્ભાવ કેવળ ગૌણ છે.

—જ્ઞાનયોગ ભા. ૧. પા ૧૫૪.

### સમષ્ટિની પૂર્ણતાનું આધ્યાત્મિક સ્થાન

વ્યક્તિ અને સમષ્ટિ બન્ને પરાત્પર ઊર્ધ્વ ચૈતન્યનો આવિર્ભાવ છે. એટલે એમની પૂર્ણતાને પણ પરમ અનંત સત્તામાં કાંઈક વાસ્તવિક સ્થાન હોવું જોઈએ. ... ...

હવે આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે વ્યક્તિને અથવા તો માનવજાતિને અહંતાથી પર થવાનો માર્ગ તૈયાર કરી આપી તેમનાં સત્ય સ્વરૂપનું તેમને દર્શન કરાવવું તથા તેમાં જીવન ગાળતાં શીખવવું એના કરતાં માનવજાતિની વધારે મોટી સેવા અને તેની પ્રગતિનો વધારે સંગીન પાયો હોઈ શકે જ નહિ. એ પ્રયત્ન કરવામાં પણ સનાતન આત્માની શોધ કરવાથી જ સિદ્ધિ મળે છે. આધુનિક વિચારો અને આદર્શવાદ પરોપકારવૃત્તિથી પ્રેરાયલો સમાજની ઉન્નતિનો આદર્શ આપણી સમક્ષ મૂકે છે; તેની સિદ્ધિ માટે પશુ-પ્રકૃતિની ઉત્ક્રાંતિની ધીમી ગતિમાં મર્યાદિત ન રહેતાં સનાતન પરાત્પરની શોધ કરવી એ જ સારામાં સારો ઇલાજ છે.

—જ્ઞાનયોગ ભાગ ૧લો. પા ૧૫૬.

### વ્યક્તિ અને વિશ્વનો સંબંધ

"પરંતુ આત્મા અને જગત વચ્ચે સનાતન, ગાઢ અને વાસ્તવિક સંબંધ રહેલો છે; એ બેમાં કાંઇ ન વટાવી શકાય એવું અંતર નથી. આત્મા અને સ્થૂલ જગત–ચેતન અને જડ–એ બન્ને બરાબર ક્રમસર ગોઠવાય છે અસ્તિત્વની (જીવનની) સીડીનાં બે છેડે આવી રહેલાં બે પગથિયાં છે. એટલે એ બે વચ્ચે એવો વાસ્તવિક સંબંધ હોવો જોઇએ જેથી કરીને નિત્ય સનાતન બ્રહ્મ, આત્મસ્વરૂપે શુદ્ધ અને અવિકારી રહેવા છતાં, વિશ્વને પોતાનામાં ધારણ કરી શકે." —જ્ઞાનયોગ ભા. ૧. પા. ૧૭૫

સંપૂર્ણ આત્મપ્રાપ્તિ થવા માટે સાધકે આત્મા અને પરમાત્મા જોડે અદ્વૈત પ્રાપ્ત કરવું બસ નથી, પરંતુ ભૂતમાત્ર જોડે પણ તેણે તેવું જ અદ્વૈત સિદ્ધ કરવું જોઇએ. વ્યક્ત જીવનથી ભરેલું વિશ્વ તેમ જ માનવબંધુઓથી ભરેલું જગત આપણે પ્રથમ તજી દઇએ છીએ, કારણ કે આપણે એની જોડે અજ્ઞાનના બંધનથી બંધાયલા હોઇએ છીએ, અને ભેદભાવને વશ વ્યક્તિત્વને લીધે કાળમાં ઉત્પન્ન થયેલું 'અસત્ય' જીવનમાં વિરોધો, વિસંવાદો અને દ્વૈત ઉત્પન્ન કરવું હોય છે. પરંતુ સત્ય જ્ઞાન થયા પછી એ બે વચ્ચેનો સાચો સંબંધ આપણને માલૂમ પડે છે અને તેથી સર્વ પ્રાણીઓને અને પદાર્થને આત્માના સનાતન ચૈતન્યમાં આપણે સ્વીકારવા જોઇએ. અને તે પણ તેમના અને આપણા આત્માનું તાદાત્મ્ય જાણીને, નહિ કે પોતાની જુદી અહંપ્રધાન વ્યક્તિતા જાળવી રાખીને.

—જ્ઞાનયોગ ભા ૧, પા. ૧૭૬.

### પ્રભુ સાથે એકતા–માનવ પ્રભુ થાય તેનો ખરો અર્થ

આપણે કદાચ અનંતની વ્યાખ્યા ન આપી શકીએ, પરંતુ આપણે તેની સાથે અદ્વૈત તો સાધી શકીએ ખરા. ઘણીવાર એમ કહેવામાં આવે છે કે સાધક નિર્ગુણ, વ્યક્તિતાથી પર, ઇશ્વર સાથે તાદાત્મ્ય સાધી શકે પરંતુ તે સગુણ ઇશ્વર થઇ શકે નહિ. એ વિચાર કેટલેક અંશે સાચો છે, કારણ કે કોઇ પણ વ્યક્તિ, વ્યક્તિ તરીકે આખા વિશ્વની માલિક બની શકે જ નહિ, પરંતુ આપણી સત્‌–તાને આપણે સાકારમાં કે નિરાકારમાં ધારીએ ત્યારે લઇ જઇ શકીએ. અર્થાત્ આપણે એ બંનેમાં આપણા સ્વરૂપને પ્રાપ્ત કરી શકીએ. પરંતુ તેના માર્ગ જુદા જુદા છે......પ્રભુ પોતે સનાતન શાંતિ, સમતા અને નીરવતામાંથી પોતાની જાતને અનંત,

સ્વભાવ જ છે એ હું ત્યાર પછીના પરિચયથી જોઇ શક્યો. છેલ્લાં પચીશ-છવીશ વર્ષમાં અમે વારંવાર મળ્યા હતા. હું પાટણ જાઉં ત્યારે તો મળું જ. ૧૯૩૯માં ભરાયેલ હૈમસારસ્વતસત્ર પ્રસંગે અમે ઠીક સાથે રહેલા. વડોદરા રાજ્યના પુરાતત્ત્વખાતા તરફથી થતું ખોદકામ જોવા અમે સાથે ગયેલા. અથવા મને દેખાડવા તેઓ આવેલા એમ કહેવું જોઇએ. એ પ્રસંગે તેઓ શ્રી. ક. મા. મુનશીને મારી સાથે મળ્યા હતા અને ત્યારે સાચા દિલથી પ્રશંસા કરનાં મુનશીને કહ્યું હતું કે "પાટણની પ્રભુતામાં જે સ્થળે સરસ્વતી વહાવી. છે ત્યાં તો એ ત્યારે હોય કે ન હોય પણ આજે તો તમે અહીંના પંચાસર પાર્શ્વનાથમાં સરસ્વતીનો પ્રવાહ વહેવરાવ્યો." તે પછી પણ પાટણના આયુર્વેદ વિદ્યાલયમાં આયુર્વેદના ઇતિહાસ સંબન્ધી વ્યાખ્યાનો આપવા હું ગયો હતો ત્યારે અમે મળ્યા હતા. વળી ગુજરાતી સાહિત્યપરિષદના મુંબઇમાં ૧૯૨૬માં ભરાયેલા આઠમા સંમેલનમાં તથા ૧૯૩૩માં વડોદરામાં ભરાયેલ સાતમી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં અમે મળ્યા હતા.

## સાહિત્યક્ષેત્રે સમાગમ

પણ આ પ્રત્યક્ષ મેળાપ તો ગૌણ વસ્તુ છે. એની અપેક્ષાએ સાહિત્ય-ક્ષેત્રે વિચાર-વિનિમય ચર્ચા-ખંડનમંડન દ્વારા જે સમાગમ થતો તે જ વધારે મૂલ્યવાન છે.

પ્રાચીન સાહિત્યના તથા ગુજરાતના ઇતિહાસના સંશોધનમાં રામલાલ-ભાઈને વિશેષ રસ હતો અને મને પણ સંશોધનમાં સ્થાયી રસ. વળી પોતે જે કાંઇક હાથમાં લે તેમાં ઊંડા ઊતરીને તેનો અભ્યાસ કરતા. પરિણામે તેઓ જે લખે તે નિઃસાર ન હોય તેમ જ જેને એ વિષયમાં રસ હોય તેને એમનો લેખ જોયા વગર ન ચાલે; અને ગુજરાતમાં સંશોધનક્ષેત્રમાં કાર્ય કરનારાની સંખ્યા એટલી ઓછી છે કે કેટલાંક લખાણો સંશોધકોને પરસ્પર માટે જાણે લખાયાં હોય, એવાં થઈ જાય તો નવાઈ નહિ.

અને ખરેખર એવું બન્યું છે કે મારાં 'ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ' જેવાં પુસ્તકોનું અવલોકન એમણે લખ્યું છે અને એમનાં લખાણોનો મેં પુષ્કળ ઉપયોગ કર્યો *છે એટલું જ નહિ પણ એમનાં પુસ્તકોનું અવલોકન પણ કર્યું છે. વળી મારા મતોનું રામલાલભાઇએ વારંવાર ખંડન કર્યું છે

---

* રામલાલભાઇનાં લખાણોનો મેં કેટલો બધો ઉપયોગ કર્યો છે એનો ખ્યાલ મારા ઇતિહાસની ટીપો જોવાથી આવશે.

તેમ જ એમના મતોનું મેં વારંવાર ખંડન કર્યું છે. કવિ બિલ્હણ, જગદેવ પરમાર, સિદ્ધરાજનો સમકાલીન ચાહડ, કર્ણદેવ વાઘેલો વગેરે વિશે સામયિકોમાં ચાલેલી ચર્ચા તથા ઉપર કહેલા મારા પુસ્તકમાં એ ચર્ચા સંબંધી નિર્દેશો અમારાં પરસ્પર ખંડનમંડનનાં સચોટ ઉદાહરણો છે. પણ રામલાલભાઈનો મેં લાભ પણ ઠીક લીધો હતો. મારી કેટલીક શરતચૂકો એમણે પકડી પાડી હતી અને એ ઉપર મારું ધ્યાન ખેંચ્યું હતું ઉપર કહેલા મારા પુસ્તકના વિભાગ બીજાની અનુપૂર્તિમાં આના દાખલા છે.

## અન્વેષણમાં પ્રવીણ

રામલાલભાઈની આ સંશોધનશક્તિ ગુજરાતમાં ઠીક જાણીતી થઈ ગઈ હતી. કોઈ ઐતિહાસિક ચર્ચા વંટોળે ચડી હોય તો પક્ષવાદીઓ તરફથી રામલાલભાઈનો મત પોતાના પક્ષમાં મેળવવાનો પ્રયત્ન કરવામાં આવતો. પણ એમની સંશોધનશક્તિનો તથા આવા વિષયમાં પરિશ્રમ કરવાની વૃત્તિનો સરસ દાખલો તો છે ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) એ લખાવીને ૧૯૪૨માં પ્રગટ કરેલો 'દ્વયાશ્રય' કાવ્ય ઉપરથી એમણે તૈયાર કરેલો "મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ" નામનો નાનો પણ માહિતીથી ભરેલો ગ્રન્થ. તેમણે એ લખવામાં લીધેલી મહેનતના દાખલા તરીકે એક જ હકીકત નોંધવી પૂરતી થશે. તેઓ પ્રસ્તાવનામાં લખે છે તેમ એમની સૂચનાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાત, રાજપૂતાના, સિંધ, કચ્છ, કાઠિયાવાડ આદિના સર્વે ઑફ ઈન્ડીઆ શ્રેણીના લગભગ નેવું નકશા મોટા ખરચે મગાવ્યા હતા અને તેની મદદથી રામલાલભાઈ ખૂબ પરિશ્રમ કરીને 'દ્વયાશ્રય' કાવ્યમાં આવતાં કેટલાંક સ્થળનામોનો ખાસ નિર્ણય કરી શક્યા છે. તેમાં પણ 'જમ્બુમાલી નદી જેની પહેલાંના સંશોધકો શોધ કરી શક્યા નહોતા તેને રામલાલભાઈએ રાજકોટથી પૂર્વમાં પંદરેક માઇલ છેટે આવેલી જંબુરી નદી નામે શોધી કાઢી છે. (જુઓ એ પુસ્તક, પૃ ૬૭). એ છપાયા પછી કોઈ સંશોધકે એ વિશે કશો ઊહાપોહ કર્યો હોય એમ મારા જાણવામાં નથી. અને બધું જોતાં રામલાલભાઈનો નિર્ણય માનવામાં મને વાંધો લાગતો નથી.

## જ્ઞાતિસેવામાં વિદ્વત્તાનો વિનિયોગ

પોતાની વાયડાજ્ઞાતિનું ઋણ એના માહાત્મ્યનું 'વાયુપુરાણ' ભાષાં-

તર સાથે છપાવીને રામલાલભાઈએ ચૂકવ્યું છે. આ વાયુપુરાણ તે અઢાર મહાપુરાણોમાં જે ગણાય છે તે વાયુપુરાણ નથી પણ આ એક જ્ઞાતિ-પુરાણ છે. બીજી કેટલીક જ્ઞાતિઓનાં પણ આવાં માહાત્મ્યો કે પુરાણો મળે છે. આ પુરાણમાં વાયુદેવ અને તેના પુત્ર હનુમાનની ઉત્પત્તિની કથા છે. એના ઉપોદ્‌ઘાતમાં તેના રચનાકાળનો તથા વાયડ ગામનો તથા વાયડા-જ્ઞાતિના ઇતિહાસનો પણ પ્રસંગોપાત્ત વિચાર કર્યો છે. ગુજરાતના વાણીઆઓમાંથી મોઢ, નાગર, ઝારોળા, ખડાયતા, વાયડા વગેરે જ્ઞાતિઓ હાલમાં જૈનધર્મી નથી પણ મધ્યકાળમાં જૈનધર્મી હતી. એટલું જ નહિ પણ વાયડાજ્ઞાતિ ઉપરથી જૈનસંપ્રદાયનો વાયડગચ્છ નીકળ્યો છે, જે ગચ્છના કેટલાક અમરચન્દસૂરિ આદિ પુરુષો ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ થઈ ગયા છે.

રામલાલભાઈની સાહિત્યસેવા વિશે આથી વધારે વીગત નોંધવાની જરૂર નથી. ગુજરાતમાં ઇતિહાસસંશોધકો આંગળીને વેઢે ગણાય એટલા, તેમાં રામલાલભાઈનું શોભાભર્યું સ્થાન હતું. પૌરાણિક, પ્રબન્ધાન્તર્ગત તથા મૌખિક એ ત્રણેમાંથી કોઈ પણ જાતની દંતકથામાં ઐતિહાસિક તત્ત્વ કેટલું માનવું તેની વિચારણામાં રામલાલભાઈ અને મારી વચ્ચે દષ્ટિભેદ કહેવાય એટલો મતભેદ જરૂર હતો પણ એમનું સૌજન્ય અને સારલ્ય એવાં હતાં કે અમારી વચ્ચે કોઈ દિવસ જરા ય કડવાશ ઉત્પન્ન થઈ નથી એટલું જ નહિ પણ મૈત્રી અવિચ્છિન્ન રહી છે. અહીં જે શાંતિ એમનામાં હતી તે પરલોકમાં પણ સદા રહો.

પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# રાષ્ટ્રભાષા
## અને તેની લિપિ

[નવી દિલ્હીમાં ઑગસ્ટની તા. ૧૭ી તથા ૭મીએ ભરાયેલી અખિલ ભારતીય ભાષાપરિષદમાં મોકલાયેલો અંગ્રેજી લઘુલેખ અમારી વિજ્ઞપ્તિને માન આપીને 'માનસી' માટે લેખકે મોકલ્યો હતો. તેનું માનસીમંદિર તરફથી કરાવેલું આ ભાષાન્તર છે. એ ઑગસ્ટ આખરે છપાવવા જાય છે ત્યારે આપણા બંધારણસભામાંના આ વિષયના ભાગ્યવિધાતાઓ અન્તિમ સ્પષ્ટ નિર્ણય પર આવ્યા નથી; આવ્યા પછી પણ, વાંચનાર જોશે કે, વિષયના તત્ત્વવિચારની દૃષ્ટિએ અહીં રજૂ થયેલું મન્તવ્ય ઠરેલ, ભાવનાયુક્ત, ઇતિહાસલક્ષી તથા વ્યવહારક્ષમ જણાય તેવું છે—તંત્રી]

રાષ્ટ્રભાષાને હિંદુસ્તાનીનું નામ આપવામાં હું વાંધો જોતો નથી,

ઊતરતું', બીજાં કોઈ નામ કરતાં એને હું પસંદ કરું કારણ કે એ નામથી અમુક અંશે એવી ખાતરી રહેશે કે ઉત્તર હિંદની લોકભાષાઓમાં ફારસી અથવા અરબી મૂળના શબ્દોનો બહિષ્કાર કરવામાં આવશે નહિ. ખરું જોતાં ભાષાએ જીવંત રહેવા માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખવાં જ જોઈએ અને વિચારપૂર્વકના નિર્ણયો તથા વેદનશીલ રસવૃત્તિનો વિકાસ થતાં, નવી રીતિઓ તથા ધ્યેયના આવિર્ભાવ માટે જેમ જેમ આવશ્યક જણાય તેમ એ ભાષાએ પરદેશી મૂળના શબ્દો સ્વીકારવા જોઈએ. પરંતુ એટલું તો સ્પષ્ટપણે સમજવું જોઈએ કે રાષ્ટ્રભાષાનું નામ ગમે તે હોય પણ તેનો ઝોક સંસ્કૃત ભણી રહેશે અને તેની સર્વમાન્ય લક્ષણુબંધી તથા રંગછટા, એમ કહીએ કે, આચાર્ય રામચંદ્ર શુક્લની હિંદી જેવી રહેશે. સંસ્કૃત શબ્દો અને પદો, એ સંસ્કૃત હોવાને જ કારણે, પાંડિત્યપ્રદર્શક ગણવાનાં નહિ, કારણ કે યુગે યુગે બીજી કોઈ પણ ભાષા કરતાં સંસ્કૃતે જ ભારતીય ભાષાઓને વધારે પ્રમાણમાં સમૃદ્ધ કરી છે એ વાત ચોક્કસ સમજી લેવી જોઈએ. દ્વારકાથી રામેશ્વર અને રામેશ્વરથી ગૌહત્તી સુધીના પ્રદેશોને અખંડ એકતા અર્પતી સમસ્ત પ્રજારૂપે સંબંધ રાખનાર સંસ્કૃત અને એ નામથી નિર્દિષ્ટ થતો વારસો જ છે. આપણામાંના દરેકનો ધર્મમત ગમે તે હોય તો પણ સંસ્કૃત એ આપણા સર્વમાન્ય પ્રજાકીય વારસાનું પ્રતીક છે. સંસ્કૃતલક્ષી ઝોકવાળી રાષ્ટ્રભાષા પંડિતાઈવાળી શૈલીઓ અને રૂપોને નોતરવા બરાબર થશે એવો ભય આખરે નિષ્કારણ નીવડશે. અર્વાચીન જગતમાં સંસ્કારિતા એ અમુક અધિકારો ભોગવતા વર્ગનો ઈજારો રહે એ શક્ય નથી અને ભાષાએ જો મનુષ્યોના મોટા સમુદાયથી સમજાવું હોય તો તેણે સરલ અને સીધી બન્યા વિના છૂટકો નથી.

સંસ્કૃતલક્ષી ઝોક છતાં હિંદુસ્તાની એ નામ રાષ્ટ્રભાષા માટે સગવડભર્યું અને સહેતુક બનશે. એ નામના સ્વીકારનો અર્થ એવો છે કે ગયાં છસો વર્ષનો હિંદનો ઇતિહાસ એ આપણા પ્રજાકીય અસ્તિત્વનું તજ્યું તજાય નહિ એવું તત્ત્વ છે. એ તત્ત્વને ધારાધોરણની તરકીબ વડે ઉડાવી દઈ શકાય નહિ: ગુજરાતીમાં છે તેવા, 'કાગળપત્ર' ને 'કુટુંબકબીલા', જેવા વિચિત્ર રીતે સમન્વયાત્મક અને સમૃદ્ધ શબ્દપ્રયોગો આપણે યોજ્યા છે અને જીવન તથા ભાવ-ભાવનાની સમન્વયાત્મક રીતિઓનાં એ શાબ્દિક પ્રતિબિંબ છે. સૂફીવાદના ઘડતરમાં વેદાંતમતનો હિસ્સો દેટલો છે અને મધ્ય-

કાલીન ભક્તિજ્વાળાઓને પોષવામાં આ વાદે કેટલો ભાગ ભજવ્યો છે તેની ગણના આપણે કરી શકીએ તેમ નથી. આ તત્ત્વો મોજૂદ છે એટલું જ આપણે કહેવું ઠીક ગણાય. ભારતીય તરીકે ઓળખાતી ભિન્નત્વયુક્ત જીવનજાળના એ તંતુઓ છે. એને યથાસ્થિત રહેવા દઈએ. હિંદુસ્તાની એ નામ ઇતિહાસ-રચી ઊથલપાથલો તથા છિન્નભિન્નતાઓ છતાં જમાનાઓ દરમિયાન એકતા સાધવા માટે દેશે કરેલા કષ્ટમય આયાસોના પ્રતીકરૂપ બનશે.

પરંતુ આપણી રાષ્ટ્રભાષાએ માત્ર ભૂતકાળનું પ્રતીક બનવાનું નથી. તે ભવિષ્યની આશા છે. આગામી યુગમાં તેણે રાષ્ટ્રભાષા તરીકે જીવન્ત રહેવાનું છે. ભારતીય ભાષાઓનાં કેટલાક તત્ત્વો તે પોતામાં ખુશીથી સમાવી શકે. હજી આજે પણ ઇંગ્લિશ શબ્દોના અમુક હિંદુસ્તાની સમાનાર્થ શબ્દો દેખીતી રીતે જ ગુજરાતી સમાનાર્થ શબ્દો કરતાં ઊતરતી કોટિના છે. હિંદુસ્તાનીના હેતુઓ માટે, (અલબત્ત, ઉર્દૂ સુદ્ધાં) બીજી ભારતીય ભાષાઓમાંથી વધારે ઉચિત સમાનાર્થ શબ્દો તેમનું સ્થાન લઈ શકે. પારિભાષિક હેતુઓ માટે અથવા બીજી ભાષાના વિશિષ્ટ શબ્દો અને શબ્દગુચ્છોનું ચોક્કસ ભાષાંતર કરવા માટે પ્રાંતભાષાઓમાંથી નવા શબ્દો લેવાય પણ ચોકસાઈ તથા ઉચિતપણાનો ભોગ અપાવો જોઈએ નહિ. પ્રાન્તભાષાઓની નદીઓ જેમાં હિસ્સો આપશે તેવી ગંગા હિંદુસ્તાની બનશે. આમ છતાં પુષ્કળ શબ્દો ઘડવાની જરૂર ઊભી રહેશે. માત્ર સંસ્કૃતે આ જરૂર પૂરી પાડવી જોઈએ. સંસ્કૃત જ્ઞાનની પીઠિકાવાળું પ્રજામાનસ સૌથી સ્વાભાવિક રીતે એ કાર્ય કરશે. એની રૂકાવટ કરવી એ ભારતીય આત્માના નિરંકુશ સંચલનની રૂકાવટ કરવા જેવું છે. એ માટે, એ ઇચ્છવા યોગ્ય છે કે રાષ્ટ્રભાષાનું પ્રમાણભૂત નામ હિંદુસ્તાની હોવું જોઈએ. લોકવ્યવહારમાં એને હિંદી અથવા હિંદુસ્તાની કહેવાય અને એવા ઉપયોગમાં કોઈ પણ જાતનો વાંધો ન હોવો જોઈએ. આપણે યોગ્ય તેવું નામ નક્કી કરીએ અને બાકીનું સમય પર છોડીએ. એ સંભવિત છે, ખરેખર વધુ સંભવિત છે કે જેમ આપણે હિંદીમાં વ્રજ અને અવધી સમાવીએ છીએ તેમ સર્વસ્પર્શી નામ હિંદુસ્તાનીમાં, જે કાંઈ ઉર્દૂ તથા હિંદીના નામે પ્રચલિત છે તે સમાવાશું.

લિપિનો પ્રશ્ન એકદમ નક્કી થવો જોઈએ અને હું ધારું છું કે તે નક્કી કરવો રહેલો છે. કેન્દ્રની સરકારના અમલદારી વહીવટ માટે અને

આંતરપ્રાંતીય વ્યવહાર માટે, મુદ્રણ તથા કરમુદ્રણ ('ટાઇપિંગ') માટે જરૂરી યોગ્ય ફેરફારોવાળી નાગરી લિપિ રાષ્ટ્રલિપિ તરીકે સ્વીકારવી જોઇએ. તો પણ ઉર્દૂ લિપિ બીજી લિપિ તરીકે હમણાંથી દસ વરસ માટે કેન્દ્રમાં અને કેટલાક પ્રાન્તોમાં અરજીઓ તથા ફરિયાદોની રજુઆતના ઉપયોગ માટે, તેમ જ કચેરીઓની જાહેરાતો તથા દસ્તાવેજો માટે માન્ય રાખી શકાય.

ડૉ. ભદ્રમુખ કલ્યાણરાય વૈદ્ય

# અધઃપતન
## અને ઉદ્ધાર

"The leech's kiss, the squid's embrace,
The prurient api's defiling touch:
And do you like the human race?
No, not much.
This means you. Keep out.

[ જળોનું આલિંગન, દસ ભુજના મહેરામણ-દાનવનું પરિરમ્ભણ, કામાતુર વાનરનો ભ્રષ્ટ કરતો સ્પર્શ: આવાં લક્ષણવાળી માણસજાતિ ગમે ? ના, નહિ. એ તો તું જ ! રહે બહાર !].

નહિ નાટિકા કે નહિ નવલકથા એવી પટકથા ('ફિલ્મસ્ક્રિપ્ટ') 'એપ એન્ડ એસેન્સ'ના કાલ્પનિક લેખક ટેલિસના હોલીવુડમાંના મકાનના આંગણાને દ્વારે એક સફેદ તખ્તી ઉપર લાલ અક્ષરે લખાયેલી ઉપરની પંક્તિઓ નજરે પડતી હતી. આગંતુકને આમ બારણે જ જાકારો દેતાં ટેલિસને માનવજાતિ પ્રત્યે પૂરેપૂરી ઘૃણા હતી. એકબીજાને લોહી જળોની જેમ ચુસતાં, દરિયાઇ જનાવર સ્ક્વિડની માફક દશ દશ હાથોથી એકબીજાને ભરડો દેતાં, વળી વિષયલંપટ બની એકબીજાનું અધઃપતન કરતાં માનવોની બનેલી માનવજાતિ પોતાથી દૂર ને દૂર રહે એમ ટેલિસ ઇચ્છતો હતો.

એક બાજુ ત્રીજા વિશ્વયુદ્ધમાં ઍટમ બૉમ્બથી લગભગ નાશ પામેલી દુનિયાની સાંસ્કૃતિક પરિસ્થિતિ અને બીજી તરફ કહેવાતા દેશાભિમાની નેતાઓનું નૈતિક અધઃપતન, જેનો સાક્ષાત્કાર વિજ્ઞાનબળે ઉત્પન્ન કરેલી સર્વ સિદ્ધિઓનો ઉપયોગ વૈજ્ઞાનિકોને પોતાના ગુલામ બનાવી એકબીજા-

નો સંહાર કરવામાં અને છેવટે ઈશ્વરનો બદલે શયતાનની જ પૂજા કરવામાં થાય, એવા અનિવાર્ય ભવિષ્યનું કથન સુવિખ્યાત ઈંગ્લિશ નવલકથાકાર અને વિચારક આલ્ડસ હકસલીએ આ કટાક્ષભરી કથામાં રજૂ કર્યું છે.

કેટલાક વિચિત્ર પ્રસંગો અને દશ્યોમાં ત્રુટીઓ હોવા છતાં ' એપ એન્ડ એસેન્સ ' એ હકસલીની સૌથી વધુ અસરકારક કૃતિ લેખાશે. તાત્કાલિક ભવિષ્યની આગાહીથી મનુષ્યહૃદયમાં પડતું ભયનું પ્રતિબિંબ અને એ ભયનાં મૂલગત અનિષ્ટ કારણોનું અન્વેષણ આ પુસ્તકમાં થતું જણાઈ આવે છે. વિષયના વિવરણમાં કર્તાનો પુણ્યપ્રકોપ જે પરાકાષ્ઠાએ પહોંચ્યો છે તેવો આંગ્લભાષાના કટાક્ષસાહિત્યમાં બીજી જગ્યાએ ભાગ્યે જ જડશે. છતાં તેમાં કટાક્ષસાહિત્યના દોષો નથી. ઘૃણા અને ભયની લાગણી પ્રસારતા વાતાવરણ પાછળ માનવજાતિ પ્રત્યેનો દઢપ્રેમ અને માન, એક પ્રકારનું માર્દવ, જે હકસલીનાં પુસ્તકોમાં પૂર્વે જણાતાં નહોતાં તે નાસ્તિકવાદના અરણ્યમાંથી સમભાવની લાગણીરૂપે અહીં સહજ તરી આવતાં જણાય છે. નૈતિક અને આર્થિક દષ્ટિએ ખુવાર થઈ ગયેલી દુનિયામાં એ માનવપ્રેમના રહ્યાસહ્યા અંકુરોને ઓળખીને જ વાર્તાનો નાયક પ્રોફેસર પૂલ અંતે પિશાચી વાતાવરણમાંથી નાસી છૂટવા સમર્થ નીવડે છે.

આપણા સર્વના દિલમાં વસી રહેલા પાપના પરિણામરૂપે પૃથ્વી ઉપર આવી ચડનાર મહાકોપની આગાહી ' એપ એન્ડ એસેન્સ ' કરે છે. કારણ, મોતને શરણે જઈ રહેલી પ્રજામાં પ્રસરી રહેલ વિનાશ કરતાં વધુ ભયંકર તો પ્રજાનાં અમાનુષી જીવનદષ્ટિ તથા જીવનમાર્ગ છે. આ દોષ કર્તાએ વાસ્તવિક રીતે જ મનુષ્ય ઉપર ઢોળ્યો છે. મનુષ્યે જ અંગત કરતાં સામુદાયિક અને સર્વદેશીય કરતાં સ્વ-દેશી બની દુન્યવી સ્વરાજ્યને ઈશ્વરી તખ્તે ચડાવ્યું છે અને તેણે જ સર્વત્ર ભયની લાગણી પ્રસારી અંતે ભયમાં ને ભયમાં જ પોતાની જાતની આહુતિ આપી દીધેલી છે.

ઈશ્વરી સામ્રાજ્ય આલેખવાના પ્રયાસોમાં હકસલી પૂર્વે નિષ્ફળ નીવડ્યા છે પણ પિશાચી રાજ્યનું ચિત્ર દોરવામાં તેને સંપૂર્ણ વિજય મળ્યો છે. આધુનિક કાળમાં, નૈતિકદષ્ટિનું ભાન કરાવી, મનુષ્યને તેની ખરી પરિસ્થિતિ સમજાવતું આલેખન કોઈ ઉત્કૃષ્ટ નવલકથાનાં લેખન કરતાં વધુ ઈચ્છવા જેવું છે. હકસલીએ આટલી સફળતાથી પાઠવેલ સંદેશનું મહત્ત્વ લેશમાત્ર ઓછું કરવા યોગ્ય નથી, કારણ, તેનાથી એ મશહૂર કટાક્ષવાદી લેખકમાં શ્રદ્ધાનો પુનર્જન્મ થતો જણાય છે-એવી શ્રદ્ધા કે મનુષ્ય-

નો ઉદ્ધાર હજી શક્ય છે. પોતાની જાતને હજી પણ બાહ્ય આક્રમણોથી તેમ જ આંતરિક અનિષ્ટોમાં તે ઉગારી શકે તેમ છે.

'એપ એન્ડ ઇસેન્સ' એવું કથાનું કાંઇક વિચિત્ર નામ, મનુષ્યજાતિની ખાસિયતોના નિરીક્ષણ અને અભ્યાસનું પરિણામ છે. વાનર-બેબૂન, ઉરાંગ-ઉટાંગ કે ગોરિલા—ની જેમ, અટકચાળાં અને વિષયલોલુપતામાં આનંદ માણતાં મનુષ્યો પોતાના નિર્મળ આત્મતત્ત્વ('ઇસેન્સ')ને ઓળખવા અશક્ત હોઈ, પોતાનો ખરા પરમ કલ્યાણનો માર્ગ સમજવાને બદલે, વિજ્ઞાને પૂરાં પાડેલાં સબળ સાધનો દ્વારા સ્વનાશને જ નોતરે છે. આથી જ કથાનો કાલ્પનિક કર્તા ટેલિસ વારંવાર કહે છે:

> "But man, proud man,
> Drest in a little brief authority—
> Most ignorant of what he is most assur'd
> His glassy essence—like an angry ape,
> Plays such fantastic tricks before high heaven
> As make the angels weep."

આમ ફિરસ્તાઓ જેનાથી નિરાશ થઈ રુદન કરે તેવાં અધઃપાત કરાવતાં મનુષ્યનાં કૃત્યો તેમ જ તેની સામે થનાર કોઈ વિરલ આત્માનું યુદ્ધ 'એપ એન્ડ ઇન્સેસ'માં જે રીતે આલેખાયું છે તે જોઈએ.

ઈ. સ. ૨૧૦૮માં, ત્રીજા વિશ્વયુદ્ધમાં એટમ બૉમ્બથી લગભગ નાશ પામ્યા પછીના અવશેષ જેવી 'નવી દુનિયા'નું નિરીક્ષણ કરવા ન્યૂ ઝીલેંડથી, વૈજ્ઞાનિક સંશોધનકારો આવ્યા. આમાંનો એક વનસ્પતિશાસ્ત્રી પ્રોફેસર પૂલ, અર્ધજંગલી જેવી સ્થિતિમાં આવી જમેલા બૉમ્બ-હતં અમેરિકન શહેરીઓની વચમાં સપડાઈ ગયો. તે ઇજિનેર નહિ હોવાથી, રેલ્વે, રસ્તાઓ પુલો કે જહાજો ફરીથી બાંધી આપવાના કામમાં ઉપયોગી ન હતો એટલે પહેલાં તો તેને જીવતો જ દાટવાનો હુકમ થયો, પણ જથ્થાબંધ ખોરાક-ઉત્પાદન કરવામાં પોતે સહાયક થશે એવું તેણે વચન આપતાં તેને જીવતદાન મળ્યું.

આ અમેરિકન શહેરનાં રહેવાસીઓને પહેરવા પૂરતાં વસ્ત્રો ન હતાં એટલે તેઓ પ્રાણીઓનાં ચામડાનાં બનાવેલાં જેવાંતેવાં કપડાં પહેરતાં અથવા તો એટમ બૉમ્બનાં ભોગ થઈ પડેલાં અસંખ્ય માનવીઓની કબરો

ઓઢી મૃતદેહો ઉપરથી કપડાં અને ઘરેણાં લઈ લેતાં. આમાંનો સારો ભાગ ઉપરી અધિકારીઓને ભાગે જતો. સ્ત્રીઓને પણ આ અમાનુષ કાર્યમાં કામે લગાડાતી. તેઓમાંની કોઈ ચોરીછૂપીથી કાંઈ જડયું હોય તે સંતાડી દેતાં પકડાઇ જાય તો તેને પ્રજા સમક્ષ જાહેર રીતે ચાબખા ખાવા પડતા. ખોરાકની પણ પુષ્કળ તંગી હતી. તેમાં ખાધ તેમ જ અખાધ પ્રાણીઓનું માંસ ઉપયોગી થઈ પડતું અને તેને પકવવાં કુદરતી બળતણના અભાવે, અમેરિકન શહેરોનાં મોટાં મોટાં પુસ્તકાલયોમાંનાં પુસ્તકો, લાકડાં કોલસા અથવા તેલની ગરજ સારતાં. આવા એક અગ્નિદાહમાંથી શેલીનાં કાવ્યોના પુસ્તકને પેલા પ્રોફેસરે ઉગારીને ગજવામાં સેરવી દીધેલું પણ ખરું!

એટમ બોમ્બના સીધા આક્રમણમાંથી બચી જવા પામેલાં આ પ્રદેશના નરનારીઓમાં એ જ બોમ્બે કરેલી એક અજીબ અસર જુદા જ પ્રકારની હતી. મનુષ્યઅંગોને વિકૃત કરનારાં, બોમ્બમાંથી પ્રગટેલ ગામા-કિરણો, સર્વ પ્રજાજનોમાં પ્રવેશી ચૂકેલાં હતાં, એટલે એ પ્રજામાં બાળકો ભાગ્યે જ અખંડ કુદરતી સ્વરૂપે જન્મતાં. કોઈ કોઈ અંગો ઊણાં હોય તો કેટલાંક વધારે પડતાં હોય. મુખ્યત્વે, છાતી ઉપર એક કરતાં વધારે જોડી ચુચુકો અથવા પગનાં પાંચથી વધારે આંગળાં સહેજે માલુમ પડી આવતાં. આવાં અને આથી વધારે વિકૃતિઓવાળાં બેડોળ બાળકોને ઊછરવા નહિ દેવા ત્યાં પ્રતિવર્ષ નવ નવ માસના બાળકોનું વિધિપુરઃસર બલિદાન ધર્મગુરુને હાથે શયતાનના સાથીઓ બેલિયલ તથા મોલોકને દેવાતું. આ વાર્ષિક ક્રિયા માટે વિશાળ મંડપ યોજાતો અને તેમાં શહેરની આખી પ્રજા પ્રેક્ષક બનતી. ઊંચે વ્યાસપીઠ ઉપર ધર્મગુરુ, બેલિયલનું આવાહન કરી, પોતાનું અણીદાર ખડ્ગ તૈયાર કરી ઊભો રહેતો. મંડપમાં વચ્ચેના ચોગાનમાં, વિકૃત કાયાનાં બાળકોને જન્મ આપ્યા બદલ, સંપૂર્ણ કેશવપન વડે મુંડનક્રિયાની શિક્ષા પામેલી માતાઓ, વિકૃત અંગવાળાં તો યે પોતાનાં જ વહાલાં બાળકોને દૈયાસરસાં ચાંપતી, રુદન કરતી, બલિદાનની ઘડીની વાટ જોતી ઊભી રહેતી. એક પછી એક, ધીમે ધીમે, તે મંચ ઉપર પગથિયાં ચઢતી. વ્યાસપીઠ ઉપરે આવી લાગતાં, નીચે માથે કલ્પાંત કરતી તે ઊભી રહેતી અને ધર્મગુરુનો પરિચારક તેની પાસેથી બાળક ઝૂંટવી લેતો. બરાબર આ જ સમયે મંચ ઉપરના અન્ય ઉપાધ્યાય એકનાદે બોલી ઊઠતાઃ

"સર્વ પાપનું મૂળ,
મનુષ્યના અધઃપતનનું સ્થાન !

ક્ષણ ૧-"

એક સાથે પ્રેક્ષકો તેનો જવાબ વાળતા:

"ઓ, ઓ, ઓ!"

ઉપાધ્યાયો પાછા બોલતા:

"સર્વશક્તિમાન બેલિયલ,

એનું આરાધન કરીએ,

એને ભોગ ધરીએ,

એને સંતોષીએ!

શાથી?"

પ્રજાજનો ફરીથી એકસ્વરે બોલી ઊઠતા:

"લોહીથી, લોહીથી, લોહીથી!"




આ પુકારની સાથે જ પરિચારક પોતાના હાથમાંનું બાળક અદ્ધર હવામાં ઊછાળતો અને ખડ્ગધારી ધર્મગુરુ એને પોતાના શસ્ત્ર ઉપર ઝીલી લેતો.

આમ અનેક બાળકોની આહુતિથી બેલિયલને પ્રસન્ન કરાતો અને ત્યાર પછી તુરત જ જેને માટે પ્રજાનાં નરનાર વર્ષભર ઉત્સુક રહેતાં તે માત્ર પાંચ અઠવાડિયાનો સ્ત્રીપુરુષના એકાંત મિલન નિર્ણીતકાળ આવી પહોંચતો. આ સમયમર્યાદા વિકૃત અંગોવાળી સંતતિનું પ્રમાણ બને તેટલું ઓછું રાખવા માટે હતી. મર્યાદાનું ઉલ્લંઘન કરનાર માટે બે પ્રકારની શિક્ષા હતી: કાં તો દેહાંતદંડ ભુગતવો અથવા તો પુરુષે ખસી કરાવી ધર્મદીક્ષા લેવી. છતાં આ બંને પ્રકારનાં સંકટમાંથી ઊગરવા કોઈ કોઈ માનવીઓ દૂરના પ્રદેશમાં નાસી પણ છૂટતાં. પુરુષોને ભયસ્થાનની હમેશાં યાદ દેવડાવવા માટે પ્રત્યેક સ્ત્રીને, આ પાંચ અઠવાડિયાં સિવાય આખા વર્ષ દરમ્યાન, પોશાક પર બંને સ્તનભાગે તેમજ અન્યત્ર 'નહિ, નહિ' એવી સંજ્ઞાદર્શક કપડાંના ટુકડા સીવેલા પ્રદર્શિત કરવાનું રાજ્ય તરફથી ફરમાન હતું.

બલિદાનક્રિયાની પૂર્ણાહુતિ થતાં મંડપની પાછળના ઉપરના વિશાળ ખંડમાં, સિંહાસને વિરાજેલા વરિષ્ઠ ધર્માચાર્યને નમન કરવા સૌ સ્ત્રીપુરુષો દોડ્યાં જતાં અને પુરુષો મનગમતી સ્ત્રીઓના પોશાક ઉપરના 'નહિ' 'નાહ' લખેલા ટુકડા ઊતરડી નાખી મંડપની અંદરના અને બહારના ચોગાનમાં અસ્પષ્ટ અજવાળામાં તેમને ખેંચી જતા. નબળાઓના શિકાર-

ને બાળકોનો પણ ઘણી વખત ઉપાડી જતા. પછીનું રાત્રિનું વાતાવરણ દુઃખના, ભયના કે હર્ષના શ્વાસોચ્છ્વાસ અને ઉદ્ગારોથી ભરેલું રહેતું.

સ્વભાવે અસંત શરમાળ અને માતાની કડક દેખરેખ નીચે ઊછરેલ ન્યુ ઝીલેંડના અપરિણીત યુવાન આગંતુક મહેમાન પ્રોફેસર પૂલને, આ અમેરિકન પ્રજાની આ અવનવી સંસ્કૃતિ અને વાતાવરણમાં કાંઈ કાંઈ અનુભવો થયા. ખોરાક-ઉત્પાદન વધારી આપવાના વચનથી જીવતદાન પામી તેણે આ અપરિચિત સૃષ્ટિને સમજવાનો પ્રયત્ન કર્યો. ધર્માધ્યક્ષો સાથે ચર્ચા કરતાં, પ્રેમ અને શ્રદ્ધા જેવા મનુષ્યના સ્વાભાવિક સદ્ગુણો સર્વ કોઈને ઈશ્વર સમીપ લઇ જવા સમર્થ છે અને શયતાનની ઉપાસનાનો તો અંતે સર્વત્ર વિનાશમાં જ પરિણમે છે એવો ઉપદેશ તેઓને આપવાનો પ્રોફેસરે પ્રયાસ કર્યો પણ આમાં તેને નિષ્ફળતા જ મળી. શયતાનના સાથી બેલિયલના ઉપાસકો તેને જવાબ આપતા કે ઈશ્વર અને શયતાનના યુદ્ધમાં, મનુષ્યની મદદથી શયતાન જ વિજય મેળવતો આવ્યો છે. નૈસર્ગિક સાધનો અને સંપત્તિઓને મનુષ્યે જ, પોતાની બુદ્ધિનો દુરુપયોગ કરો, પોતાના જ વિનાશાર્થે શયતાનને સોંપ્યાં છે, એટલે તેનું અનિવાર્ય ફળ તેને મળવું જ જોઈએ. ઍટમ બૉમ્બ એ મનુષ્યે બેલિયલને અર્પણ કરેલું નજરાણું છે. તેનાથી થતો સર્વનાશ જોઇ તે ઇશ્વરશત્રુ રાચે. બૉમ્બનાં વિઘાતક કિરણો નવાનવા પ્રકારની બેડોળ સંતતિ ઉત્પન્ન કરે તેનાથી અધિક આનંદ એ પિશાચને બીજી કઈ રીતે મળે? આમ બેલિયલનો જયજયકાર પ્રવર્તી રહ્યો હોય ત્યાં ઈશ્વરમાં શ્રદ્ધા રાખવી એ બેહૂદું છે એટલું જ નહિ પણ હાનિકારક છે, કારણ ઈશ્વર તો નિઃસહાય થઈ ગયો હતો.

આ બધું છતાં, પ્રોફેસરની શ્રદ્ધા અચળ હતી. બેલિયલ આ દાવમાં દેખીતી રીતે જીત્યો હોય તો પણ આ મહાવિનાશમાંથી બચી જવા પામેલાં કોઈ કોઈ સમભાવી માનવીઓમાં ટકી રહેલો શુદ્ધ પ્રેમ, ફરી નવી દુનિયા સર્જે, ઈશ્વરનું જ વર્ચસ્વ જગત ઉપર પુનઃ સ્થાપશે એમ તેને નિશંક લાગતું. આવા પ્રેમનું પાત્ર નિર્દોષ અને સર્વાંગસુંદર સુનેરી કેશવાળી યુવતી લૂલામાં તેને જડયું પણ હતું. લૂલા શહેરની દીવાની પ્રજાના વમળમાં આવી ગઈ હતી, છતાં કોઈ સહૃદય યાત્રીની ઝંખના અહોનિશ કરતી. બલિદાનની રાત્રિ પહેલાં, એ આનંદરાત્રિએ તેમ જ ત્યાર પછી પણ પ્રોફેસરનો સમાગમ તેને થઈ ચૂક્યો હતો. નિર્જન સ્થળે,

નૈસર્ગિક સૌંદર્યમાં સુવર્ણ કેશકલાપવાળા મસ્તકને ખોળામાં મૂકી, અગ્નિ-દાહમાંથી ઉગારેલાં શેલીનાં કાવ્યો, લૂલાને પ્રોફેસરે વાંચી સભળાવ્યાં હતાં, અને નિર્મળ-પ્રેમનો ઈશ્વરી માર્ગ એમ સુઝાડ્યો હતો.

બીજી તરફ રાજ્યનો મુખ્ય ધર્માચાર્ય, પૂલની બુદ્ધિ તથા તેના વિશાળ જ્ઞાનથી આકર્ષાઈ તેને બેલિયલનો ભક્ત બનાવી પોતાના પંથમાં ભેળવવાનો વિચાર કરતો હતો. લૂલા સાથેનું તેનું વર્તન પણ શકમંદ હતું એટલે કાયદાની રૂએ પણ પ્રોફેસરને ખસી કરી ધર્મોપદેશના કાર્યમાં લઈ જવાની ફરજ પાડી શકાય તેમ હતું. આમ પ્રોફેસરને માથે મહાસંકટ આવી પડ્યું હતું. એવામાં એક દિવસ ધર્માચાર્ય અને ગન્મના પ્રમુખે પ્રોફેસરના પ્રયોગશાળાની મુલાકાતે જઈ વધુ ખોરાક-ઉત્પાદન માટે જે કામ ચાલુ હતું તે જોવા અને તેને બેલિયલનો ધર્મ સ્વીકારવાનું કહેવા જવા નિશ્ચય કર્યો. પણ પ્રયોગશાળા સમસામ હતી. આજુબાજુના બાગબગીચામાં તપાસ થઈ પણ પ્રોફેસરનો પત્તો ન હતો. શહેરમાં ચારે તરફ માણસો દોડાવવામાં આવ્યાં અને સાંજ સુધીમાં પ્રોફેસર ન જડે તો પ્રમુખને દેહાંત-દંડની શિક્ષા પણ ભોગવવાનો આદેશ ધર્માચાર્ય તરફથી થયો.

આ પહેલાં આગલી સાંજે ભસ્મીભૂત થયેલા તે શહેરના એક ભાગમાં મકાનોનાં ખંડેરોની વચમાં આવેલા એક જૂનાં પતરાંના તબેલાનું બારણું ધીરેથી પ્રોફેસરે ઉઘાડ્યું અને અંદર જઈ તેમાં પડી રહેલી કાટ ખાઈ ગયેલી મોટરની પાછલી બેઠકમાં, અસ્પષ્ટ પ્રકાશમાં, સંતાયેલી લૂલાને તેણે ઓળખી. સંકેત પ્રમાણે અહીંથી બંનેને સાથે નાસી છૂટવાનું હતું. પણ આ છેવટની ઘડીએ લૂલાનું મન પાછું પડી જતું હતું: "પકડાઈ જવાશે તો ! તેમ ન બને તો પણ બેલિયલનો કોપ તો જરૂર ઊતરશે. પ્રોફેસરનો ઈશ્વર તો તેની પાસે લાચાર એમ વારંવાર ઉપદેશકો નહોતા કહેતા ! નિશ્ચે, બેલિયલ પારાવાર આફતો નાખી જીવ લઈ લેશે. ના, ના, નથી જવું, નથી જ જવું." આમ સંદેહવશ લૂલામાં પ્રોફેસરે બેલિયલની પ્રબળ અસર જોઈ, શરૂઆતમાં સ્નેહભર્યાં વચનો અને વર્તનનું આકર્ષણ નિષ્ફળ જતું જોઈ, હમેશના એ નમ્ર અને શાંત પ્રકૃતિના માનવીમાં નવીન બળ પ્રકટ્યું. પૂરજોસથી તેણે લૂલાને બાથમાં ભીંસી: "નહિ ! નહિ ! કેમ ! સ્વર્ગને બદલે નરકનો માર્ગ ? ન બને ! કદી ન બને ! સામર્થ્ય નથા

કોઇતું કે આ પગલું અટકાવી શકે !" લૂધા શાંત થઈ ગઈ. વિશ્વાસ-પૂર્ણ સ્મિત કરતી તે તનમન અર્પતી પ્રોફેસરને વશ થઈ.

બીજે સવારે પ્રોફેસર પૂલ અને લૂધા, એલિયસના રાજ્યની હદ બહાર આખી રાતની મુસાફરીનો શ્રમ એક સરોવરને કિનારે ઝાડની છાંયે ઉતારતાં હતાં.[1]

જગદીશચન્દ્ર જ. દવે.

## બત્રીસમું
# મહારાષ્ટ્ર
## સાહિત્યસંમેલન

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
 या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वंदिता
 सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥

પૂનાની સર પરશુરામભાઉ કૉલેજના મેદાનમાં બંધાયેલા ભવ્ય કેળકર સભા ગૃહમાં પાંચ બાલાઓ પોતાના મંજુલ સ્વરે સરસ્વતીદેવીની કૃપા આમ યાચતી હતી. આ વર્ષની ૧૪મી મેની સાંજનો એ સમય હતો. મહારાષ્ટ્રની ઉત્સવપ્રિય જનતા ઇતર ઉત્સવો અને સમ્મેલનોની જેમ આજે પણ ઊભરી હતી. વ્યવસ્થાપ્રિય બાલવીરો ('સ્કાઉટો') આજે પણ સર્વ સ્થળે વ્યવસ્થા જાળવતા અને જળવાવતા ઊભા હતા.

શું હતું એ દિવસે ? સરસ્વતીની કૃપા કોના પર તે કુમારિકાઓ ઇચ્છતી હતી ? ખૂબ સંગીતપ્રેમી મહારાષ્ટ્રના પાટનગર પૂના–પુણ્યપત્તન–પર આરોહઅવરોહયુક્ત સુમધુર સ્વરોથી શાં માટે અદ્‌ભુતરમ્ય, શાંત વાતાવરણ એ રીતે સર્જાતું હતું ?

---

1. મિ. હક્સ્લીના અંગ્રેજી લખાણમાં તેપ સ્ત્રીપુરુષસંબંધ અંગેના ઉલ્લેખો વૈદક-શાસ્ત્રની પરિભાષાનાં આવરણે ઢંકાયેલાં છે; એવાં સ્થળે જે પ્રચલિત ગુજરાતી શબ્દો લેખકે વાપર્યા છે તે મૂળ વસ્તુના સૂચન માટે આવશ્યક હોય તેટલા-તેટલા જ છે. એવા ઉલ્લેખ વર્જ્ન ટાળવાનું તો અશક્ય હતું.–તંત્રી

૧૮૭૮નો ઇતિહાસ આજે પુનરાવર્તન પામતો હતો. ૭૧ વર્ષ પછી મહારાષ્ટ્ર સાહિત્યસંમેલનનું બત્રીસમું અધિવેશન આજે ભરાયું હતું. ઇન્દોર, ગ્વાલિયર, કોલ્હાપુર, હૈદરાબાદ, વડોદરા વગેરે સ્થળે ફરી આવી સંમેલનને પાછું પૂના આટલે વર્ષે સાંભર્યું હતું.

સ્વાગતાધ્યક્ષ હતા મહામહોપાધ્યાય દ. વા. પોતદાર—આપણા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જ જોઈ લો! એ જ સાદી પાઘડી, એ જ લાંબો કોટ, એ જ ગોળ ચશ્માં, એ જ વિદ્વત્તાદર્શી ચહેરો! અને એમણે શરૂઆત કરી: 'મરાઠી સાહિત્યનાં પ્રેમળ ભક્તજનો!'

'પ્રેમળ ભક્તજનો!' કેટલું કોમળ, હૃદયસ્પર્શી, ભાવનાને જગાડે તેવું સંબોધન! 'સજ્જનો અને સન્નારીઓ' નહીં, 'ભાઇઓ અને બહેનો' નહીં, 'સાહિત્યપ્રેમી શ્રોતાજનો' કે 'સાહિત્યકલારસિક સજ્જનો' પણ નહીં! તાજેતરમાં જ જૂનાગઢમાં સંમેલનાધ્યક્ષો અને ઉપાધ્યક્ષોના ઉદ્‌ગારો સાંભળેલા તેના કરતાં મારા મન પર એક જુદી જ અસર આ ઉદ્‌ગારે ઉપજાવી.

જેમ જેમ ભાષણ આગળ ચાલતું ગયું તેમ તેમ શ્રોતાઓની દૃષ્ટિ સમક્ષ પૂનાનો અને સાથે સાથે મહારાષ્ટ્રનો ભવ્ય ભૂતકાળ ખડો થવા લાગ્યો,—જેવો શામળદાસ ગાંધીએ 'જાજ્વલ્યમાન જૂનાગઢ'નો કરાવ્યો હતો તેવો જ. પૂનાના સંગીતનો, તેની વિવિધ કૉલેજોનો, અનેક-વિધ શિક્ષણશાળાઓનો, તેના જ્ઞાનકોશકાર, શબ્દકોશકાર, ચરિત્રકોશકાર આદિનો અને છેલ્લે પૂના વિદ્યાપીઠનો ગૌરવભર્યો ઉલ્લેખ કરી "લોક-શિક્ષણ વગર ખરી લોકશાહી નથી અને લોકભાષા વગર ખરું લોકશિક્ષણ નથી" એ દર્શાવ્યું શ્રોતાઓને એમણે ત્રણ પ્રશ્નો પૂછ્યા: "પૂના યુનિ-વર્સિટીમાં મરાઠી માધ્યમ રાખશો કે નહીં? પ્રાંતીય કારભાર મરાઠીમાં જ રાખશો કે નહીં? જનતાને જ્ઞાન, વિજ્ઞાન અને મનોરંજન મરાઠીમાં જ આપશો કે નહીં?"

## પ્રમુખ અને તેમનું ભાષણ

પછી આવ્યા સંમેલન પ્રમુખ શં. દ. જાવડેકર. ઢીલો લાંબો કોટ, જાડું ખાદીનું ધોતિયું, સાદી ધોળી ટોપી (અક્કડ નહીં!), સાદાં ગોળ ચશ્માં અને સ્વ. ગિજુભાઈ જેવી મુછોવાળા આ ગૃહસ્થ બાહ્ય દર્શને પ્રભાવશાળી ન દેખાય પણ વિવેચનસક્ષમતા અને સરળતાથી કરેલાં તેમનાં

મતપ્રતિપાદનો સાંભળી આ જ કદર કોમ્રેસીએ કે. ન. ચિં. કેળકરના રાજયશાસ્ત્રને છિન્નભિન્ન કર્યું હશે, આ જ પ્રખર ચિંતકે પ્રોફેસર ના. સિ ફડકે જેવાને પણ માર્ક્સવાદ તથા ફ્રોઇડવાદનાં મૂળતત્ત્વો અને ચાર પુરુષાર્થના ખરા અર્થ સમજાવ્યા હશે, અને અર્થશાસ્ત્ર. તત્ત્વજ્ઞાન તથા સમાજશાસ્ત્રના ઊંડા અભ્યાસી પણ આ જ આચાર્ય જાવડેકર; એવી ખાતરી મનને થાય. વજનદાર અને આગ્રહી લેખન, સત્ય વસ્તુને વળગી રહેવાની ચીવટ, અને લેખન પાછળ રહેલી તાત્ત્વિક ભૂમિકાની સાથે પોતાના જીવનને પણ એકરૂપ બનાવતા આચાર્યમાં મન વાણી અને વર્તનમાં તમે ભેદ જોઈ ન શકો. વિદ્વત્તા, નિર્લોભીપણું અને સત્યપ્રીતિ જોઈ આચાર્ય નરેન્દ્રદેવ યાદ આવે.

આ વિચારમંથન ચાલતું હતું અને આચાર્યની અસ્ખલિત વાગ્ધારા આગળ વધતી હતી. અત્યારની જગત્ક્રાંતિનો ઉલ્લેખ કરી આચાર્ય શ્રોતાઓને ધીમે ધીમે સત્તરમા શતકના મહારાષ્ટ્ર તરફ લઈ ગયા. મરાઠા અને અંગ્રેજોનો સંબંધ દર્શાવી તે જ સમયના બ્રિટનની વૈશ્ય સંસ્કૃતિના ઉદય અને અસ્તનું વિહંગાવલોકન કરી, પાછા તેમને ભરતભૂમિ પર આણી ભક્તિયુગમાંથી ક્રાંતિયુગમાં આવતા-શ્રદ્ધાયુગમાંથી વિવેકયુગમાં આવતા યુગને દર્શાવ્યો. આધુનિક કવિઓમાં એમને ક્રાંતિનું દર્શન કેશવસુતાદિનાં કાવ્યો દ્વારા થાય છે એમ કહી સાથે સાથે સતયુગનાં કાવ્યોનો પણ એમણે આસ્વાદ કરાવ્યો. વિજ્ઞાન અને જીવનનિષ્ઠાના સંબંધો, તેમાં જૉન ડ્યુઈના પ્રયોગવાદ (Pragmatism)નું સ્થાન દર્શાવી તેનો અને રસેલ આદિના વાદનો આજે અંત આવનો જાય છે એ બતાવ્યું. એ બંનેનાં મહત્ત્વનાં તત્ત્વો ધરાવતો માર્ક્સવાદી કમ્યુનિસ્ટોનો વિરોધવિકાસી ભૌતિકવાદ વિસ્તૃત રીતે સમજાવી તેની સાથેની સત્યાગ્રહની ભૂમિકા જણાવી આચાર્યે કહ્યું કે એ બંનેનો સુભગ સમન્વય જ આજના તત્ત્વજ્ઞાનીઓ અને સમાજશાસ્ત્રીઓનું કાર્ય છે. આપણે એમના જ શબ્દો જોઈએ:

માર્ક્સવાદની જેમ સત્યાગ્રહીનું અંતિમ ધ્યેય ઐહિક સ્વર્ગ નિર્માણ કરવું તે જ છે. આજની સામાજિક સૃષ્ટિમાં ક્રાંતિ લાવવી એ જ એનું આજનું કાર્ય છે અને વેગળાઈને સામ્યવાદી સ્વરૂપ આપવું એ જ એમનું સંનિકટ સાધ્ય છે એ સત્ય હોવા છતાં એમનાં સાધનો જુદાં છે અને એમાં જ એમનું ભિન્નત્વ છે........ સત્યાગ્રહ સિદ્ધાંતવાદ નથી, સાધનવાદ છે. જે સમયે જે સિદ્ધાંત આપણી સત્યનિષ્ઠ બુદ્ધિને યોગ્ય લાગે તે સમયે તે માન્ય કરવો અને એ સત્યના પ્રચાર માટે અને

સંસ્થાપન માટે પ્રયત્ન કરવો એ જ સત્યાગ્રહીનું કર્તવ્ય છે......સત્યાગ્રહ શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન ભલે ન હોય છતાં એણે જે આત્મપ્રેરણા જાગ્રત કરી છે તેનાથી માનવી બુદ્ધિને વ્યક્તિજીવન, સમાજજીવન અને વિશ્વજીવન પ્રત્યે નિહાળવાનો એક નવો જ દૃષ્ટિકોણ લાધ્યો છે. આ દૃષ્ટિકોણમાંથી જીવનવિષયક નવાં શાસ્ત્રો નિર્માણ થશે. આ આત્મવિશ્વાસ ભારતમાં છે........ સત્યની શોધ એ એક અખંડ યજ્ઞ હોઈને એમાં જૂના સિદ્ધાંતોની સમિધોનું સતત હવન કરવું ઘટે... ......

સત્યાગ્રહની તર્કશુદ્ધ રજુઆત કર્યા પછી અખંડ મહારાષ્ટ્ર અને મરાઠી ભાષાના સળગતા પ્રશ્નને પણ એમણે છોડ્યો નહીં. ઉચ્ચ શિક્ષણમાં માતૃભાષા જ બોધભાષા જોઈએ એ જણાવતાં એમણે કહ્યું:

હિન્દુસ્થાનની એક રાષ્ટ્રભાષા હોવી જોઈએ એ સર્વમાન્ય છે. શિક્ષણમાં આવશ્યક વિષય તરીકે તેનાથ એ પણ યોગ્ય જ છે, મહાવિદ્યાલયીન પદવીધારીઓને પોતાના વિચારો રાષ્ટ્રભાષામાં વ્યક્ત કરતાં આવડવા જોઈએ એ પણ સહજ જ છે, પણ ઉચ્ચ શિક્ષણની બોધભાષા તો દરેક પ્રાંતમાં તેની માતૃભાષા જ હોવી જોઈએ એ આગ્રહ રાખવો જ જોઈએ. અભિમાન કે અહંકારનો આ પ્રશ્ન ન હોઈ રાષ્ટ્રની જનતાના બુદ્ધિવિકાસનો અને આત્મવિકાસનો આ પ્રશ્ન છે.

ભાષણ આગળ ઘણું જતું હતું. જેમ જાદુગરે એક પેટીમાંથી બીજી, બીજીમાંથી ત્રીજી એમ એક પછી એક પેટીઓ કાઢતો જાય છે તેમ આચાર્યશ્રી અનેક વિષયો કાઢ્યે જતા હતા. મહારાષ્ટ્રીય પ્રકૃતિ, સંસ્કૃતિ અને વિકૃતિઓનો એમણે ઉલ્લેખ કરી વિકૃતિ આજે નષ્ટ થવા માંડી છે અને મરાઠી સાહિત્ય સંસ્કૃતિ અને રાજકારણને સ્વાભાવિક વિકાસનો કાલ પ્રાપ્ત થયો છે એમ જણાવ્યું, અને છેલ્લી પેટીમાંથી જાદુગર ચીઠી કાઢે તેમ છેલ્લે, માનવીની સંસારયાત્રા કઈ બાજુએ જઈ રહી છે એ જગતને મૂંઝવતો યક્ષપ્રશ્ન પણ એમણે રજૂ કર્યો. આત્મસુખવાદ અને ભૌતિકસુખવાદની ભૂમિકા વિસ્તારપૂર્વક સમજાવી, બંને વાદોનો અતિરેક જડતામાં પરિણમે છે, બંનેના સમન્વયમાં જ વ્યક્તિગત અને સામાજિક કલ્યાણ રહેલો છે એ દર્શાવ્યું.

## સંમેલનનો હેતુ

આ બધી બાબતો સાથે સંમેલનના હેતુને સાંકળી લેતાં એમણે કહ્યું:

સમાજનો સર્વાંગી ઉદય-સર્વોદય કરવો હોય તો વિજ્ઞાન, સમાજજ્ઞાન, મનોવિજ્ઞાન, આત્મજ્ઞાન એ બધાની જ વૃદ્ધિ થવી જોઈએ અને એ સંસ્કૃતિસંવર્ધનમાં વિજ્ઞાનશાસ્ત્રજ્ઞ, સંત, સાહિત્યકાર, સમાજશાસ્ત્રજ્ઞ, અને આત્મજ્ઞાની તત્ત્વવેત્તા આ બધાનું જ સહકાર્ય જોઈએ. આ કાર્યમાં સહાયતા કરવી અને તેના કાર્યકર્તાઓના

ઓએ ભાગ લીધો. અધ્યક્ષસ્થાને શ્રી ચન્દ્રકલાબાઈ હાટે દેખાતાં હતાં. દરેક લેખિકાએ પોતે કેમ લખે છે એ કહ્યું, અને આધુનિક વાઙ્મયમાં સ્ત્રીનું ચિત્ર વાસ્તવવાદી છે કે કેમ તેની સરસ ચર્ચા કરી.

## ઠરાવો અને સમારોપ

એને પૂરું થતાં પાછું મુખ્ય સંમેલનનું કાર્ય શરૂ થયું. ઠરાવો રજૂ થયા. પહેલો ઠરાવ પૂના વિદ્યાપીઠ અંગે હતો. તેમાં તેની સ્થાપના બદલ આનંદ વ્યક્ત કર્યો હતો. બીજા ઠરાવમાં પૂનામાં નભોવાણીકેન્દ્ર સ્થાપી તેમાંથી મરાઠી કાર્યક્રમ રજૂ કરવા વિષે મધ્યવર્તી સરકારને વિનતી કરી હતી. ઇતર ઠરાવો પણ ઘણા થયા.

શ્રી સાનેગુરુજીનો 'આંતભારતી સંસ્થા'નો ઠરાવ ધ્યાન ખેંચનારો ગણાય. પ્રાંતો એક બીજાની વધુ નિકટ આવે તે માટે આ સંસ્થાની શાખાઓ ઠેર ઠેર સ્થપાય, એક બીજાના સાહિત્યનો ઉપભોગ થાય તે મુખ્ય હેતુ હતો. એમનું 'સાધના' માસિક એના નમૂનારૂપ હતું.

સંમેલનનો સમારોપ કરતાં અધ્યક્ષે સર્વના આભાર માન્યો અને સાનેગુરુજીના ઠરાવને વધુ વિસ્તૃત રૂપે સમજાવ્યો, ટેકો આપ્યો. આવતા વર્ષનું નિમંત્રણ મુંબઈએ આપ્યું છે તે જણાવ્યું. અને રાતે ૯–૦ વાગ્યે સંમેલનની અધિકૃત રીતે સમાપ્તિ થઈ. જો કે તે દિવસે રાતે 'તોતયાચે બંડ' નામનું ન. ચિં. કેળકર-રચિત નાટક ભજવાવાનું હતું, પણ મેઘરાજાએ સંમેલન પૂરું થયાના અધિકૃત સમાચાર સાંભળ્યા હોવાથી રાતે બારેક વાગ્યે પોતાની કૃપાવૃષ્ટિ શરૂ કરી અને નાટક અધૂરું જ રહ્યું.

બીજે દિવસે સવારે (એટલે તા. ૧૭મીએ) પરગામના પ્રતિનિધિઓ (લગભગ ૫૦૦નો આંકડો હતો) માટે અને અમારા જેવા વૃત્તપત્રપ્રતિનિધિઓ માટે 'અપરાધી' ફિલ્મ બતાવી પોતાના અપરાધો ભૂલવા પ્રાર્થના કરી. મનોરંજન-કાર્યક્રમની છેલ્લી બાબત-મોગુબાઈ કુર્ડીકરનું શાસ્ત્રીય સંગીત વરસાદના આશંકાથી મોડે મોડે પણ થયું ખરું, અને પરોઢિયા સુધી ચાલ્યું. સંગીતની મિજલસની તો મધરાત પછી જ મજા આવે ને !

આ અધિવેશનના એક પ્રકારના ઉપક્રમ તરીકે એની પહેલાં, તા. ૧૨મી, ૧૩ મીએ નગરવાચન મંદિર, જેના આશ્રય નીચે આ અધિવેશન ભરાયું હતું, તેનો શતસાંવત્સરિક મહોત્સવ ઉજવાયો. મહારાષ્ટ્ર ગ્રંથાલય-પરિષદ પણ ભરાઈ ગઈ. રાજાના પહેલા ચોપદાર જોઈએ ને !

' Dangers from without polishes the soul, from within, corrodes it. માનસિક ક્ષુદ્રતા ને મલિનતા ત્યજવાની જરૂર છે.

"કવિની ભાષા ગુજરાતી કે મરાઠી નથી. તેનાં ભાવપ્રતીકો પણ વિશ્વપ્રતીકો છે. કવિ વિશ્વનાગરિક છે. એ રાજકારણનો દાસ ન બનતાં કાળ ઉપર પોતાનું આધિપત્ય જમાવે. એમાં બધા એક હોઈ એક જ માતાના આંગણે પુત્ર બનીએ, અબેખબા મિલાવીને કૃત્ય કરીએ એટલું કહી આપની રજા લઉં છું."

હાર અર્પણ થયા અને કેટલાક કવિઓનાં સ્વરચિત કાવ્યો ગવામાં પછી સમ્મેલનનું સવારનું કાર્ય, લગભગ ૧૨-૦ વાગ્યે પૂરું થયું; અને પછી કરીને ઉમાકરના જ સૂચનથી, રાતના કવિ-મુશાયરા વિષે જાહેર થયું.

## કાવ્યચર્ચા, મુશાયરો વગેરે

સાંજે ૫-૦ વાગ્યે 'આધુનિક કવિતા પ્રગતિ પથ પર છે ?' આ વિષય પર ચર્ચા હતી, જેમાં જાણીના હાસ્યરસ-લેખક, કવિ, નાટકકાર, સિને-ડાયરેક્ટર અને 'નવયુગ' સાપ્તાહિકના તંત્રી આચાર્ય અત્રેએ 'કાવ્યમાં પ્રગતિ નથી' એમ સિદ્ધ કરવા યત્ન કર્યો, અને ઇતર વક્તાઓએ પણ તે વિષે ઉગ્ર વાદવિવાદ કર્યો.

ત્યાર પછી સાઘ્રાચ્છએ રવિકિરણમંડળ નામક કવિમંડળ( જેનો રવિ માધવ હતો )નો સત્કાર થયો. મ ગાંધીજી, કે. ન. ચિં. કેળકર, નાટ્યાચાર્ય ખાડિલકર આદિ દિવંગતો માટે દુઃખ વ્યક્ત કરતા ઠરાવો થયા, સંયુક્ત મહારાષ્ટ્ર અંગેનો પણ ઠરાવ રજૂ થયો

જાહેર કર્યા મુજબ રાતે કવિઓનો મુશાયરો હતો જ ! પણ એક પછી એક કવિ હજારેક પ્રેક્ષકોની સામે સ્ટેજ પર આવે, ગાય ને ચાલ્યા જાય ! મુશાયરાનો હેતુ સિદ્ધ ન થયો. ત્યાર પછીનો કાર્યક્રમ-નાટ્યકાર દેવલનું 'સંશયકલ્લોલ' નાટક હતું, જે પરોઢિયાના ૪-૩૦ સુધી ચાલ્યું.

તા. ૧૧ મીએ સવારે સાડાનવે તો તરત લેખક-પ્રકાશક-સંમેલન થયું, જેમાં અનેક લબ્ધપ્રતિષ્ઠ લેખકો તથા પ્રકાશકો દેખાતા હતા. ચિત્રશાળા પ્રેસના શ્રી ર. દેવગિરીકર વગેરે જુદા જુદા વક્તાઓનાં પ્રવચનો થયાં. સર્વનો પ્રધાન સૂર મંડળની સ્થાપના કરવી એ જ હતો.

સાંજે ૪-૩૦ વાગ્યે મહિલા-સંમેલન હતું. તેમાં અનેક ભાષાલેખિકા-

ઓએ ભાગ લીધો. અધ્યક્ષસ્થાને શ્રી ચન્દ્રકલાબાઈ હાટે દેખાતાં હતાં. દરેક લેખિકાએ પોતે કેમ લખે છે એ કહ્યું, અને આધુનિક વાઙ્મયમાં સ્ત્રીનું ચિત્ર વાસ્તવવાદી છે કે કેમ તેની સરસ ચર્ચા કરી.

### ઠરાવો અને સમારોપ

એને પૂરું થતાં પાછું મુખ્ય સંમેલનનું કાર્ય શરૂ થયું. ઠરાવો રજૂ થયા. પહેલો ઠરાવ પૂના વિદ્યાપીઠ અંગે હતો. તેમાં તેની સ્થાપના બદલ આનંદ વ્યક્ત કર્યો હતો બીજા ઠરાવમાં પૂનામાં નભોવાણીકેન્દ્ર સ્થાપી તેમાંથી મરાઠી કાર્યક્રમ રજૂ કરવા વિષે મધ્યવર્તી સરકારને વિનતી કરી હતી. ઇતર ઠરાવો પણ ઘણા થયા.

શ્રી સાનેગુરુજીનો 'પ્રાંતભારતી સંસ્થા'નો ઠરાવ ધ્યાન ખેંચનારો ગણાય. પ્રાંતો એક બીજાની વધુ નિકટ આવે તે માટે આ સંસ્થાની શાખાઓ ઠેર ઠેર સ્થપાય, એક બીજાના સાહિત્યનો ઉપભોગ થાય તે મુખ્ય હેતુ હતો. એમનું 'સાધના' માસિક એના નમૂનારૂપ હતું.

સંમેલનનો સમારોપ કરતાં અધ્યક્ષે સર્વેના આભાર માન્યો અને સાનેગુરુજીના ઠરાવને વધુ વિસ્તૃત રૂપે સમજાવ્યો, ટેકો આપ્યો. આવતા વર્ષનું નિમંત્રણ મુંબઇએ આપ્યું છે તે જણાવ્યું. અને રાતે ૯-૦ વાગ્યે સંમેલનની અધિકૃત રીતસર સમાપ્તિ થઈ. જો કે તે દિવસે રાતે 'તોતયાચે બંડ' નામનું ન. ચિં. કેળકર-રચિત નાટક ભજવવાનું હતું, પણ મેઘરાજાએ સંમેલન પૂરું થયાના અધિકૃત સમાચાર સાંભળ્યા હોવાથી રાતે બારેક વાગ્યે પોતાની કૃપાવૃષ્ટિ શરૂ કરી અને નાટક અધૂરું જ રહ્યું.

બીજે દિવસે સવારે (એટલે તા. ૧૭મીએ) પરગામના પ્રતિનિધિઓ (લગભગ ૫૦૦નો આંકડો હતો) માટે અને અમારા જેવા વૃત્તપત્રપ્રતિનિધિઓ માટે 'અપરાધી' ફિલ્મ બતાવી પોતાનાં અપરાધો ભૂલવા પ્રાર્થના કરી. મનોરંજન-કાર્યક્રમનો છેલ્લી બાબત-મોગુબાઈ કુર્ડીકરનું શાસ્ત્રીય સંગીત વરસાદનો આશંકાથી મોડે મોડે પણ થયું ખરું, અને પરોઢિયા સુધી ચાલ્યું. સંગીતની મિજલસનો તો મધરાત પછી જ મજા આવે ને!

આ અધિવેશનના એક પ્રકારના ઉપક્રમ તરીકે એની પહેલાં, તા. ૧૨મી, ૧૩ મીએ નગરવાચન મંદિર, જેના આશ્રય નીચે આ અધિવેશન ભરાયું હતું, તેનો શતસાંવત્સરિક મહોત્સવ ઉજવાયો. મહારાષ્ટ્ર ગ્રંથાલય-પરિષદ પણ ભરાઈ ગઈ. રાજાના પહેલા ચોપદાર જોઈએ ને!

થયું. સંમેલન પૂરું થઈ ગયું. અનેક સ્મૃતિઓ આવી ને ગઈ ભર-કાર્યક્રમોમાંથી નિવૃત્ત થતાં શરીરને તથા મનને ખાલી થઈ. 'સાહિત્યસંમેલન'-માંથી 'સાહિત્ય' શબ્દની અતિવ્યાપકતા અહીં પણ નજરે ચઢી. યાદ રહ્યું મહારાષ્ટ્રનું નાટ્ય-સંગીત-કલારસિક અને મરાઠીપ્રેમી હૈયું. યાદ રહ્યો અધ્યક્ષનો ('ધ્રુવ' માસિકના ખાસ 'સાહિત્યસંમેલન-અંક' માટેનો) સંદેશ:

મારા મતે સત્યાગ્રહી સમાજવાદ આ જ આપણો આજનો મહારાષ્ટ્રધર્મ બનવો જોઈએ. આ નિષ્ઠા જનતાના અંતઃકરણમાં દૃઢમૂલ થાય એવા સાહિત્યની નિર્મિતિ એ જ સાહિત્યકારોનું જીવિતકાર્ય છે એમ હું માનું છું.

વિ. ક. વૈ.

# વાસરિકા

## ગેટે-જયન્તી

### તા. ૨૮-૮-'૪૯: આ તમે કોઇ વાંચ્યું છે?

I held it truth, with him, who sings  
To one clear harp in divers tones,  
That men may rise on stepping-stones  
Of their dead selves to higher things.

આ પંક્તિઓ તો ટેનિસનની પણ એમાં તેણે ગેટેનો મુખ્ય જીવન-સન્દેશ સમાવ્યો છે: વિવિધ સૂરો તે એ જર્મન કવિની ભિન્નભિન્ન કૃતિઓ, અને એમાંના અર્કરૂપ જે જીવનસત્ય તે એવું કે માનવી ફાઉસ્ટની જેમ ઘણી વાર પતિત થયા પછી પણ એવાં પોતાના મૃત સ્વરૂપરૂપી પગથિયાં પતનનાં બનાવીને ઉચ્ચતર ધ્યેયની દિશામાં આરોહણ કરી શકે.

ફાઉસ્ટ એક નહિ, અનેક છે. સોળમા સૈકાની એ ભેદી વ્યક્તિનાં લોકકથાંમાં જુદાં જુદાં રૂપ તે વિદ્વાન, 'ધૂર્ત', જ્યારે જાદુગર વગેરે હતાં; એમાં ઝાઝો ફેરફાર કર્યા વિનાની શેક્સપીઅર-સહજીવી માર્લોની વિષાદિકા-

[1] એમાંનાં કેટલાંક મહત્ત્વનાં વ્યાખ્યાનોના સ્થાયી અગત્યના ભાગનો સાર, ઉતારા વગેરે દ્વારા વિશેષ પરિચય આ જ યુવાન ઉત્સાહી લેખક હવે પછી આપવાના છે.-તંત્રી

( શોકાન્તિકા; કરુણાન્તિકા; 'ટ્રેજેડી')નો નાયક પણ તે; પછી, આપણે જેને કઠપૂતળીના ખેલ કહીએ તેવાં જર્મનીમાં લોકમેળા વખતે ભજવાતાં 'પપેટ-પ્લે'માં તેની કથા વણાયલી; એની જ પરથી, શયતાન યા મારદેવ યા અસુરને પણ, એમર્સને સૂચવ્યા મુજબ જાણે તે ૧૮-૧૯મા શતકનો યુરોપિયન ગૃહસ્થ હોય તેવા મેફિસ્ટોફિલીસ તરીકે રૂપાન્તર પમાડીને, એનો ભોગ અનત છતાં ન બન્યો તેવો માનવમાંના ગંભીર મર્યાદાઓના તેમ અણવિકસિત શકયતાઓના પ્રતીક લેખે, ગેટેની વિરલ પ્રતિભાએ તેની અમર કૃતિનો નાયક ઘડ્યો છે, જગતસાહિત્યમાં સદાનો સ્થાપ્યો છે.

## માત્ર થોડાં અનુલક્ષણ

તા. ૨૯-૮-૪૯: તમે બધાં 'કૌમુદી'ની અદ્વિતીય સેવાઓ ભૂલી ગયાં છો એ અક્ષમ્ય હોય કે નહિ પણ મારો તેવો દોષ તો વજ્રલેપી અપરાધ મનાવો જોઈએ, નહિ? આવું બને એની સજા તો જે હોય તે, પણ એના માસિકાવતારનાં દર્શન કોઈ બીજા જ કામે બાર વર્ષથી આ અવાવરુ ઘરમાં પડ્યાં'તાં એ દફતરોરૂપે કરતો હતો, ત્યાં ૧૯૩૨ના માર્ચ તથા મેના અંકોમાં મેં અન્યનું છાપેલું તે તથા મારું પણ થોડું અમથું ગેટે-વિષયક લખાણ જોયું. અન્ય તે, પ્રો. કાળીદાસ લ. દેસાઈ. ગેટેની પહેલી શતસંવત્સરીના મહિનામાં તેમણે જે લેખ 'જર્મન કવિ ગ્યટે' નામે લખ્યો હતો. તે એમની શક્તિઓ તેમ જ જ્ઞાનના પ્રમાણમાં સાવ થોડી (વર્જિલ પરનો એ જ માસિકમાંનો લેખ એ કે બીજો દાખલો) પણ નોંધપાત્ર સ્વભાષાસેવા ા સારો નમૂનો છે. એ જ અંકની તથા મેની તાસરીમાંની પહેલી (માર્ચવાળી) નોંધ જ 'ગ્યોએટે અને હિંદ' અગત્યની ગણીએ તેવી છે. એ અનુલક્ષણ પેલા છેડાનું, તો આ છેડાનું 'અધર ઇંડિયા' (૯-૭-૪૯) પાક્ષિકમાંના 'ગેટે ધ સ્પીરિટ અન્ફુલ્ફિલ્ડ'નું આપવાનું છે. હમણાંના ઉત્સવપ્રસંગે એ સાહિત્યસ્વામી પર જે થોડું સૌથી મૂલ્યવાન લખાયું હોય જ તેમાં 'લિથ્યાં'ના એ (જર્મન ભાષામાં પણ ઉતારાઈને વંચાવા, સચવાવાને પાત્ર) અભિનવદષ્ટિયુક્ત લેખનું સ્થાન છે નિઃશંક. કોઈકે, એમાંનાં સવિસ્તર અવતરણો સમેત, એ ગુજરાતીમાં પણ આણવો ઘટે.

## પ્રચલિત કરવાનો નામોચ્ચાર

તા. ૯-૯-૪૯: આજે આવેલું આ માસનું 'સંસ્કૃતિ' સમગ્રભર્યાં

ગુજરાતીરૂપ તરીકે 'ગેટે' પસંદ કરે છે એ યોગ્ય લાગે છે મેં પણ એના ગયા અંકમાંથી ટૂંકા ઉતારાનું મથાળું બાંધતાં, સહમત્ય તેની સાથે કેટલાક દિવસ પર સાધેલું, એટલે અસલ-જર્મન ઉચ્ચાર 'ગ્યોએટે'ને હવે જતો કરવાનું યોગ્ય માન્યું છે. એ ઉચ્ચાર હવે પાંડિત્યપ્રદર્શક લાગે છે પણ. બારસાં ત્રીશ વર્ષ પર બી. એ. ઓનર્સમાં એ ખરા તરીકે મને એમર્સનકૃત 'રેપ્રીઝેન્ટેટિવ મેન' ભણતો ત્યારે શિખવાયેલો. ("I shall teach you how to pronounce three German names" ઇતિ પ્રા. પાર્કરઃ । પોતે જર્મન દેશભાષાવાળા ઑસ્ટ્રિયામાં તો રહેલા. જર્મની પણ ગયા હશે જ, એટલે તેમનું કહ્યું આ બાબતમાં પ્રમાણ માન્યું એ સહજ હતું ) વારુ; પણ હવે વિષય સમેટતાં એ નામના થોડા ને ઘણા દસઅગિયાર ઉચ્ચાર ગુજરાતીમાં ( ને બીજે ! ) વપરાયા છે. તે નોંધું :

1. ગૉટી
૨. ગ્રટે
૩. (ગ્યુ)ગ્યોતે
૪. ગિથેલ
૫. ગન્અન્થ( ઠાકોર )
૬. ગીતિ ( કાન્ત )
૭. ગોઇથે ( ન્હાનાલાલ )
૮. ગ્અટ ( ક. હ. દેસાઇ )
૯. ગેટે ( કાલેલકર ઉમાશંકર, )
૧૦. ગ્યોએટે ( વિ. ક. વૈ. )

આમાંના પાંચમાના ત્રણુ અક્ષરો લઇને, કડવી ભાગ્યે બનતી નોંધ-પોથીવાળા 'ગુપ્તા'ની કલમે ૯૨૭-૨૮ના સંસદ માસિક ગુજરાતમાં એ ઉચ્ચાર વાપરનાર વિશે અપમાનકારક આક્ષેપ કર્યો હતો. છઠ્ઠો છે તે મૂળ-ના સંસ્કૃતીકરણ જેવો; એમાં, ગેટે સુન્દર ગીતકવિ છે એનું સૂચન પણ કરવાની ઉચ્ચાર-કારની ઇચ્છા હશે.

## એંશીમે

તા. ૧૦-૯ '૪૯: ઉપલાંમાંનું એક નામ-પ્રા. ઠાકોરનું આ મથાળું. 'પંચોતેરમે' એ તેમના મહત્ત્વના પુસ્તકના સામ્ય પર, આજથી આશરે દોઢ મહિને તેમને એંશી વર્ષ થશે, એ પ્રસંગે કરાવે છે. એ પુસ્તકને આપણામાંથી ઘણા ભૂલી ગયા હશે એટલે યાદ દેવડાવવું જોઇએ કે એમાંનાં વ્યાખ્યાનોમાંનું જે સાતમું છે મુંબાઇવાળું; તેમાં શારદામન્દિર નામથી યુનિવર્સિટી-વિચાર કરેલો છે તે અત્યારે આપણાં જુદા જુદા વિદ્યાપીઠવિધાયકોને ઘણો ઉપયોગી થાય તેવો છે. બાકીનાં વ્યાખ્યાનોમાં-નાં ઘણાંખરાં, સંસ્મરણાત્મક કીમતી અનુભવસંચય, પ્રસંગો આદિ

રજૂ કરનારાં છે એનાથી જુદી કોટિનું જે બીજું અમદાવાદમાં અપાયલું તેમાં વ્યાખ્યાનકારની ત્રણ મુખ્ય જીવનગાથાની પિછાન આપણને મળે છે. "સમંદર વટી નચિન્ત સરતી તરી બંદરે" એવા સ્વસ્થ ગહનભાવી મુદ્રાલેખવાળી 'મિતાક્ષર નોંધ' એટલે એક નાના શા અણમોલ ખજાનો: એ સોએક પાનાંમાં ગત યુગના ગુજરાતી જીવનનાં અમુક પહેલદાર તેજસ્વી પાસાં જળવાયાં છે તેવાં અન્યત્ર એક જ સ્થળે છે નહિ. ... ગયા વખતની 'ચન્દ્રમહોત્સવ' નોંધમાં સ્મૃતિદોષથી ઉલ્લેખવું રહી ગયેલું કે પ્રિ. એન એમ. શાહે તથા બીજા ગુણાનુરાગીઓએ પ્રો. ઠાકોરના પાંચ વર્ષ પરના સન્માનસમારંભોને અંગે એક સ્થાયી સત્કાર્ય એ કર્યું છે કે રૂ ૧૭,૦૦૦ના ભંડોળમાંથી મુંબાઈ યુનિ માં તેમના નામે અધ્યેતાવૃત્તિ ('ફેલોશિપ') તથા ચન્દ્રક સ્થાપ્યાં છે. . નોંધમાં સૂચવેલું તે ફરીથી કહેવાની જરૂર લાગે છે કે છાપાં ચોપાનિયાં ચોપડીઓ ગુજરાતમાં છપાયે જ જાય છે, એવો વ્યય સદ્વ્યય દુર્વ્યય ચાલુ ને ચાલુ છે. તો કોઈ જવાબદાર સંપાદક તથા પ્રકાશક મળીને બલવન્ત ગૌરવગ્રન્થ રચવા-પ્રકાશવાનું સંસ્કારસંવર્ધન અંગેનું ઇષ્ટ એક કર્તવ્ય કેમ હજી યે નહિ બજાવતા હોય? આવા પ્રસંગે બંગાળ કે મહારાષ્ટ્ર તો પ્રમાદસેવનપરાયણ ન રહ્યાં હોત એ આપણે જાણીએ છીએ; અને, 'સુખવસ્તુ', સુખંતસેવનપરાયણ ગુજરાત આવું ને આવું વિદ્યાવિષયોમાં હજીરી કાયમ ખાતે રહેવાનું હોય (એકાદ નહિ પણ પાંચેક વિદ્યાપીઠો માટે તે હાયુનીયું થયા કરતું હોવા છતાં) હોય, એમ લાગે છે, એ પણ—જાણીએ જ છીએ ને?

## થોડાક વિદ્યાપીઠ-વિચાર

તા. સદર: એ થયાં—થવાનાં મળીને પાંચ તે કયાં? (૧) અસહકારયુગવાળું અસલ ગુજરાત વિદ્યાપીઠ. (૨) સરકારી કાયદાથી આવતા વર્ષે કામ ચાલુ કરશે તે ધનસત્તાક અમદાવાદ-વિશ્વવિદ્યાલય. (૩) તેના ઉપરાંત, ત્યાં જ સ્થપાય એવી જેને માટે આ માહને જ "સંસ્કૃતિ"એ સર્વે ખરા વિદ્યોપાસકોની વતી ઇચ્છા દર્શાવી છે તે સમસ્ત ગુજરાતનું પ્રજાકીય વિદ્યાપીઠ. (૪) ચાલુ થઈ ચૂકેલ ધ યુનિવર્સિટી ઑફ બરોડા. (૫) જેને માટે શાસનાધિકારપત્ર યાને 'ચાર્ટર' સિવાય હવે થોડું જ બાકી રહ્યું કહેવાય તે આણંદ નજીકનું નમૂનેદાર ગ્રામવિદ્યાપીઠ.

આમાંના છેલ્લાને કદાચ અમદાવાદ કાયદા-મદદે ગળી જવાનું, એવું આજે તો લાગે છે; ચોથા વિશે હમણાં કાંઈ પણ કહેવું વહેલું પડે; ત્રીજાની

સ્થાપના તો આવતી પછીની પેઢીમાં સમાજવાદી ગુજરાતી પ્રજા સત્ત્વગુણી પણ હશે તો કરે ત્યારની વાત ત્યારે; બીજું થશે ખરું, પણ મિસ-મહારાણીની ચમકઝમકતી વડારણ જેવું; પહેલા માટે સારી આશા ખરી—જો તેને એવી રીતે નવેસર સંયોજવામાં આવે કે તેમાં ગ્રામોદ્ધારને છેક ગૌણ નહિ પણ મધ્યમ સ્થાન આપીને મુખ્ય સ્થાન માનવવિદ્યાઓના ('હ્યુમેનિટીઝ'ના) અધ્યયનઅધ્યાપનના (અમદા વિશ્વ. વિદ્યા જેને જામુક ખીલવ્યા કરશે તે સાયન્સને માત્ર ગૌણ પદે આમાં બેસાડવાનું) ઉત્તેજનને અપાય. તો જ.

તા. સદર : પરમ દિવસે અહીં શામળદાસ કૉલેજમાં ગુજ. વિશ્વ વિદ્યાસમિતિના પ્રમુખે તર્કબદ્ધ તેટલા જ ભાવનાશીલ ભાષણમાં સમિતિવૃત્તાન્તનું નિરૂપણ કરતાં સૌથી અગત્યની વાત એ કહી કે આપણું એ નવું વિદ્યાપીઠ પ્રજાને રાજ્ય કરતાં શીખવવા સારુ, માટે તેની મુખ્ય બોધભાષા ગુજરાતી સિવાયની બીજી હોય જ નહિ—રાષ્ટ્રભાષા એ કામે જેમને લગાડવી તેમને માટે એવી છૂટ તેમ જ અનુસ્નાતક શિક્ષણ માટે એ જ વાપરવાની ફરજ રાખીને વિષયના આ અંગની વાજબી સામર્થ્યયુક્ત ભારપૂર્વકની તેમણે કરેલી વકીલાતે અમારા પર જે ઊંડી અસર કરી તે ઉપકાર માનતી વખત પ્રો. રવિશંકર મ. જોષીએ યોગ્ય રીતે વર્ણવતાં કહેલું કે જૂનાગઢે ઉપજાવેલ દાહને સ્થાને હવે શાન્તિ વળે છે. બોધભાષા ગુજરાતી રખાયાથી અહીંના વિદ્યાર્થીને ભણી ઊતર્યા બાદ મદ્રાસ કે પંજાબમાં નોકરી નહિ મળે એ વાંધાનો રદિયો ભાષણકર્તાએ ચોખ્ખું એમ કહીને જ આપ્યો એ સારું કર્યું કે વિદ્યાર્જન વિત્તાર્જન માટે છે નહિ; એ તો પોતાના ને સમાજને જ્ઞાનવિતરણ દ્વારા કરવાના એના કલ્યાણઅર્થે જ છે; અને પૈસા કમાવાની કુનેહ તો અભણ માણસમાં પણ હોય છે વગેરે. તેમને નનામો પત્ર લખી, વિદ્યાપીઠના વહીવટમાં પ્રતિનિધિત્વ માગનાર વિદ્યાર્થીને પણ તેમણે ભાષણમાં બરાબર જવાબ આપ્યો કે અલ્યા ભાઈ ! તને સાજો કરવા તો આ બધા ડાક્ટરો ભેગા કર્યા છે; તેમાં તારું પ્રતિનિધિત્વ તે શી રીતે હોય ? એ ડાક્ટરો એટલે બંધારણમાં જેમનો અવાજ આગળપડતો રખાવાનો છે (જો કે આ લાભ કાગળ પર તેટલો વ્યવહારમાં નહિ એવો પણ એક સમિતિસભ્યનો જ અભિપ્રાય છે) તે પ્રાધ્યાપકો. આ પ્રસંગે મળનાર સંચાલનના અધિકારોનો સદુપયોગ કરવા જેટલી ભાવનાશીલતા, ચારિત્ર્યબળ તથા નાનાંમોટાં પોતાની આસપાસનાં અનિષ્ટો સામે ધર્મબુદ્ધિથી ઝૂઝવા-

નાં ધૈર્યધૃતિ આદિ હમણાં તો નથી; અને એ ગુણો તેમનામાં, પ્રજામાં ઘર કરી બેઠેલી બેસુમાર પામરતા અને તે તરેહતરેહની—નષ્ટ થશે નહિ ત્યાં લગી પૂરતા પ્રમાણમાં પ્રગટવાના નહિ એ પણ નક્કી જાણવું.

### જૂના-નવા શબ્દો: ૧

૧૧-૯ ૪૯: આજે આવેલ લિપિસુધારણાસમિતિની પ્રશ્નાવલિમાં 'ટાઇપ-રાઇટિંગ' માટે 'મુદ્રાલેખન' જોયો. એના કરતાં પ્રા. વિષ્ણુભાઈએ અંગત પત્રમાં વાપરેલો (તે પરથી જ તેમના લેખના ભાષાન્તરમાં આવ્યો છે) 'કરમુદ્રણ' વધારે બંધબેસતો એકંદરે લાગે છે 'એકંદરે' કેમ કે આનો ઉપયોગ જે 'હૅંડ-પ્રિંટિંગ' નામની ત્રીજી જ ક્રિયા છે તેને માટે કોઈ કરવા માંડે નહિ એ સંભાળવાનું.... 'સંસ્કૃતિ' જેવું સમજુ માસિક પણ 'સિવિલિઝેશન'નો પર્યાય 'સભ્યતા' કેમ ચલાવી લેતું હશે, એના તંત્રી તો આનન્દશંકર વાઙ્મયના સંપાદક સુદ્ધાં છે એ ચિન્તકે (જેમ, તેમના સમકાલીનોએ) રૂઢ કરેલો 'સિવિલિઝેશન' માટેનો 'સંસ્કૃતિ' તેમને શો ખોટો લાગ્યો કે, એ ગોવર્ધનયુગમાં તો 'પોલાઇટ-નેસ' માટે જ વાજબી રીતે વપરાતો 'સભ્યતા' આમ, હવે તો 'શાહી-વાદી' તરીકે પણ ડહમાવા માંડી છે એ હિંદીમાંથી તેમણે (ને બીજા વિચારકોએ) આયાત કરવો પડનો હશે? આ સવાલથી ગેરસમજ ન થવી જોઇએ. હિંદીમાંથી તો શું પણ કામસ્યાટકિયનમાંથી સુદ્ધાં જેટલા શબ્દો ખરેખર ગુજરાતીમાં ન હોય ને આવશ્યક જણાય તે આપણે લાવીએ જ. એમ કરવામાં નથી નાનમ ને નથી થતો ભાષા-વટાળ. જે વાંધો છે, જે આપણા પ્રમાદો દૂર થતાં લગી ધમધમાવીને ફેલાવતા રહેવો જ પડે તેમ છે, તે તો છેક બિનજરૂરી હોય તેવા શબ્દોના અવિચારીપણે થયે જતા ભરણા સામે. એમાં આપણે સિદ્ધ કરીએ છીએ અંધાધૂંધી જ, બીજું કશું નહિ. જ્યાં 'સભ્યતા'ના ગુજરાતી અર્થસંસ્કાર ત્રણ પેઢીથી અને 'સંસ્કૃતિ'ના બે પેઢીથી સ્થાપિત થયેલા છે; નિરામય નિર્દોષ પરંપરા લેખે સુપાત્ર ભાષાભિજ્ઞોએ એ ઠરાવેલા છે, વાપરીને એને પૂરતી પ્રતિષ્ઠા-પ્રચલિતતા પણ આપી છે, ત્યાં આપણે માટે ખોટેખોટા નવા શબ્દો કેવળ નવતામોહે મુગ્ધ બનીને, વળી એમ મોહી પડવાથી હું જાણે કઈ અદ્ભુત રાષ્ટ્રીયતા, હૃદયવિશાળતા, દેશબાન્ધવતા આદિ ને ઇત્યાદિના જાળવણહારા હોઇએ તેમ વર્તવાનો શો છે અધિકાર, પ્રજાના જવાબદાર તંત્રીને, વિચારકને કે કોઇને પણ! શાસ્ત્રીયતા તો ઘેર ગઈ;

રુચિને ય ન પાળવી હોય તો ન પાળો; પણ અક્કલથી તો ખુદાને પિછાનતાં જરા શીખો !

"Civilisation is what we have, culture is what we are." આ ન્યાયે પહેલાની જે વિભાવના તેને છે સંબન્ધ બાહ્ય જીવનની વસ્તુઓ, સગવડો, પ્રગતિ વગેરેની સાથે. એ 'સિવિલિઝેશન' પહેલાં ગુજરાતીમાં 'સુધારો' કહેવાતો ને હજી યે કોઇ વાર કહેવાય છે પણ હવે એનો પર્યાય વધુ સામાન્ય રીતે 'સંસ્કૃતિ' જ ( આમાં, કોઈ વાર સંદર્ભાનુસાર, 'કલ્ચર' પણ સમજવાનું હોય. ) અને 'કલ્ચર' એટલે હમેશાં જ, આન્તરજીવનવિષયક, બાહ્યમાં અનુભવાતી સંસ્કારિતા ને દીપતા સંસ્કાર.

# આચાર્ય આનંદશંકરના
## તૈલચિત્રનો અનાવરણવિધિ[1]

ગુજરાતના સાક્ષરરત્ન તથા સમગ્ર હિંદના પ્રખર ચિંતક ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવના તૈલચિત્રના અનાવરણપ્રસંગે તા. ૨૩મી જુલાઇએ શામળદાસ કૉલેજમાં વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકવર્ગને ઉદ્દેશીને શ્રી ગગનવિહારી લલ્લુભાઈ મહેતાએ બે બોલ કહ્યા હતા. પ્રમુખસ્થાન કૉલેજના પ્રિન્સિપલ ડૉ. મોદીસાહેબે લીધું હતું.

સૌથી પ્રથમ પ્રો. જોષીસાહેબે આનંદશંકરભાઈના તૈલચિત્રના આ અનાવરણ પ્રસંગે શ્રી ગગનવિહારી જેવા યોગ્ય ગૃહસ્થ લાવ્યા બદલ પોતાનો આનંદ વ્યક્ત કર્યો હતો, અને કૉલેજને આ ચિત્ર ભેટ આપી આ પ્રસંગ ઉપસ્થિત કરાવનાર શ્રી યશવંત સવાઈલાલ પંડ્યાનો આભાર માન્યો હતો.

ત્યાર બાદ શ્રી ગગનવિહારીનો પરિચય કરાવતાં એમણે જણાવ્યું હતું કે એઓશ્રી મૂળે તો સાહિત્યકાર જ, અને એમનું 'આકાશનાં પુષ્પો'

1. અમારી વિનંતિ પરથી પ્રા. રવિશંકર મ. જોષીએ કૉલેજની ગુજરાતી સાહિત્યસભાના મંત્રી (જગદીશ જ. દવે) પાસે તૈયાર કરાવી મોકલેલો વૃત્તાન્ત. —તંત્રી

નામે પુસ્તક પ્રગટ પણ થયું છે; પણ એનાથી વધુ વિશાળ એવા ક્ષેત્રમાં એમણે પોતાની શક્તિ અજમાવવા યોગ્ય ધાર્યું, અને આજે હિન્દના અગ્રગણ્ય અર્થશાસ્ત્રીઓમાં એમની ગણના થાય છે.

ત્યાર પછી શ્રી ગગનવિહારીએ તૈલચિત્રનું અનાવરણ કર્યું હતું. એઓશ્રીએ આ તક બદલ સર્વનો આભાર માનતાં જણાવ્યું હતું કે આને માટે પોતે ઘણા લાંબા સમયથી રાહ જોતા હતા, પણ કંઈ ને કંઈ કારણોને અંગે આ કાર્ય લંબાણુ પર પડ્યું, અને આજે થઈ શક્યું છે.

શ્રી ગગનવિહારીએ આનંદશંકરભાઈ સાથેના નિકટ કૌટુંબિક સંબન્ધનો ઉલ્લેખ કરી એમની ટૂંકી જીવનરેખા દોરી સ્વભાવદર્શન કરાવ્યું હતું. પં. માલવિયાજીની સાથેનો પ્રસંગ એમણે ટાંકયો હતો. શ્રી માલવિયાજીને બનારસ યુનિવર્સિટી માટે વાઇસ-ચૅન્સેલર જોઇતો હતો. તે સમયે ત્યાંના પ્રાધ્યાપકવર્ગમાં બે તડ પડી ગયાં હતાં, અને સમાધાન કરાવનારની જરૂર હતી. ગાંધીજીએ તો આનંદશંકરભાઈનું નામ પંડિતજીને સૂચવી દીધું હતું, અને શ્રી. ગગનવિહારીના પિતાશ્રી સર લલ્લુભાઇને પૂછતાં એઓએ "પછી જવાબ દઈશ" કહી ઘેર વાત કરી. એ સાંભળી ગગનવિહારીભાઈ તરત બોલી ઊઠ્યા; તો પછી મામાનું [ આચાર્ય આનન્દશંકરનું ] નામ કેમ દેતા નથી ? અને એમના પિતાશ્રીએ એ નામ માલવીયાજીને સૂચવ્યું.

વાઇસ-ચૅન્સેલર તરીકે તેઓ બરાબર યોગ્ય જ હતા, અને એમની "સત્યં બ્રૂયાત્, પ્રિયમ્ બ્રૂયાત્, ન બ્રૂયાત્ સત્યમપ્રિયમ્"ની નીતિ એમને ત્યાં ઘણી જ ઉપયોગી નીવડી. જો કે એ નીતિથી આનંદશંકરભાઈને જીવનમાં વેઠવું પણ પડ્યું હતું, પણ એ કોઇને પણ દુઃખી કરી શકતા નહીં.

વાઈસ-ચૅન્સેલરની કામગીરીથી 'ધ્રુવજી'-ત્યાં એઓ એ નામે ઓળખાતા-ની કીર્તિ આખા યે હિંદમાં ફેલાઈ, સંસ્કૃતના પ્રખર અભ્યાસી અને ચિંતક તરીકે.

પછી શ્રી ગગનવિહારીએ એમના વિશાળ વાંચનનો નિર્દેશ કરતાં જણાવ્યું હતું કે એઓ જ્યારે મળવા જતા ત્યારે આનંદશંકરભાઈની આસપાસ બધે ગુજરાતી, અંગ્રેજી સામયિકો, સંસ્કૃત પુસ્તકોના ગંજ હોય. જ્યાં બેઠા હોય તેની આજુબાજુ છાપાંઓ પડ્યાં જ હોય. કેટલીક વાર વિચારમગ્ન અવસ્થામાં પણ એઓ દેખાતા.

ત્યાર પછી ડૉ. મોદીસાહેબે આનંદશંકરભાઈને પોતાના અભ્યાસકાલના

ગુરુ તરીકે ઓળખાવી કહ્યું હતું કે એમની હાથ નીચે સંસ્કૃત શીખવું એ એક લહાવો જ હતો. જો કે શિક્ષક તરીકે એઓ બહુ જ કડક હતા એનો પણ ઉલ્લેખ એમણે કર્યો.

ગાંધીજી સાથેના એમના સંબંધનો ઉલ્લેખ કરતાં એમણે જણાવ્યું કે ગાંધીજી આનંદશંકરભાઈ તરફ માનની દૃષ્ટિએ જ જોતા હતા. એક વાર ગાંધીજીએ "તમે મને બ્રાહ્મણ ગણો કે નહીં" એમ પત્ર દ્વારા પુછાવ્યું. આનંદશંકરભાઈએ જરા વિચાર કરી બ્રાહ્મણના ધર્મ અને તે કેવો હોવો જોઈએ વગેરે વર્ણનના શ્લોક લખી મોકલ્યા. પણ ગાંધીજીનો પાછો પત્ર આવ્યો "મારે બ્રાહ્મણ કેવો હોવો જોઈએ એ નથી જોઈતું, હું બ્રાહ્મણ છું કે નહીં તેનો 'હા' કે 'ના' એવો સ્પષ્ટ જવાબ જોઈએ છે !" આ સમયે મોદીસાહેબ પોતે હાજર હતા, અને આનંદશંકરભાઈએ કાગળ બતાવી એમને કહ્યું, "જુઓ, આ તો મોટું ધર્મસંકટ ઊભું થયું !" છેવટે પાછો એવો જ જવાબ મોકલી દીધો અને ગાંધીજીની રમૂજ પૂરી થઈ. કોઈનું મનદુખ કરવું એ એમનાથી થઈ શકે એમ હતું જ નહીં.

ત્યાર બાદ ડૉ. મોદીસાહેબે અને પ્રો. જોષીસાહેબે ગગનવિહારીભાઈનો આભાર માન્યો હતો. અને આવી જ રીતે ઈતર સાક્ષરોનાં તૈલચિત્રો પણ આવતાં રહે એવી શુભેચ્છા વ્યક્ત કરી હતી.

## શામળદાસ કૉલેજમાંનાં તૈલચિત્રો

| તારીખ | નામ | ચિત્રકાર | ભેટ આપનાર | અનાવરણકાર |
|---|---|---|---|---|
| ... | નર્મદ | ર. મ. રાવળ | યશવંત પંડ્યા | લીલાવતી મુનશી |
| ... | કલાપી | ,, ,, ,, | ,, ,, | અનંતરાય પટ્ટણી |
| ... | કાન્ત | ,, ,, ,, | ,, ,, | કાકા કાલેલકર |
| ... | ગોવર્ધનરામ | ,, ,, ,, | ,, ,, | બ. ક. ઠાકોર |
| ૮/૧૨/૪૭ | નરસિંહરાવ | ,, ,, ,, | ,, ,, | સુમંત મહેતા<br>શારદા મહેતા |
| ૮/૧/૪૮ | ગાંધીજી | ,, ,, ,, | ,, ,, | ગ. વા. માવળંકર |
| ૨૩/૭/૪૯ | આનંદશંકર | ,, ,, ,, | ,, ,, | ગગનવિહારી મહેતા |

હવે પછીઃ શ્રી ન્હાનાલાલ, શ્રી મુનશી, શ્રી બ. ક. ઠાકોરનાં તૈલચિત્રો શ્રી યશવંત સવાઈલાલ પંડ્યા ભેટ આપશે.

# નિકષ

## પિતાની લાડકી

ઉલ્કા : લે. વિ૦ સ૦ ખાંડેકર ભાષાન્તરકાર ગોપાલ ગજાનન વિદ્વાંસ. આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. રૂ. ૪-૮-૦

લેખક તેમની પ્રસ્તાવનામાં કહે છે કે તેમનાં બધાં પુસ્તકોમાં આ તેમનું સૌથી પ્રિય પુસ્તક છે અને જેમ નવલ ઉલ્કા તેના કર્તાની લાડકી કૃતિ છે તે જ પ્રમાણે તે નવલની નાયિકા ઉલ્કા તેના પિતાની લાડકી અને એકની એક પુત્રી છે.

માતાપિતાનું વહાલ તેમના કયા સંતાન તરફ વધારે ઢળે છે તે નક્કી કરવાના વિશેષ નિયમો નથી. ખાસ કરીને એટલા માટે કે એ વાત્સલ્ય, કે પ્રેમ સ્વયંભૂ ઊર્મિ છે અને તર્ક કે ન્યાયશાસ્ત્રના નિયમોથી તે પર છે. કર્તા અંતર્મુખ હોય, સ્વયંપરીક્ષક હોય, પોતાની પ્રત્યે કંઈક વિવેચક હોય તો ક્વચિત પોતાની કૃતિના દોષો જોઈ શકે પરંતુ તે કૃતિ તરફની તેની સ્વાભાવિક લાગણીમાં ફેર પડતો નથી. એટલું સ્પષ્ટ છે કે કર્તાને મને ઉલ્કાના જે દોષો છે તેનું કર્તાને ભાન છે એટલા માટે જ કેમ જાણે બચાવનો પક્ષવાદ ધારણ કર્યો હોય તે રીતે કર્તાએ પ્રશંસનીય નિખાલસતાથી ઉલ્કા શા માટે પોતાનું પ્રિય પુસ્તક છે તેનાં કારણો આપીને એ પ્રીતિનો બચાવ કર્યો છે. તેટલા માટે કર્તાની નિર્વ્યાજ પ્રીતિનું જે ભાજન બની ચૂકેલ છે તે નવલ વધારે સૂક્ષ્મતાથી જોવી રહે છે.

આખી નવલમાં પાત્રો ઘણાં થોડાં આવે છે; તેમાં પણ ઉલ્કા, તેનો પિતા અને ત્રણ યુવાનો એટલાં જ મુખ્ય છે. ઉલ્કા-પાત્રનું પ્રેરણાઝરણ કર્તાએ એવી રીતે સમજાવ્યું છે કે તેમના એક સ્નેહીની પુત્રી એક યુવાન સાથે પ્રેમમાં પડી, વડીલોએ તેમનો સંબંધ માન્ય રાખ્યો. બંને સાથે હર્યાફર્યાં, વીંટી બદલી અને લગ્નનો વિધિ થાય તે પૂર્વે યુવાને કહ્યું કે તે તો કોઈ બીજી સાથે પ્રેમમાં છે અને એ રીતે આ યુવતીનું હૃદય અને જીવન તેણે છિન્નભિન્ન કરી નાખ્યું. આ નવલમાંની ઉલ્કાનો પિતા એક ભાવનાશીલ પુરુષ છે. તેમણે પુનર્લગ્ન કરી સંસારમાં સુધારો દાખલ કર્યો છે. દ્રવ્યનો તેમને વ્યામોહ નથી અને સેવાધર્મ સમજી તે શિક્ષકની નોકરી સ્વીકારે છે. સંતાનમાં પુત્ર નથી, કેવળ પુત્રસમોવડી પુત્રી જ છે.

તે ખૂબસૂરત નથી. મતલબ કે તેના સૌંદર્યમાં મોહકતા નથી.-વળી તે લાગણી-પ્રધાન નથી પણ વિચારપ્રધાન છે. આ પ્રકૃતિ સહજ લાગે તે માટે કર્તાએ બે અગમચેતી યોજી છે. એક તો ઉલ્કા પુનર્લગ્નનું સંતાન છે અને પુનર્લગ્ન એ સમાજની રૂઢિ વિરુદ્ધનો પ્રયોગ હોઈ ઉલ્કા સમાજથી થોડીઘણી બહિષ્કૃત છે, તેથી તે વધારે અન્તર્મુખ બની છે. બીજું તે માતા કરતાં પિતાના વધારે સંસર્ગમાં આવી છે તેથી લાગણીવિવશ ઓછી બને છે, આ પિતૃસાહચર્ય પણ પુનર્લગ્નનું જ એક અવાન્તર પરિણામ છે. આમ જન્મથી જ ઉલ્કા એક વિશિષ્ટ બાલક તરીકે ઉછરે છે અને તેથી સ્વાભાવિક રીતે બીજાં કરતાં જુદી પડે છે.

પછી આવે છે લગ્નની સમસ્યા, છેક આજ સુધી આપણા મધ્યસ્થ થરના લોકોએ પુનર્લગ્નને સંસારમાં સ્થાન આપ્યું નથી પણ પચીસેક વર્ષ પહેલાં તો તેનો વિરોધ અતિ ઉગ્ર હતો. એથી પુનર્લગ્નનાં સંતાનોને સમાજમાં સ્થાન મળતું નહોતું. એમાં વળી ઉલ્કાની જ્ઞાતિમાં વરવિક્રય. કન્યા આપવા ઉપરાંત પૈસા આપવા પડે અને તે પાછા મેળવવાની હુંડી-રૂપ પુત્ર તો હતો નહીં એટલે ઉલ્કાના પકવકાલે તેનાં માતપિતાની મુખ્ય ચિંતા તેને ઠેકાણે પાડવાની હતી.

સંયોગવશાત્ રૂપ્યાનો દીકરો વસંત તેમને મળી જાય છે. અને વસંતને ઉલ્કાનું વાગ્દાન અપાય છે. તેઓ હવે મળે છે, પત્ર-વ્યવહાર કરે છે અને એકાદ વખત તો બન્ને વચ્ચે ચુમ્બનની આપલે થઈ હોત-જો માછીમારનો બાલક-આવી ચઢ્યો નહોત તો. પણ તે વખતે કે તે પછી પણ એ ચુમ્બન તો ન જ થયું પણ લગ્ન સુદ્ધાં ન થયું. વસંતને એક વધારે પૈસાપાત્ર માણસે પોતાનો જમાઈ થવા ખરીદી લીધો.

ઉલ્કાનું હૃદય ભાંગીને ટુકડા ન થઈ ગયું. થોડા જ વખતમાં માણિક-રાવ નામના જરા મોટા ગૃહસ્થ ઉલ્કા સાથે લગ્ન કરવાના ઈરાદાથી તેમને મળે છે, તે વિલાયત જઈ આવેલા છે, વ્યવહારદક્ષ છે. વાગ્દાન દેવાઈ જાય છે પણ અમુક મુદત એ વાત છુપી રાખવી એવી શરત પણ થાય છે. તેઓ સાથે ગોવા જાય છે. માણિકરાવ ઉલ્કાને વીંટી આપે છે અને હાથ ચૂમે છે. પછી પાછા ફરે છે. અને માણિકરાવ માછીમારના છોકરા દ્વારા વસંત-ઉલ્કાના મિલનની વાત જાણે છે, પણ કાંઈ બોલતા નથી. -માણિકરાવને વધારે અનુકૂલ એવું બીજું પાત્ર જડી જતાં વસંત-ઉલ્કાની

વાત લખી જણાવે છે અને આપણી વાત છુપી ન રાખી શરતનો ભંગ કર્યો છે એમ કહી વેવિશાળ તોડી નાખે છે. ઉલ્કાને આ બીજો આઘાત છે; તેથી પણ તેનું હૃદય ભાંગી જતું નથી.

ઉલ્કા અહીંથી પાછી પડ્યા પછી આંબેગાંવકર પંડિત-જે બીજવરે છે—તેની સાથે લગ્ન કરે છે. તેને એક પુત્રી થાય છે. એ પંડિત જમીનદાર છે. તેના ખેડૂતો તેની સામે ઉશ્કેરાયેલા છે. એક વખત તેમાંનો એક પંડિતનું ખૂન કરે છે.

આ છે ઉલ્કાના નવલજીવનના પ્રણય પરિણયનો સાર.

આ નવલમાં ઇન્દુ, જે આ નવલના નભોમંડળમાં જ્યોતિષ્માન થતો નથી પણ વચ્ચે વચ્ચે ચમકી જાય તેવો તારલો જ છે, તે પાત્ર ગૌણ પાત્રોમાં આગળપડતું છે. ઇન્દુ ઉલ્કાની સહાધ્યાયિની છે. તેનો બાપ પૈસાદાર છે અને મા શંકરપદ ચારિત્ર્યની છે. ઉલ્કાનું વસંત સાથેનું વાગ્દાન તોડાવવામાં કારણભૂત ઇન્દુ જ બને છે. જો કે આખરે વસંત પણ ઇન્દુ જોડે લગ્ન કરી શકતો નથી; અને છેવટ ઇન્દુ જેને પરણે છે તે આંબેગાંવકર પંડિતનો મુનીમ બને છે એટલું જ બસ નથી પરંતુ આગળ ઉપર ઇન્દુનો બીજો વાગ્દત્ત મણિકરાવ પણ ઇન્દુને જ કારણે ઉલ્કાને તજે છે, અને ઇન્દુ સાથે લગ્ન કરે છે. આને ગૌણ પાત્ર લખવાનું કારણ એ છે કે સાર પછી તેનું શું થાય છે તે આમાં આવતું નથી.

ઉલ્કા ત્રણ યુવાનોના સંબંધમાં આવે છે તેમાંથી સૌથી પ્રથમ એક બાલક તરીકે જેનો પરિચય થાય છે, અને તે પણ ઇન્દુની મારફત થાય છે તે ચન્દ્રકાન્ત નામે સ્થાનિક હોટેલવાળાનો ભાણેજ છે. ઘણી નાની વયે એ છોકરાને આપઘાત કરતાં ઉલ્કા અટકાવે છે. ઉલ્કાના પિતાનું તેના ઉપર મમત્વ બંધાય છે. ચન્દ્રકાન્ત એમના આદર્શો ઝીલે છે. પોતાના નવા આદર્શો રચે છે. અમલમાં મૂકે છે. જીવન સાથે ઘણા પ્રયોગો કરે છે. શાંતિનિકેતન જાય છે. ક્રાંતિકાર બને છે. છુપાઇને છદ્મ નામે રહે છે. મિલમજૂરોમાં કામ કરે છે. એક વિશિષ્ટ બંગાળી છોકરીનું દિલ હરી લે છે. ઉલ્કાના પતિને બચાવવા આંબેગાંવ આવે છે પણ મોડો પડે છે અને છૂપો રહી શકતો નથી અને દસ વરસની સજા પામે છે. નવલકથાના અંતભાગમાં ઉલ્કાને ખબર પડે છે કે ચન્દ્રકાન્તનું હૃદય તેણે જ લઇ લીધું હતું તેથી તે પેલી બંગાળી છોકરી કલ્પનાને મળ્યું નહીં.

આમ છતાં ચંદ્રકાન્તે કોઇ વાર એ સ્નેહને પ્રકટ થવા દીધો નહોતો. આ ચન્દ્રકાન્ત વિશે કર્તા લખે છે કે, "સમાજની (આ) સ્થિતિ પલટાવી જ જોઇએ એમ મને વારંવાર લાગ્યા કરતું. બાળપણની સમાજસુધારાની મારી સંકુચિત માન્યતાઓ ધીરે ધીરે દૂર થતી ગઈ. વિશાળ સામાજિક ક્રાંતિનાં ઝાંખાં સ્વપ્નો મારાં હૃદયચક્ષુ સામે નાચવા લાગ્યાં. હરકોઇ ક્રાંતિનો વિચાર બંડખોર હૃદયમાંજ ઉદ્ભવે છે. આવા કોઇ બંડખોર યુવકનું–અન્યાય સામે જીવ સટોસટ યુદ્ધ ખેલતા યુવકનું ચિત્ર ધીરે ધીરે મારા મનમાં સાકાર થતું ગયું. મને ઉલ્કાનો ચંદ્રકાન્ત જડી આવ્યો." આ નવલમાં ઉલ્કાથી બીજે નંબરે આ મોથી મહત્ત્વનું પાત્ર છે. ઉલ્કા જો હીરોઇન છે તો ચન્દ્રકાન્ત હીરો છે.

ઉલ્કાના પિતા ભાઉસાહેબનું દર્શન એકબે અપવાદ સિવાય કેવળ ઉલ્કાદ્વારા અને તેમની ડાયરી અને કવિતાદ્વારા જ થાય છે. ભાઉસાહેબનું ચિત્ર કર્તાના આત્મચરિત્રરૂપે દોરાયેલું છે તે વાતનો કર્તાએ ઇન્કાર કર્યો છે તે તદ્દન ખરો છે. ભાઉસાહેબ નામ, કવિનું હૃદય, શિક્ષકનો ધંધો અને ગ્રામસેવાનો આદર્શ આ ચાર અને રમુજમાં કહીએ તો બંને ઉલ્કાના સર્જક છે એ પાંચ સામ્ય છે. પણ આદર્શ અને આર્થિક વ્યવહાર વચ્ચેનો તીવ્ર વિસંવાદ દર્શાવવા માટે યોજેલું એ એક પાત્ર છે. અને તે માટે વધારે સ્વાભાવિક બીજું પાત્ર ભાગ્યે જ યોજી શકાત

ઇતર પાત્રોમાં મા, ફોઇબા ( વસંતની માતા ), રસોઇયણ ( ચન્દ્રકાન્તની માતા ) નીરા, મનુભ. ( નીરાનો પતિ ), શ્રી ગડકરી, પ્રોફેસર અપ્પુસાહેબ, કલ્પના, સાસુજી અને માછીમારનો છોકરો: એટલાં પાત્રો આવીઆવીને ચાલ્યાં જાય છે; અને એક કુશળ નવલકથાકારની છટાથી તે પાત્રોના તાણાવાણા મુખ્ય પાત્રોના તાણાવાણા સાથે એવી ખૂબીથી વણી લીધા છે કે તેથી સમગ્ર નવલકથાનું પોત દીસી આવે છે.

કેટલાંક પુસ્તકોની માફક કેટલીક નવલકથાઓએ પણ સમાજજીવન ઉપર ઊંડી અસર કર્યાના દાખલા ઇતિહાસ નોંધે છે. તેવી નવલકથાઓમાં આ પુસ્તક સ્થાન લેશે ? ઉત્તર તો ઇતિહાસ જ આપી શકે. કર્તાએ રજૂ કરેલ સામાજિક અત્યાચારો અને આર્થિક વિષમતાઓનો ઉકેલ તે જ ખરો છે કે કેમ તે નિબંધચર્ચાનો વિષય છે. ઉલ્કા પોતે વિશિષ્ટ પ્રકારનું પાત્ર હોવાથી તેની સાથે જ બધાં વાંચનારાં તાદાત્મ્ય ભાગ્યે જ સાધી શકે, છતાં તેમાં

કેટલાંક મર્મસ્પર્શી કાવ્યો અને બેત્રણ હૃદયવેધક કિસ્સાઓ આવે છે તે નવલનું મૂલ્ય ઘણું વધારે છે.

આખી કથા આત્મચરિત્રરૂપે કહેવાઈ છે, અને વચ્ચે વચ્ચે તત્ત્વજ્ઞાનનો સંભાર ભર્યો છે. અને સાદ્યંત રસથી વાંચી જવાય તેવી છે. ભાષાન્તરકાર બંને ભાષાના શિષ્ટ જ્ઞાતા છે.

આપણાં નવલધનમાં આ ભાષાન્તર નોખી ભાત પાડે છે.

મુનિકુમાર મ. ભટ્ટ

## શ્રી ઉમાશંકરનાં વિવેચનો

**સમસંવેદનઃ** ઉમાશંકર જોશી (૧૯૪૮: જીવનસાહિત્યમન્દિર, વડોદરાઃ રૂ. ૩)

છેલ્લાં કેટલાંક વર્ષોમાં આપણે શ્રી ઉમાશંકરને કવિ, નવલકથાકાર નવલિકાલેખક અને નાટકકાર તરીકે, પણ 'સમસંવેદન'માં તો વિવેચક તરીકે ઓળખીએ છીએ. આમ છતાં તેમની શક્તિનો જે સુન્દર પરિચય એમની કવિતામાં થાય છે તે સાહિત્યનાં બીજાં સ્વરૂપોમાં એટલા જ પ્રમાણમાં થતો નથી. બીજાં સ્વરૂપોમાં એમને અપૂરતી સફળતા મળી છે એમ કહેવું જોઇએ.

વિવેચન, સુન્દર વિવેચનને માટે જે ગુણો આવશ્યક છે તે ગુણો કષ્ટસાધ્ય છે. શ્રી ઉમાશંકર જેવા વિદ્વાન પણ એ ગુણો પૂરતા પ્રમાણમાં કેળવી શક્યા નથી એમ 'સમસંવેદન' વાંચ્યા પછી લાગે છે. આ પુસ્તકમાંના લેખો પુસ્તકોની પ્રસ્તાવનારૂપે અથવા સામયિકોમાં આવી ગયા હોઇ કેટલાક વાચકોને પરિચિત છે. દશ લેખોમાંના 'સમસંવેદન', 'સૉનેટ' 'કવિતા અને પ્રાગતિકતા' એ ત્રણમાંથી બે સાહિત્યના સિદ્ધાન્તો ચર્ચતા લેખો છે જ્યારે 'સૉનેટ' એ સાહિત્યના સ્વરૂપની ચર્ચા કરતો લેખ છે. સૈદ્ધાન્તિક ચર્ચામાં જે ઊંડાણ અને તલસ્પર્શિતા જોઈએ એ તે આમાં નથી, એ ચર્ચા કાંઇક અછડતી રીતે થઈ છે. આનાથી સંતોષકારક વધારે પ્રમાણમાં હોત તો સારું એમ કહી શકાય. ઉ. ત. 'સમસંવેદન'માં સર્જક ભાવકના ચિત્તમાં પોતે અનુભવેલાં સંવેદનો સંક્રાન્ત કરવા હમેશ ઇચ્છે છે અને કલાનો પણ પ્રધાન હેતુ જ એ છે એમ લેખકનું કહેવું છે. ઉપરથી સાદી દેખાતી આ વાત બહુ ઊંડી વીગતવાર ચર્ચાનો વિષય છે પણ એ અહીં થઈ નથી. કલાની અપૂર્વ નિર્મિતિઓ સંપ્રજ્ઞ રીતે થાય છે? જો ન થતી હોય તો

પછી એનું પ્રયોજન શોધવું નિરર્થક છે. વળી ભાવકમાં સમસંવેદન જાગે એ માટે કેટલીક અપેક્ષાઓ રહે છે; અને એની પણ અધિકારમર્યાદા હોય છે. એ અને એમાંથી નીપજતા અનેક પ્રશ્નોની ચર્ચા લેખક કરી નથી. એકાદ-બે દાખલા જુદાજુદા સાહિત્યકારોના આપી આખી ચર્ચા સમેટી લીધી છે. એટલે એ વાચકને અસંતુષ્ટ રાખે છે. 'સોનેટ'માં માત્ર એ કાવ્યસ્વરૂપનો ઇતિહાસ અને એનાં લક્ષણો છે એટલે એ વિષે ખાસ કહેવાનું નથી. 'કવિતા અને પ્રાગતિકતા' એ એક સુંદર વિવેચનલેખ છે. એમાં 'સમસંવેદન'-લેખ જેવી અવિશદતા ક્યાં યે નથી. શ્રી. ઉમાશંકરનું જુદાંજુદાં સાહિત્યનું વાચન વિશાળ છે અને તેથી તે આવી ચર્ચા વધારે તુલનાત્મક બનાવી એને ખીલવી શકે છે. કવિતામાં પ્રગતિ કઈ રીતે સાધી શકાય, પ્રગતિનું લક્ષણ શું અને ગુજરાતી કવિતા-સાહિત્યમાં પ્રગતિ કેવી રીતે થઈ છે એ એમણે કુશળતાપૂર્વક દર્શાવ્યું છે.

બાકીના સાત નિબંધો મોટે ભાગે જુદાંજુદાં પુસ્તકોના પ્રસ્તાવના-લેખો છે. પ્રસ્તાવનાની મોટી મર્યાદા એ છે કે એમાં લેખક સ્પષ્ટપણે કંઈ કહી શકતો નથી. એમાં જે કંઈ આવે તે મોટે ભાગે તો પુસ્તકની પ્રશંસારૂપે હોય છે એટલે વિવેચક માટે જરૂરી એવું તાટસ્થ્ય એમાં જળવાતું નથી. પરિણામે, તે પરિચયાત્મક પ્રવેશક વધુ અંશે બને છે. 'અર્ધી સદીનો દેશવરો'માં આ લેખકે બાલાશંકર પ્રત્યે વધારેપડતો પક્ષપાત બતાવ્યો છે. બાલાશંકરનું સાહિત્યમાં જે બહુમાન્ય સ્થાન છે, એના કરતાં ય ઊંચું સ્થાન આપવા તેમણે પ્રયત્ન કર્યો છે. (ઉપેક્ષિત કવિને અનુગામી કવિહૃદયે ઉદ્ધરવાની એ રીત કુદરતી; આ દાખલામાં સન્નિષ્ઠ પણ છે. બાલાશંકર શુદ્ધ ભારતીય દૃષ્ટિએ વંચાય એ જરૂરનું લાગે છે.—તંત્રી) 'નરસિંહરાવ કવિ'માં નરસિંહરાવની કવિતાપ્રવૃત્તિનું મૂલ્યાંકન લેખક સમભાવથી કરે છે, છતાં સ્પષ્ટ કહે છે કે નરસિંહરાવનું કવિ તરીકેનું મૂલ્ય તો ઐતિહાસિક દૃષ્ટિએ જ રહેશે. અહીં આપણે એમને યાદ દેવડાવીએ કે એમના મિત્ર, બીજા કવિવિવેચક શ્રી. સુન્દરમે 'અર્વાચીન કવિતા'માં એ મૂલ્ય પણ નરસિંહરાવના ભાગ્યમાં રહેવા દીધું નથી. 'લોપામુદ્રા: એક દૃષ્ટિપાત'માં શ્રી. મુનશીના નાટકનું કડક વિવેચન લેખક કરે છે અને સ્પષ્ટ શબ્દોમાં એના દોષો દર્શાવે છે. 'કાકાસાહેબની કવિતા'માં શ્રી. કાલેલકરની શૈલીમાં રહેલી મધુરતાથી મુગ્ધ બની શ્રી. ઉમાશંકર માત્ર એમની શૈલીનાં ગુણગાન

ગાતા થઈ એમાં રહેલી ચિન્તનસામગ્રીને ભૂલી ગયા છે. (પણ ઉદ્દેશ જ વિવેચનવિષયના કવિત્વદર્શનનો છે ને ?—તંત્રી.)

આમ આ પુસ્તકમાંના જુદાજુદા લેખોમાં થયેલાં વિવેચનોમાં માત્ર ત્રણ કે ચાર સર્વાંગપૂર્ણ કહી શકાય એવાં છે.

કુંજવિહારી મહેતા

## પ્રાપ્તિ-સ્વીકારની નોંધ[1]

૧

સમયની સામે દોડ કરતાં લખાતી આ નોંધમાં, એ લપાય છે તે દિવસે વામદાસર સપ્ટેંબરની પંદરમીએ આવી પહોંચેલા, "હવે ભાષાના એક ચાલુ કોશ તરીકે કામચલાઉ પરિપૂર્ણતાએ પહોંચેલા" સાર્થ ગુજરાતી જોડણીકોશને ('નવજીવન પ્ર. મં. રૂ. ૧૨)–એને જ આ નોંધમાં માનનું સ્થાન ઘટે. પાનાં ડેમીકદનાં 'માનસી' જેવાં ૪૦+૧૨૨૧ છે; શબ્દો, આશરે પોણો લાખ. આ ચોથી આવૃત્તિમાં નવાં અંગ ત્રણ છેઃ વ્યુત્પત્તિ, શબ્દપ્રયોગો, ઉચ્ચારણ. ગુજરાત વિદ્યાપીઠની વધુ મોટી સેવાઓમાંની આ એક છે; ભારતીય સંસ્કાર-સેવાને પણ આ એક ગર્વપ્રદ પ્રદાન ગણાય.

ગયા ચરણમાં પ્રથમ પંક્તિના બે વિવેચનસંગ્રહો પ્રગટ થયા છે: પ્રા વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીકૃત પરિશીલન (ગાંડીવ સા. મન્દિર, સૂરત; રૂ. ૪) તથા પ્રો. અનન્તરાય મ. રાવળકૃત ગન્ધાક્ષત (એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ; રૂ. ૪). પહેલામાંના ૨૧માંથી આઠ લેખો તો વાચકોએ 'માનસી'માં જ વાંચ્યા છે; 'ઇતિહાસદિગ્દર્શન' જેવાં કોઇ કોઈ લખાણ કર્તાની વિવેચનકલાના પરિચિતોને પણ અજ્ઞાત જેવાં, તે આમાં આવ્યાં તે સારું થયું; આરંભનું 'વિવેચનની પ્રતિષ્ઠા' તથા 'અનુભાવના' એ બંને ઉચ્ચ ગુણાંકિત વ્યાખ્યાનો સર્વોત્તમ છે. નામસૂચિ છે એ ખરાબર અને એમાં વિષય-ઉપવિષયો ઉમેરીને એને રીતસરની વર્ણાનુક્રમણી (આવા ગ્રન્થમાં આવશ્યક) કરી હોત તો વધુ સારું, પણ પ્રત્યેક નિબન્ધ કે અવલોકનની સાલ નથી આપી એ વર્તમાન અભ્યાસીઓની, વધુ અંશે તો ભવિષ્યનાઓની; અગવડ વધારશે. આ દોષથી પ્રકાશનસ્થળનિર્દેશ

[1] ૧. અહીં નોંધાતાં પુસ્તકો પર યથાવકાશ ન્યૂનાધિક વિસ્તારથી લખવા-લખાવવાનું છે જ.

સહિતનું ગન્ધાક્ષત મુક્ત છે. 'વિવેચનની પ્રતિષ્ઠા'ની છેલ્લી લીટીઓનો ઉપયોગ કરીને કહીએ તો, ત્યાં જે ભાવિ આશા તે અહીં સારે જોવે અશે, 'વિવેચનનેત્ર'યુક્ત સુવિવેચકોની સિદ્ધિ, આ બંને કૃતિઓમાં છે, કેમ જે આ બંને પુસ્તકોમાંનાં વિવેચનો છે "આનન્દપર્યવસાયી, સત્યપ્રતિપાદક ને સૌષ્ઠવયુક્ત." ગન્ધાક્ષતમાં એ જ કર્તાના સાહિત્યવિહારની જેમ વિશદતા, સમગ્ર વિષયદર્શન તથા "સંમાર્જિત ગદ્યશૈલી" એ મોટા વિવેચનગુણો વાચકને સ્થળેસ્થળે ઊંડો સન્તોષ અનુભવાવે તેટલા પ્રમાણમાં છે.

કાવ્યમાધુર્યની અનુગામી સુમનમાલા કાવ્યસૌરભમાં (ત્રિપાઠી લિ. રૂ. ૩) આપણા સર્વપ્રથમ સમર્થ માલાકાર રા. હિંમતલાલ ગ. અંજારિયાએ થોડાં ગોવર્ધનયુગનાં, બાકી પ્રવર્તમાન મોહનયુગનાં એમ બધાં ળીમ દોઢસોથીય વધુ કાવ્યો તથા સુપદ્યોના ટૂંકા ટિપ્પણ સમેત મનોહર ગૂંથણી કરી છે. અલકા (પ્ર. ચન્દ્રકાન્ત છ. અ. મહેતા, અમદાવાદ; રૂ. ૩) એ, રા. જેઠાલાલ ના. ત્રિવેદીનાં પ્રકૃતિ, પ્રણય, રાષ્ટ્ર તથા યુગભાવના આદિ સંમાન્ય પરંપરાથી કાવ્યક્ષમ વિષયોનાં સોએક મુક્તકો તેમ જ બીજા ઊર્મિકાવ્યોનો આકર્ષક રૂપરંગવાળો સંગ્રહ છે.

ત્રણ વર્ષ પર જે ભપકાદાર રંજનસમારંભ રાજકોટના કોલેજ-કંપાઉંડમાં ઝળહળેલો, તેને સાહિત્ય સાથે પણ નિસ્બત હતી ખરી, એવું પ્રા. ઉપેન્દ્ર છ. પંડ્યાએ સુસંપાદિત 'ગુજરાતી સાહિત્ય (પરિષદ?)[1] સંમેલનઃ સોળમું અધિવેશન' (રૂ.૫) એ મોટાં અઢીસો પાનાંના, અહેવાલ વ્યાખ્યાનો તથા નિબન્ધોના ગ્રન્થ પરથી લાગે છે, તેટલું એ વખતે નહોતું જ લાગતું. સાહિત્યનું, પરિષદભાવનાનું પણ એ દિવસોમાં થયું તેટલું અપમાન કરવાની કોઈની દેન નહોતી, તે જમાનામાં જે થોડા સારા પરિષદવૃત્તાન્તો (ઉદા. રાજકોટની જ ૧૯૦૯ની ત્રીજીનો, પ્રો. ઠાકોરે, તથા ભાવનગરની ૧૯૨૪ની સાતમીનો સ્વ.માનશંકર પી. મહેતાએ-આ બંને જેવા કર્તવ્યશીલ અનુભવી પારખુ-સેવકોએ લખેલા વૃત્તાન્તો) લખાયા હતા તેની યાદ આપે તેવો સરસ આ વૃત્તાન્ત એનાં નાનામોટાં સર્વે આવશ્યક અંગો કાળજીથી રજૂ કરનારો, પ્રોત્સાહક શૈલીમાં લખાયલો બન્યો છે એમ કહેતાં આનન્દ થાય છે.

---

૧. અહીં પ્રશ્ન એ માટે કે સાહિત્યપરિષદ હવે કાયમી સંસ્થાનું નામ હોઇ, તેનાં ઉપવેશન સાહિત્યસંમેલન જ કહેવાય.

સુન્દર ભાષાન્તરોની નવી આવૃત્તિઓ પણ, ત્રણે રા. કાલેલકરકૃત રહસ્ય-
ક રસવિવેચનો સહિત, નવજીવન-સંસ્થા તથા ગુજ. વિદ્યાપીઠે પ્રગટ-
છેઃ અચલાયતન ( ગિ. કૃપાલાની; રૂા. ૧ ); ચિત્રાંગદા અને વિદાય-
શાપ ( સ્વ. મહાદેવભાઈ, ન. દ્વા. પરીખ; ૧૦ આના ); એ બંને-
। છે, તો એ જ બે સમર્થ ભાષાન્તરકારોએ અવતારેલા, ભારતીય વિવેચન-
ત્યમાં અદ્વિતીય પાંચ પરમ સુન્દર આઠ સર્જનાત્મક વિવેચનનિબન્ધો,
(કાલિદાસાદિની અમર કૃતિઓ પર, છે પ્રાચીન સાહિત્ય એ મહાન
ન્થમાં. નવજીવન પ્ર. મન્દિરની જ પ્રકાશિત આ બે નવી આવૃત્તિઓ
ગાંધીજીની સાધના ( રા. મ. પટેલ, રૂા. ૨ ) તથા ટોલ્સ્ટૉયકૃત
કરીશું શું ? ( ન. દ્વા. પરીખ; રૂા. ૨ા. )

હિટલર અસુરનો અવતાર જ હતો એ વાતની હજી પે'જેને શંકા
। હોય તેણે સ્તાલિનગ્રાડ, ( ગતિપ્રકાશન લિ. અમદાવાદ; રૂા. ૧ )
વું. રા. જયન્તી દલાલે, પરાજિત જર્મનોના "ઉરધબકારને વાચા
તું" થા. પ્લેવીઅરકૃત આ નાનું શું સમકાલીન રત્ન આપીને
ાપયક રંક ગુર્જર સાહિત્યનું રાંકપણું તેટલે અંશે કમી કર્યું છે.
। "મસ્ચાઈની સાહાઈ" ('વસંત'કારનાં શબ્દો) એની અન્તર્ગત
કરતાને પૃષ્ઠે પૃષ્ઠે સુભયંકર બનાવે છે.

૨

નવજીવન પ્ર. મન્દિરના (અમદાવાદ) વધુ પ્રકાશનોઃ અનાસક્તિયોગઃ
ીજી ( આ. ૨જી; રૂા. ૦ાા ); જીવના તહેવારોઃ દ. બા. કાલેલકર
ા. ૪થી; રૂા. ૨ ); અને મજૂરી કરનારાઓને, ટોલ્સ્ટૉયકૃતઃ ન. દ્વા.
ખ (આ. ૨જીનું પુનર્મુદ્રણ; રૂા. ૦। ), ગ્રામસેવાના દસ કાર્યક્રમોઃ
દવે ( રૂા. ૧ ); પ્રેમપન્થ, ૪ઃ વા. ગો. દેસાઈ (રૂા. ૦।); બાપુ-મારી
મનુબહેન ગાંધી ( દસ આના ); આંધળાનું ગાડું: જુ. દવે ( આ.
નું પુનર્મુદ્રણ; રૂા. ૦ાા); ધરમાખીઃ બં. હી. ગાંધી ( સાત આના );
વાન મહાવીરના દશ ઉપાસકોઃ બ. બેચરદાસ દોશી (આ. બીજી; રૂા. ૧ાા);
દ્રભાષાનો સવાલ, પં. નહેરુ (સાત આના).

સતી ને સાધ્વીઓ, જુગા પંડ્યા ( ગતિ-પ્રકાશન લિ. અમદાવાદ;
રૂ. ૨ાા )-બુલબુલઃ ૨. કોઠારી ( ચારુતર પ્રકાશન વ. વિ. નગર;
ણંદ; અગિયાર આના). શ્રી કૃષ્ણપ્રેરિત કાગવાણી, ભા: ૧, ૨: કવિ

વિષયનાં 'દક્ષિણા'માંના (ઑગસ્ટ) તંત્રી-લખાણોમાંનાં એકમાંનું શ્રી-અરવિન્દવચન-એવા ભાવાર્થનું કે શ્રીકૃષ્ણે પણ હાથ નહોતું ધર્યું તે કાર્ય કરવા ભગવાને આ અનન્તતાના યાત્રી યોગીવર્યને પૃથ્વી પર પાઠવ્યા છે-પ્રથમ દૃષ્ટિએ પ્રાગલ્ભ્યવાળું લાગે પણ એવું ન લાગવા માટે મનને પૂર્વગ્રહમુક્ત કરવાની ઘણી જરૂર છે. શરીર-પૂર્ણતા વિશેનો નિબન્ધ The Divine Body અપૂર્વ નિબન્ધ ઉલેખાયો છે તે, પણ ખાસ ધ્યાનપાત્ર છે

## રાગમાધુર્ય અને ગીતનૃત્ય

દૂધગંગા, મેંદીનાં પાનઃ અવિનાશ વ્યાસ (એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ ૨.)

શ્રી. અવિનાશ વ્યાસનાં આ બે પુસ્તકોનું અવલોકન કરીએ તે પહેલાં 'દૂધગંગા'ની પ્રસ્તાવનામાં શ્રી. વ્યાસે કરેલાં કેટલાંક વિધાનો વિચારવાં જરૂરી છે. એ આ ત્રીજી આવૃત્તિથી પરમ સંતોષ પામી શ્રી. વ્યાસ પોતાનાં ગીતોનાં ગુણગાન ગાય છે. અને જેમ શ્રી. ચન્દ્રવદન મહેતાએ ગુજરાતની રંગભૂમિના ઉદ્ધારનાં સ્વપ્ન સેવેલાં તેમ શ્રી. વ્યાસ કંઈક ગીતોના 'ઉદ્ધાર' વિષે ઝંખના રાખતા લાગે છે. શ્રી વ્યાસ કહે છે, "આજે પંજાબી હસે છે, મહારાષ્ટ્રીય મશ્કરી કરે છે, બંગાળી ટીકા કરે છે કે ગુજરાતમાં સંગીત નથી, ગુજરાત ગીતવિહોણું છે." આ ખરું નથી. ગુજરાત સંગીત કે ગીતવિહોણું છે એમ કહેવાની ધૃષ્ટતા કોઈ પણ ગુજરાતી સાહિત્યનો અભ્યાસી કરે નહીં. ઠેઠ નરસિંહ-મીરાંથી માંડી દયારામ સુધીનો આખો ય મધ્યકાલ ગીતોથી ભર્યો પડ્યો છે અને અર્વાચીનોમાં ન્હાનાલાલથી તે ઠેઠ ઉમાશંકર, સુન્દરમ્ સ્નેહરશ્મિ આદિ સુધી ઘણાઓએ ગીતો આપ્યાં છે; રાસ તથા ગરબાનો કાવ્યપ્રકાર તો ઠેઠ વલ્લભ મેવાડાથી ખીલ્યો છે અને એ ગુજરાતનું આગવું અંગ છે. તો પછી શ્રી વ્યાસ એ બધાની ઉપેક્ષા કરી પોતે જ જાણે ગુજરાતને ગીતોથી ભરી દેવા નીકળ્યા હોય એવો દાવો કેમ કરી શકે? વળી તે કહે છે કે, "કવિતા છન્દમાં જ લખાવી જોઈએ એમ હું માનતો નથી." તેમને કહીએ કે ભાઈ, વિવેચન એ તમારું ક્ષેત્ર નથી અને એમાં ઝંપલાવવાનું માંડી વાળો તો ઠીક. સાહિત્ય વિષેનું એમનું પરિમિત જ્ઞાન પ્રસ્તાવનામાં ડગલે ને પગલે જણાઈ આવે છે, દયારામને

ણું મહાન કવિ કહ્યો છે. મહાન કવિ કોને કહેવાય એની પણ ખબર વ્યાસને હોય તેમ લાગતું નથી.

'દૃષ્ટગંગા'માંનાં ગીતોને કવિતાની કોઈ પણ કસોટીએ ચકાસી જોઈશું તેમાંથી સાચાં મોતી બહુ ઓછાં નીકળશે, અને ફટકિયાં મોતીનું ણ વધારે હશે. એમનાં ગીતોમાં અનુભૂતિની સચ્ચાઇ, સચોટ ઊર્મિની તા અથવા ભાવનું સુરેખ આલેખન બહુ ઓછાં છે એમ કહી ય. એમાં તો છે મુખ્યત્વે માત્ર કાનને ગમે એવો રણકાર ને ઢાળ, ા સપાટીની ઊર્મિ, ઉપરચોટિયું ભાવાલેખન. કવિતા જ્યારે ઉપલક ીતમાં ફસાઈ જાય છે ત્યારે કેવી નબળી પડી જાય છે એનો સબળ વો આવાં ગીતોમાંથી મળે છે. ગીતોમાં જે સારો કે સંકુલ ભાવ કે ગંભીર તન, લાઘવથી સરળ પ્રતીકદ્વારા રજૂ થવું જોઇએ તે એમનાં ગીતોમાં નથી એથી એમાં ચિરંજીવિત્વ નથી. 'ગુણસુન્દરી' બોલપટમાંનું ાળી તમે થોડાં થોડાં થાવ વરણાગી "વાળું" ગીત કાવ્યની કોટિએ પહોં- ક્દી પણ ગણાય તેવું નથી. એમાં કાવ્યત્વનો જરા જેટલો ય અંશ ; અને એવાં તો આ સંગ્રહમાં ઘણાં ય છે અલબત્ત એ બધાં જે ર કંઠથી ગવાય તો કર્ણપ્રિય લાગે પણ તે ક્ષણિક રંજકતા છે. બુદ્ધિની ા બાજુએ મૂકીએ તો પણ સંસ્કારી હૃદયને પણ એ સ્પર્શતી નથી.. એનું કશું મહત્વ હોય તો તે માત્ર એના ઢાળ કે રાગની મધુરતામાં જ.

'મેંદીનાં પાન' એ નવ ગીત, નૃત્ય અને નાટિકાનો સમન્વય કરવા- કરતું પુસ્તક છે. અંગ્રેજીમાં જેને 'બેલે' કે 'પેન્ટોમાઇમ' કહે છે ા સ્વરૂપનાં આ ગીતનૃત્યો છે. લેખક એને માટે 'સંગીતકમ્' શબ્દ ે છે જે ઉચિત લાગતો નથી કારણ કે એનાથી નૃત્ય અને અભિનયનું ન થતું નથી. ગીતનૃત્ય શબ્દ કદાચ વધારે અનુકૂળ પડે.

એમાંનાં નવ ગીતનૃત્યોમાંથી બે ઐતિહાસિક વ્યક્તિઓનાં જીવન. પતાં છે, બાકીનાં જીવનની વાસ્તવિકતા, વિષમતા અને કરુણાઇ નિરૂપતાં વળી 'પરીક્ષા' જેવા ગીતનૃત્યમાં થોડાક કટાક્ષ પણ છે. આ સૌનું યોજન સુન્દર રીતે થયું છે. પાછળ ગીત ચાલતું હોય અને નૃત્ય તથા ભિનયથી એ ગીતનો ભાવ રંગભૂમિ ઉપર મૂર્ત થતો હોય. આ જાતનાં નૃત્યો ગુજરાતીમાં ઘણા ઓછાં છે અને એમાં થી વ્યાસને સારી સફળતા છે. આ સૌમાં ભૂખ, પરાકાષ્ઠા અને આમ્રપાલી સુન્દર છે, ભાવના

પલટાની સાથે બીબાના રાજકાળ પણ પલટાય છે અને એથી ભાવની સચોટતા વધે છે. આ જાતના નવીન પ્રયોગ માટે શ્રી અવિનાશ વ્યાસને જરૂર અભિનંદન ઘટે.

કુંજવિહારી મહેતા

## પરિચાયિકા

**ઈશ્વરના સાન્નિધ્યમાં:** સ્વા. રામદાસ (૧૯૪૮: આનંદાશ્રમ, રામનગર; કાન્હાનગઢ એસ. આઇ. રેલ્વે; રૂ. ૩). સૌરાષ્ટ્રમાં હમણાં જ પધાર્યા હતા તે સ્વામી શ્રી રામદાસજી એટલે સમકાલીન જગતના સૌથી સાચા પ્રભુભક્તોમાંના એક. પૂર્વાશ્રમમાં પોતે અમદાવાદમાં હતા એ એક; અને ૧૯૩૬માં તેમને વિશે 'મહાકાલ'માં રા. કૌશિકરામે લેખમાળા લખેલી એ બીજો દાખલો, ગુજરાત સાથેના તેમના આગલા સંબંધોનો છે. આ નોંધ લખનારને પણ સાબરમતીના હરિજનઆશ્રમમાંના એક સ્નેહીએ તેમની પહેલી વાત કરી હતી. આત્મજ્ઞાનના કોઈ પણ અભીપ્સુની શ્રદ્ધા જગાડે, સ્થિર કરે એવું તેમનું નાનું શું સરસ પુસ્તક 'ઇન ક્વેસ્ટ ઑફ ગૉડ' તેમણે વાંચવા આપ્યું હતું. તેનું ગુજરાતી પણ થયું છે. એની જેમ, અનુસંધાનમાં લખાયલું પ્રસ્તુત સુવાચ્ય ભાષાન્તરરૂપ પુસ્તક પણ સારી નવલકથા જેવું ધાર્મિક વિષયોના રસિકને માટે બન્યું છે. સ્વામીજીની ભારતના વિવિધ પ્રદેશોની પરિવ્રજ્યાની આ કથા ભક્તિરસ નીતરતી તો હોય જ; ઉપરાંત, એમાં સ્થળે સ્થળે આવતા માનવભાવી પ્રસંગો તથા પાત્રો વીરતાનો, ક્યારેક કરુણતાનો, વારંવાર અદ્ભુત કે હાસ્યરસનો સુખદ આસ્વાદ કરાવે છે. આપણું પરિચિત રૂપક છે તેમ, વાર્તારસમાં જ્ઞાનગોળી અહીં વાચક કે શ્રોતાને પાઈ દેવાય છે; અને એ રસપાન છે ઘણું મિષ્ટ, તૃપ્તિદાયક, શ્રેયસ્કર, પુનઃ પુનરપિ વગરથાકે કર્યા જ કરીએ તેવું.

**ગુજરાતી ભાષા, વ્યાકરણ અને લેખન:** પ્રા. મનસુખલાલ મ. ઝવેરી (વોરા એન્ડ કં. કિ. રૂ. ૨).

વાક્ય તથા વાક્યવિચારથી માંડીને છન્દોવિચાર સુધીનું આ રૂપ-પ્રકરણી પુસ્તક શાળાઓ ઉપરાંત કૉલેજોના પહેલા બંને વર્ગો માટે પણ ખાસ ઉપયોગી છે. કર્તા ભાષાભિજ્ઞ તથા ખરા સાહિત્યપ્રેમી છે, શિક્ષણ-નુભવી પણ છે એટલે સ્વાભાવિક રીતે જ તેમનું વિષયનિરૂપણ સુવ્યવસ્થિત,

વિશાળતાસભર તથા કર્તવ્યનિષ્ઠાયુક્ત છે. આ જ કારણે નવા તથા અર્ધ-નવા કહેવાવાને લાયક સર્વ લેખકો (ખાસ કરી, ઘણાંખરાં દૈનિક-સાપ્તાહિકના) પણ પુસ્તકનો નમ્ર ભાવે (ને વારંવાર) ઉપયોગ કરે તો, તેમનામાંના ઘણા મે ઠમણાં તો "ગુણી ગુર્જરીને ખોડે" છે—અને એ ક્રિયા ઊંધે અસ્રે જ જારી કરતા-હોવા-ઉપરાંત, ઉશ્કેરાટભર્યા જીવનમાં હોંસેહોંસે જાણે કાયમ કર્યા જ કરવાના એમ પણ કેટલીક વાર તો લાગે છે—તેઓને એમના સવાર-સાંજિયા ભાષાવિષયક અત્યાચારોના અપરાધી ઠરતા પણ, અતિઝાઝા પરિશ્રમ વિના મટાડશે એવી ખાતરી પણ આપીએ છીએ.

**આપણું હિંદુસ્તાન,** લેખકઃ મીનુ મસાણી (સાલ ૧૯૪૩, અનુવાદકઃ પુરુષોત્તમ ત્રીકમદાસ, ચિત્રકારઃ સી. એચ. જી. મૂરહાઉસ, પ્રકાશકઃ હંફ્રી મિલ્ફર્ડ ઑક્સફર્ડ યુનિ. પ્રેસ. કીંમત રૂ: ૧)

નાનાં નાનાં બાળકોનાં નાજુક મગજમાં સહેલાઈથી ઊતરી જાય તેવી સાદી અને સરળ ભાષામાં આ પુસ્તક લખીને લેખકે સારું જ્ઞાન આપવાનો પ્રયત્ન કર્યો છે. સાંભળેલાં કરતાં જોયેલું તુરત યાદ રહે તેથી પ્રત્યેક જુદા જુદા વિભાગનાં ૧૦ ચિત્રો રજૂ કરીને લેખકે બાળકોમાં વધારે રસ ઉત્પન્ન કરવા પોતાનું કળાકૌશલ્ય દાખવ્યું છે. આજે શાળાઓમાં ભણતાં બાળકો અને બાળાઓ આવતી કાલના હિંદનાં નાગરિકો અને તેમાંના જે દેશસેવા કરવા ઇચ્છે છે તેઓએ પોતાના દેશનું ગ્રામજીવન, હિંદના ખેડૂતની વાર્ષિક કમાઈ, જમીનની અછત તથા હિંદુસ્તાનનું ખરું ધન શું છે તે બધું સમજવું વધારે જરૂરી છે એમ લેખકે બતાવી માત્ર પર્વત, નદી જાણવાથી હિંદની સેવા નહિ થઈ શકે તેમ રજૂ કર્યું છે. તે ઉપરાંત આવતી કાલના હિંદના યોજકોએ તે પણ જાણવું જરૂરી છે કે પોતાના દેશની ઉન્નતિ માત્ર પૈસાથી નહિ પણ સહકારી ખેતી કરીને અથવા સૌ એકબીજાનું સાથે સંપીને પોતપોતાની આવડત પ્રમાણે બનાવેલા માલની આપલે કરીને થઈ શકે. બાળકોને ચિત્રો જોવાથી તુરત જ સમજાય તેવી કુશળતાથી હૂબહૂ દેખાવો દર્શાવ્યા છે.

ટૂંકામાં, આ અત્યંત ચિત્તાકર્ષક પુસ્તક છે. ચિત્રોથી લેખકનો આશય યોગ્ય રીતે વિશેષ સ્પષ્ટ થાય છે. આનંદદાયક અને વાંચકોના વિચારમાં પરિવર્તન આણે એવું છે. અઘરા 'શબ્દો' નહિ તેથી ગમ્મત, બગડે નહિ.

આજનાં બાળકબાળાઓ વાતરૂપે લખાએલા આ નાના સરખા પુસ્તકમાં

થી ઘણું ઘણું ન જોયેલું જાણી શકશે અને "હિંદુસ્તાં હમારા"ની પ્રગતિ કરવામાં દેશને સહાયરૂપ નીવડશે.

(૧૯૪૭માં આ પુસ્તક લખાયેલું અને તેથી અખંડ હિંદની દૃષ્ટિએ જ બધું વર્ણન અપાયેલું છે પરંતુ હવે તો તે બે ભાગમાં વહેંચાઈ ગયું હોવાથી અંદરની અમુક બાબત જુદી રીતે સમજવી જરૂરી છે.)

**દાઝેલાં હૈયાં:** ગોપાળ ગ. વિદ્વાંસ: આર. આર. શેઠની કં. રૂ. ૩ા મુંબઇ

અગાઉ 'ચિત્રમય જગત'માં પરિચાયિત ઇટાલિયન નાટકકાર લિવગિ પિરંડેલો (પુસ્તકમાં 'પિંડરેલો' છપાયું છે એ ખોટું.)ની પોતે રચેલાં પાત્રને રૂબરૂ મળવાની અપૂર્વ આયોજનપદ્ધતિથી ગુજરાતીમાં ભાષાંતર તરીકે એવી પહેલી જ કૃતિ, રા. વિ. સ. ખાંડેકરની મરાઠી નવલ પરથી. એમના જ પ્રવેશક સાથે. વિષય: સ્ત્રીપુરુષનો 'શરીરસંબન્ધ.' વસ્તુ, મુખ્યત્વે યુવકયુવતીનાં જીવનમાંથી.

**માનવીની ભવાઇ:** પન્નાલાલ પટેલ (પ્રકા. ઉપર પ્ર. રૂ. ૫)— "ભવાઇ"ના ચાલુ ઉપરાંત 'મિલકત' તથા 'ખેતી' એ અર્થો પણ સમાવતી હોઈ, ગ્રામજીવનની આશરે ૪૦૦ પાનાંની ૩૮ પ્રકરણી નવલ.

વિ. ક. વૈ.

# મનન

## પૂર્ણયોગ

અમેરિકાને સન્દેશ

East and West have always met and mixed more or less closely, they have powerfully influenced each other and at the present day are under an increasing compulsion of Nature and Fate to do so more than ever before. ... ... East and West could be reconciled in the pursuit of the highest and largest ideal; Spirit embrace Matter and Matter find its own true reality and the hidden Reality in all things in the Spirit—Shri Aravinda: 'A Message to America Aug. 1949)

પૂર્વ પશ્ચિમવિષયક જે દષ્ટિ તથા વિચારો આ વખતના ઉપર્યુક્ત સન્દેશમાં છે તેના અંકુર શ્રીઅરવિન્દના ચિત્તમાં, 'આર્ય'નાં (ઑગસ્ટ ૧૯૧૫) ભાવના તથા કાર્યક્રમ એના બીજા વર્ષની શરૂઆતના લેખ 'અવર આઇડીઅલ'માં પણ મોજૂદ હતાં. એ લેખમાં તેમણે એ માસિકનો આદર્શ નિરૂપતાં એક તત્ત્વદર્શી યોગી જ કરી શકે તેવું પ્રતિહાસદર્શન એવી રીતે કર્યું છે કે એશિયા તથા યુરપમાં વિશ્વાત્મા કાલભગવાનની લીલા તેજછાયારૂપે અનુભવાતી રહી છે: અહીં અધ્યાત્મપ્રકાશ, ત્યારે ત્યાં અન્ધકાર; વળી અહીં જો વિશ્રાન્તિ કે બંધિયારપણું તો ત્યાં મનોમય–બુદ્ધિપ્રભાવની–બલિષ્ઠતા અથવા પ્રાણમય–ઊર્મિવૃત્તિકામનાની –પ્રવૃત્તિશીલતા. એકંદરે, પૂર્વ આધ્યાત્મિકને તથા પશ્ચિમ ભૌતિકને ભજનાર માલૂમ પડેલ છે. 'આર્ય' પત્રની નેમ આ પ્રત્યેક માનવપ્રકારની ખામી નિવારાય, એકમેકના પૂરક થઈ આત્મપ્રતિષ્ઠિત એકતાવાળું જીવન સમસ્ત જનકુલ ગાળે અને વિકસાવે એ જ રાખી હતી, રહી હતી.

આજે ચોત્રીસે વર્ષે એ અંકુરોનો ભાવનારોપ અમેરિકાને ગઈ તા. ૧૫મી ઑગસ્ટ નિમિત્તે પાઠવાયલા મનનીય, આચરણીય સન્દેશરૂપે સુપુષ્પિત થયો છે. એના પ્રારંભનાં શ્રીમાતાજીનાં બે વાક્યોમાં અમેરિકિનોને તેઓ પશ્ચિમના ને બીજા પૂર્વના એમ વિચારવું છોડી દેવાનું ઉદ્બોધન છે; કારણ, મનુષ્યમાત્ર એક જ દિવ્ય આદિમૂળ ધરાવે છે અને સૃષ્ટિહેતુ એ જ છે કે એ એકત્વનો આવિષ્કાર પૃથ્વીપટે થાય.

શ્રીઅરવિન્દના સન્દેશમાં એમની વિશિષ્ટ જીવનદષ્ટિ બલ્કે વિશ્વદષ્ટિના અધિષ્ઠાન પર રચાયલી સંક્ષિપ્ત તેટલી જ વિશદ, મૂલગામી વિચારણા જોઈ શકાય છે. પૃથ્વી પરના જનકુલના પૂર્વપશ્ચિમગત ભેદો કરાય છે પણ પોતાનું વલણ ભેદ નહિ સામ્ય જોવા તરફ, ઉભયનું એકત્વ કેમ સિદ્ધ થાય એ વાત તરફ અધિક રહ્યું છે એમ જણાવી તેઓ માનવ જાતિના સર્વત્ર જોવામાં આવતા ઉભયસામાન્ય સ્વભાવ પ્રત્યે તથા અન્તિમ નિયતિ પ્રત્યે આપણું લક્ષ દોરે છે. આપણી સૌની બાહ્યાન્તર ગતિ વિશેષ પૂર્ણતા પ્રતિ છે અને પશ્ચિમ જડવાદી છતાં ત્યાં સન્તપુરુષો ને યોગીઓ થયા છે તેમ પૂર્વ અધ્યાત્મલક્ષી છે તો પણ અહીં જડવાદી વલણો હોય છે તથા ભૌતિક ઐશ્વર્યની અવગણના થઈ નથી. આમ, ઉપલા અવતરણના પહેલા ભાગમાં કહ્યું છે તે પ્રમાણે, પૂર્વપશ્ચિમ બંને

ન્યૂનાધિક નિકટતાથી એકબીજાને મળતાં રહ્યાં છે, એકનો પ્રભાવ બીજા પર પડ્યો છે અને ચાલુ સમયમાં તો પ્રકૃતિ તથા નિયતિ પૂર્વપશ્ચિમને વધતા પ્રમાણમાં ફરજિયાતપણે[1] મેળવતાં જાય છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી પૂર્વની તેમ જ પશ્ચિમની પ્રજાઓએ સર્વસામાન્ય આદર્શ, પોતાનું ધ્યેય, જીવનની વાસ્તવિકતા તથા પરમ સત્યની પોતાની વિભાવના પરથી નક્કી કરી લેવું જોઇએ. પૂર્વ ને પશ્ચિમ વચ્ચે મૂલગત ભેદ તો નથી પણ, બંનેનાં વલણો વચ્ચે વચ્ચે જતો દિશાભેદ તો છે. પૂર્વ જો અધ્યાત્મને તો પશ્ચિમ દુન્યવી વસ્તુઓને પહેલું મહત્ત્વ આપતું રહ્યું છે; પરન્તુ આ બંને વિશ્વપ્રકૃતિનાં અંગો યા પાસાં, તેથી એકબીજાથી અસંગત રહેવાનું કારણ નથી; ઊલટું, ભવિષ્ય માટે બંનેનો સમન્વય આવશ્યક છે.

એ ધ્યેયની સિદ્ધિ કેમ થવાની ? ઉત્તરઃઉત્ક્રાન્તિ દ્વારા. પશ્ચિમના ભૌતિકવિદોએ ('સાયંટિસ્ટસ') જે જીવનરહસ્ય શોધ્યું છે તે સ્થૂલ, ભૂતાર્થવાચક યા પદાર્થવાચક હોઈ, એની મગદૂર જડતત્ત્વપૂરતી વધારે; તેથી, પરિમિત કેમ કે બાહ્ય આકાર તથા જાતિને ('સ્પીશીઝ'ને) તે અનુલક્ષે છે. ઊલટ પક્ષે, પૂર્વના તત્ત્વજ્ઞોએ ચેતનાવિકાસમાં એ રહસ્ય પારખ્યું છે. માનવના બાહ્ય આકારમાં સંપ્રેત સત્ત્વ છે એમ સ્વીકારીએ. એટલે આમ પણ સ્વીકારવું જ રહ્યું કે એ સત્ત્વની ઉત્ક્રાન્તિ કાંઈ એક જ જન્મમાં યોગ્ય રીતે કે પૂરતા પ્રમાણમાં થવાની નહિ; એ તો અનેક જન્મોની,

---

૧. આનાં બંને પ્રકારનાં ઉદાહરણ: (૧) આગલી ઘણી ય નાના છતાં ભારતને કૉમનવેલ્થમાં રહેવાની, અંગ્રેજી ભાષા બીજાં ખાસ્સાં પંદર વર્ષ માન્ય રાખવાની ફરજ કુદરત ને કિસ્મતે પાડી છે. (૨) ભારતે પરમાણુશક્તિના અંકુશ અંગે અપરતંત્ર વલણ લીધું; (૩) અમેરિકામાં (અગાઉ કલ્પાયું ન હોત એવડું) ગાંધીસ્મારક: (૪) ત્યાંની ભારતીય પંતપ્રધાનની ઐતિહાસિક મુલાકાત; (૫) અમેરિકન વિચારનેતાઓએ કરવા માંડેલો શ્રીઅરવિન્દનો સ્વીકાર. (જોવાં, ઑગસ્ટ-સપ્ટેંબરનાં 'મધર ઇંડિયા')

૨. અહીં આપણે યાદ રાખીએ કે પશ્ચિમના લોકોએ 'સાયન્સ'-દત્ત શક્તિઓ સ્વાર્થરહિત રીતે વાપરતાં શીખી ઈશ્વરાભિમુખ, જાગ્રત, ચેતનયુક્ત 'અનાસક્તિ ખીલવવી જોઈએ ; અને પૂર્વના લોકોએ બાહ્ય જીવનનાં ઔદ્યોગીકરણ, રાજ્યતંત્રસંચાલન આદિ માત્ર ભીતિમયતાથી નહિ-ઇશ્વરસાન્નિધ્યપૂર્વક કરવાનાં છે; જેથી કરી, હમણાં તો સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં પણ અસુરનું રાજ્ય નિરંકુશવિહારી છે તે દુર્દશા ટળે, સર્વત્ર સુસ્તાની લહેરો વાય.

અનેક દેહધારણવાળી પાર્થિવ જીવનની શ્રેણી દ્વારા બને તેવું છે.*

પ્રકૃતિએ અચેતન એવા જડમાં પ્રાણ તથા મન દ્વારા ઉત્ક્રાન્તિ સાધી છે તેમ હવે પછીને માટે તેની નજરમાં અપૂર્ણ માનવમનની–એના અજ્ઞાનની પાર એને લઈ જનારી ચેતનાનો વિકાસ પણ હોય. આ નવ-ચેતના એવી કે મન એના હાલના અજ્ઞાનમાંથી ઉત્ક્રમણ કરીને એ ઉચ્ચતર ચેતનાને પોતામાં, એના અન્તર્ગત અધિકાર તથા સ્વભાવલેખે, ધારણ કરે: એ છે વિજ્ઞાન, સ્વયં સાક્ષાત, સત્-ચિત્રૂપ વિશિષ્ટ જ્ઞાન–એવું, જે આપણા હાલના 'જ્ઞાન'ની જેમ ખોળવા જવું પડતું નથી ને એ રીતે ય વારે વારે ખોળાતું તેમ ખોવાતું જતું નથી. મનોમય સત્ત્વ જે જીવ, તે આવું જ્ઞાનસ્વરૂપ સત્ત્વ બની પૂર્ણાનન્દભર્યું અધ્યાત્મજીવન જીવી શકે છે એમ એક ઉપનિષદમાં કહ્યું છે.

જો માનવ હવેનું તેનું પાર્થિવ, પ્રકૃતિગત પગલું એ રીતે ભરીને શુદ્ધસત્ત્વ જ્ઞાનતૃપ્ત કૃતાત્મ યુક્તાત્મ બની શકે તો આ દેહમાં યા પૂર્ણત્વ-વાળા દેહમાં તે પૃથ્વી પર જ સર્વદેશી પૂર્ણતા સિદ્ધ કરી શકે. પછી,

We could even speak of a divine life on earth; our human dream of perfectibility would be accomplished and at the same time the aspiration to a heaven on earth common to several religions and spiritual seers and thinkers.

પરમાત્મા જે પરમ સત્ય, તેના પ્રતિ આરોહણ કરવું એ માનવ આત્માનું ઉચ્ચતમ ધ્યેય તથા એની આવશ્યકતા છે; પરન્તુ પરમાત્મા તથા એની શક્તિઓનું–દિવ્ય વિભૂતિનું જગતમાં ઊતરવું એ પણ શક્ય છે. આ કારણે, આ રીતે, ભૌતિક જગતનું અસ્તિત્વ વાજબી તેમ જ સાર્થ; વળી, એમ જ આપણને સમજાય છે કે સૃષ્ટિનો દિવ્ય હેતુ છે અને એની

* પુનર્જન્મસિદ્ધાન્ત આ સન્દેશમાં જેટલો ટૂંકામાં તેટલો જ બુદ્ધિગમ્ય રીતે સ્પષ્ટતાપૂર્વક સૂચવાયો છે. એ વિષય પરના ગયા અંકના લેખમાંની શ્રીઅરવિન્દ-ની વિશદ વિચારણા પણ મૌલિક છે.

૩. આ સૂચન મુંડકમનો જે મંત્ર (૩; ૨, ૪; ૫, ૬), 'ધ લાઇફ ડિવાઇન'ના બીજા ખંડના પૃ. ૨૪માની શરૂઆતમાં (પ્રકરણનામ: ધી ઇવોલ્યુશન ઑફ ધ સ્પિરિચ્યુઅલ મૅન) ટાંક્યો છે, તેનું લાગે છે. એ તથા એનું અંગ્રેજી આ અંકની મંજૂષામાં સંપાદિત સાઇટેશન્સ ઈન ધ લાઇફ ડિવાઇન એ પુસ્તિકામાંથી આપ્યું છે.

સમસ્યા ઉકેલી શકાય છે. આવા ઉચ્ચતમ, વિશાલતમ આદર્શની ઉપાસના કાજે પૂર્વ તથા પશ્ચિમ સમન્વિત બની શકે: ચૈતન્ય જડને ભેટે; જડ, ચૈતન્યને; એટલે જડને પોતાની ખરી વાસ્તવિકતા તેમ ગૂઢ સત્ય-ઉષ્મ-ચૈતન્યમય વસ્તુમાત્રમાં લાધે.[૪]

## સંસ્કારજીવન

**આવતી ઘડીના પૂર્વછાંય**

ત્રીશ વર્ષ પર પશ્ચિમ હિંદના સાંસ્કારિક પાટનગર પૂનામાં જ સંમેલનનો આરંભ પ્રાચ્યવિદ્યાપરિષદરૂપે થયો હતો, તેનું પંદરમું ઉપવેશન મુંબાઈમાં નવેંબરના પહેલા અઠવાડિયામાં ભરાશે. મુખ્ય પ્રમુખ ડૉ. એસ. કે. દે તથા (વૈદિક ઉપરાંત બૌદ્ધ, જૈન, ઇરાની, ઇસ્લામી વિષયો સમેત,) તેર વિભાગાધ્યક્ષોના સમર્થ નેતૃત્વ હેઠળ, ભારતીય સંસ્કારજીવનનું એ દ્વિવાર્ષિક જ્ઞાનસત્ર સરસ રીતે પાર પડવાની આશા રહે છે. હવેના રિવાજ પ્રમાણે ગુજરાતી, હિંદી, ઉર્દૂ વગેરે ભારતીય ભાષાઓના વિભાગો માટે પણ અવકાશ રખાયો છે તે સંતોષપ્રદ બિના ગણાય; ઇચ્છવાનું એટલું જ કે એનાં સ્થાન છેક ગૌણ બની જાય નહિ. આવી સર્વ પરિષદોનું ચર્ચા-અંગ પણ 'સંસ્કૃત એંડ સ્ટેટ-પોલિસી' તથા 'સિમ્પ્લિફાઇડ સંસ્કૃત' એ વિષયો પરની વિવાદ-સંસદોમાં, અનુક્રમે ડૉ. દે તથા ડૉ. રાઘવનના પ્રમુખપદે સચવાશે એ અધિક આનન્દની વાત છે. સંસ્કાર-પર્યટન આદિનો પણ કાર્યક્રમ છે. આ મહત્ત્વના સમારંભ વિશેનો સુયોગ્ય વિદ્વાનનો લેખ આવતા અંકમાં આપવાની આશા રાખીએ છીએ.

પૂનાના જ ડેક્કન કૉલેજ સંશોધનમન્દિરવાળા આપણા તરુણ વિદ્વાન ડૉ. હસમુખ ધી. સાંકળિયાકૃત ગ્રન્થ 'હિસ્ટોરિકલ એંડ કલ્ચરલ જ્યોગ્રાફી એંડ એથ્નોગ્રાફી ઑફ ગુજરાત' (નવેંબર ૧૯૪૪નાં તેમનાં ઠક્કરવ્યાખ્યાનો) ગયા માસમાં પ્રગટ થયો છે.-ગુજરાતમાં ઇ. સ. પૂર્વે ૩૦૦થી ઇ. સ. ૧૩૦૦ સુધીનાં દોઢ હજારથી ય વધુ વર્ષનાં આ ભારતપ્રદેશનાં સ્થળ-નામ તથા વ્યક્તિનામનો રસિક ઇતિહાસ તેમાં અન્વેષણ તથા વિવેચન-

[૪] આ જડચૈતન્યનો વિરોધ, ક્રમેક્રમે પરસ્પર ઓળખ, ઉપર હમેશનું એકત્વ: આ સઘળું બહુ અસરકારક રીતે ચિત્રરૂપે આશ્રમની અંગ્રેજી-ફ્રેંચ શારીરશિક્ષણ-પત્રિકામાં (ઑગસ્ટ '૪૯) બતાવ્યું છે.

પૂર્વક, શિલાલેખો - આદિને આધારે, લખાયો છે 'ઇતિહાસની કેડી'માંના એ દિશાના રા. સાંડેસરાના પ્રયાસ પછીનો આ વધારે વિસ્તૃત ફલક પરનો આદરણીય સફળ પ્રયાસ છે.

આ પ્રકારની માનાર્હ ગુજરાતી વિદ્વત્તા આપણે ત્યાં કોઇ કોઈ વાર જોવામાં આવે છે ને એની કદર ( નાણાંથી નહીં ખરી જ; ઉપરાંત, એમાંથી પ્રજાના યુવાનો તથા ઇતર શિક્ષિતોએ અવિરતપણે ઉચ્ચ સંસ્કારપોષણ પામી-પમાડીને ) થાય છે તેથી પણ અધિક પ્રમાણમાં થવી જોઇએ. પ્રાદેશિક વિદ્યાપીઠો નહોતાં એ જમાનામાં પણ ગઈ ત્રણચાર પેઢી દરમ્યાન બંગાળે, આન્ધ્રદેશ તથા તામિલનાડે અને મહારાષ્ટ્રે જે માનજનક વિદ્યા-વ્યાસંગ રાખ્યો છે અને ભારતીય સંસ્કારિતાને ઉચ્ચતમ જ્ઞાનસંવર્ધન દ્વારા પ્રજાવર્ગમાત્રમાં એનું જુદીજુદી રીતે વિતરણ કરવામાં સંસ્થાઓ, ગ્રન્થો, ગ્રન્થાલયો, સામયિકો, વિદ્વાનો, કર્તવ્યરત સમર્થ પ્રાધ્યાપકોરૂપી સાધન-સંપત્તિ ઉપજાવી પોષી વિકસાવી વિસ્તારીને જે ઉત્તમ પ્રતિની સંસ્કારસેવા દેશને ચરણે ધરી છે, તેના પ્રમાણમાં તો આ વિષયોમાં ગુજરાતીઓ ભારતના અતિશૂદ્રો યા અન્ત્યજો છે એમ કહેવાય. એતદ્‌વિષયક આવો પ્રજાકીય અધ:પાત હેમચન્દ્રાચાર્યથી આનન્દશંકરાચાર્ય સુધીના પંડિત-પ્રવરોના સાંપ્રત વિદ્યા-વંશજોનો થયો હોવાથી, બીજી બેત્રણ પેઢી સુધીમાં સુપાત્ર ઉપરાંત ચારિત્રસંપન્ન, ખરી કર્મણ્યતાયુક્ત વિદ્વાનો પૂરતી સંખ્યામાં આ ભૂમિમાં પાકનાર નથી એ નિશ્ચે જાણવું.

પૂના યુનિવર્સિટીની જેમ સરકારી ખરડામાં પોતાની બોધભાષા પસંદ કરવાનું ગુજરાત વિશ્વવિદ્યાલયની વિદ્યાસભા પર સરકારે છોડ્યું નહિ એ ખોટું થયું છે. તપાસ-સમિતિએ વૈકલ્પિક બોધભાષાની વાત કરી છે ને કાયદો પણ કદાચ એવો વર્ણસંકરી આ બાબતમાં થશે એમ આ લખતી વખતે ઑક્ટોબરના પહેલા અઠવાડિયામાં લાગે છે. એવી બિનકુદરતી છૂટ અમુક સ્થળની મહાશાળાઓનું જોડાણ ફરજિયાત કરવાના વહીવટી-રાજકીય કારણે રખાઈ હશે. એથી જ એ તોડને 'સુદર્શને' 'ભારે વ્યવહારું' કહ્યો હશે. પણ અમે આ બાબતમાં વ્યવહારની જ-સ્વાભાવિક દૃષ્ટિએ 'બુદ્ધિપ્રકાશ'ની સાથે મળીએ છીએ. ત્યાં નિર્દેશ થયો છે તેમ, અનુસ્નાતક વર્ગોમાં પણ રાષ્ટ્રભાષાને એકમાત્ર બોધભાષા રાખવી એ સલાહભરેલું નથી; એ વર્ગોમાં બોધભાષા જો રાષ્ટ્રભાષા રહેશે તો એની નીચેના

વર્ગોમાં પણ શીખનાર શીખવનાર બંને એની ભણી વધુ અંશે વળશે ને મહાશાળા-[1] માધ્યમ [1]-લેખે ગુજરાતીને ગૌણ કે લુપ્ત થતાં બહુ વાર નહિ લાગે.[1] અંગ્રેજી જે અમુક વિષયો માટે રાખવું પડશે તેની મુદ્દત પાંચ વર્ષથી વધુ ન હોવી જોઈએ. આવું મન્તવ્ય અમદાવાદના કેળવણીકારો તથા લેખકોએ દર્શાવવા ઉપરાંત ગુજરાતી બોધભાષા એકસરખી બધી મહાશાળાઓમાં રખાય એમ કહ્યું છે તે જ સ્વાભાવિક નિર્ણય ગણાય. ભારતઆખાની એક જ સંસ્કારભાષા રહે એ ખાતર પ્રા. ઠાકરરાયે સળંગ હિંદી બોધભાષાની હિમાયત ફરીફરીને અભિનિવેશપૂર્વક કરી છે. એમને પં. સુખલાલજીએ સપ્ટેંબરના 'બુદ્ધિપ્રકાશ'માં મુદ્દાવાર આપેલો જવાબ અમને તો સંતોષકારક પૂરેપૂરો લાગ્યો છે. જુદાજુદા દેશકાળની સંસ્કારભાષા તો પ્રાચીન તથા મધ્યકાલોમાં સંસ્કૃત કે લૅટિન હતી, ભારતવ્યાપ્ત અપભ્રંશે હતી, અર્વાચીન હિંદનાં ગયાં સોએક વર્ષમાં અંગ્રેજી હતી, પરન્તુ તે તે સ્થળના એવા તે તે ભાષાભંડારના ઉત્તમોત્તમ વીર્યનું આધાન પ્રત્યેક સ્થળકાળની પ્રજાકીય સાક્ષરી તેમજ લૌકિક-ભાષાઓના ગર્ભાશયમાં થતાં (જેમ બીજાં કારણે પણ) પહેલું ઈંગ્લિશ, ફ્રેંચ આદિના, તેમ અહીં હિંદી ગુજરાતી આદિના અવતારરૂપે થયું છે. આ પાછલી બે જેવી પંદરસોળ ભારતીય ભાષાઓની સંસ્કારભાષા તરીકેની મગદૂર આજને દહાડે જો સંસ્કૃત કે અંગ્રેજી જેવી નથી, તો એ છેક બીલોની મરઠી જેવી યા તો સ્વાહિલી જેવી પણ નથી. વિકસિત ભારતીય ભાષાઓનું આજનું સંસ્કારભાષાતત્ત્વ વૃદ્ધિ પામી એ પ્રત્યેકને સુવિકસિત સંસ્કારભાષાનું સ્થાન પોતપોતાના પ્રદેશ માટે કાયમનું અપાવે એ કારણે જ પ્રાન્તિક ભાષાઓને પ્રાદેશિક વિદ્યાપીઠોમાં સાદ્યન્ત બોધભાષા બનાવવાની છે. એમ કરવાથી દેશની એકતા ભાંગીતૂટી જશે એ ભય તો ગયાં અમુક વર્ષોના આપણા કમનસીબીભર્યા ખરાબ રાજકીય વારસાનું પરિણામ છે.

ભારતની રાષ્ટ્રભાષા સંસ્કૃતપ્રચુર તો નહિ પણ સંસ્કૃતપ્રધાન હિંદી જ હોય, એનું નામ પણ હિંદી બધી રીતે ઉચિત છે એવો ડૉ. રઘુવીર જેવા વિદ્વાનનો આ સુચિન્તિત અભિપ્રાય સંમાન્ય ગણવા જેવો લાગે છે:

---

1. એમનો આ વિષય પરનો, રા. મશરૂવાળા વગેરેને અપાયેલો કાંગડીની ગુરુકુલ પત્રિકામાંનો (વ. ૨, અં. ૧, ભાદ્રપદ ૨૦૦૬) લેખ 'રાષ્ટ્રભાષાકે વિવાદમેં સાંપ્રદાયિકતાકા ઘાતક દૃષ્ટિકોણ', મૂળગામી ને વિશદ છે.

ભારતીય રાષ્ટ્રભાષા ભારતની સર્વોત્કૃષ્ટ પ્રણાલી અનુસાર જ હોવી ઘટે; વિદેશી શબ્દો કાઢી નાંખવા શું, એવા પ્રશ્નોની ચિન્તા ન કરવી; લેખકો પર એ છોડાય; અવિવેકે સ્વીકારાતા અતિઘણા વિદેશી શબ્દોવાળી હિંદી બોલીશું-લખીશું તો પાગલખાના-નિવાસી લાગીશું.

આ દેશની રાજભાષા તો હિંદી, પણ પંદર વર્ષ લગી અંગ્રેજી ભલે વપરાય એ નિર્ણય જે વિચિત્ર રાજકારણી હોંસાતોંસીના પરિણામે ને સંખ્યાંકો તો વળી હિંદીમાંય અંગ્રેજી,[૨] 'ઇન્ટર્નેશનલ'ના મોટા નામે!-થયો તે સંજોગમાં અનિવાર્ય હતો એમ કહેવું જોઇએ. એ નિર્ણય છતાં, કોઈ કોઈ વિચારકે તથા નેતાએ કહ્યું છે તેમ, કેળવાયલા પ્રજામતનું વાજબી દબાણ, ધારીએ તો પાંચસાત વર્ષમાં જ અંગ્રેજીને ગૌણ સ્થાને ઉતારી શકે, તેવી સુયોજિત વ્યવસ્થા કરાય તો. હમણાં પણ મધ્યપ્રાન્તની ધારાસભા બનતી તાકીદે અંગ્રેજીનું સ્થાન હિંદી તથા મરાઠીને આપવાની તૈયારી કરતી જણાય છે એ અર્થસૂચક છે.

'શિક્ષણ અને સાહિત્ય'માં હિંદીના બે અવતાર સૂચવાયા છેઃ પ્રાન્તિક હિંદી, રાષ્ટ્રીય હિંદી. પહેલી તે હિંદી સાહિત્યસંમેલનવાળી ને બીજી તે ઉર્દૂ-મિશ્ર હિંદી એટલે કે 'હિંદુસ્તાની' પણ આ તો રાષ્ટ્રભાષા વિષયમાં પણ એક હિંદુસ્તાન ને બીજું પાકિસ્તાન એવું નથી થઈ જતું? પરન્તુ જુના ('ઓર્થોડોક્સ') કોંગ્રેસીઓ જેની માયા હજી છોડી શકતા નથી. તે 'હિંદુસ્તાની'નું આયુષ્ય તટસ્થ પણ જવાબદાર વિચારકોને હવે આવતી સર્વસામાન્યચૂંટણી પતે, ત્યાં લગીનું એટલે બેએક વર્ષનું લાગે છે. પછી શુદ્ધ ભારતીય રૂપની જે રાષ્ટ્રભાષા હિંદી નામની વ્યાપક થશે તેના સંસ્કૃત ઝોકવાળા શબ્દો તથા શબ્દપ્રયોગો-પારિભાષિક, અર્ધપારિભાષિક જેવા કે સામાન્ય એમ ત્રણે પ્રકારના-અપરિચિત હશે ત્યાં લગી જ અઘરાઅતડા લાગશે. જ્યાં 'એજંટ' હાલ વપરાય છે ત્યાં 'અભિકર્તા' આવશે. તેથી હાલની જેમ પછી 'ગ્રેઇ' અ-

---

૨. એ સંખ્યાંકો મૂળે પણ આપણા જ, માટે અપનાવો એને, એવો પક્ષવાદ કામડ છે; આપણા તો હતા ત્યારે; હવે એમાંના અમુક વટલીને પરાયા થયા છે તેનું શું? સુન્દર નાગરી મરોડના અક્ષરોની પડખોપડખ એ અમરાળા જ દેખાવાના. વિદેશીઓના વહેવારની સગવડ માટે તો હમણાં એવા બધા અહેવાલ, કોષ્ટકો વગેરે હિંદીમાં તેમ અંગ્રેજીમાંય છાપો ને પછી વિદેશીઓ તેમની ગરજે નાગરી સંખ્યાંકો શીખે. એવાં દ્વિવિધ-સાધન ઊભાં કરો. એ જ છે સ્વમાનભર્યો ઉપાય.

પૂરાપણું'ને નામે ગભરાઈ જશે નહિ, એ નવા હિંદી શબ્દને બદલે ગુજરાતીમાંથી 'આકૃતિમો' ત્યાં લઈ જવો એવી સૂચના કોઈ સરળતા ખાતર કરે તો એ વિચારવા જેવી ખરી; પણ હિંદી બોલતા કે લખતા હોઈએ તેમાં એજ્યુકેશનને તો ફજેતી કરાવવા જ લાવનારા બનીશું એવું દેશનું સમરતનું માનસ દસકાની અંદર બનવાનું છે. —અપૂર્ણ.

૧૫. ક. વૈ.

## ઉચ્ચ શિક્ષણ

**એના વહીવટનો એક નમૂનો**

વાંચનારના ધ્યાનમાં હશે કે ગયા થોડા માસમાં મુંબાઈના અમુક પરામાંની શિક્ષણસંચાલન કરતી સંસ્થાની માધ્યમિક શાળાના બાર વર્ષ જેવી લાંબી નોકરીવાળા એક શિક્ષકને થયેલ અન્યાયના કારણે તે ઉપવાસ પર ઊતરતાં, એ બાબત એના શિક્ષકસંઘે હાથમાં લીધી હતી; અને, સંગીન કારણ વિના, ત્રણ માસની નોટિસ આપીને શિક્ષકને છૂટો કરી શકાય એવા નિયમની આયોજનિક સરળતાનો ગેરલાભ એ સંસ્થાએ લીધો હોવાથી, સંઘે સરકાર સુધી લડત ચલાવેલી, સરકારે તપાસ કરવાનું વચન કે એવી આશા પણ આપી હતી. એ કિસ્સાનું પરિણામ હજી ઘણું કરીને આવ્યું નથી. એને અહીં યાદ કરવામાં આવે છે તે એટલા જ ઉદ્દેશથી કે ઉચ્ચ શિક્ષણના પ્રદેશમાં પણ એને મળતો આવે બલ્કે એનાથી ય વધારે ગંભાર ગણાય તેવો જે બનાવ ગયા માર્ચ–જુન દરમ્યાન સુરતની સાર્વ. એજ્યુ. સોસાયટી હસ્તક ચાલતી એમ. ટી. બી. કૉલેજમાં ગુજરાતીના બેમાંથી એક અધ્યાપકના સંબન્ધમાં બન્યો છે, જે જાહેર ચર્ચાનો વિષય પણ બનેલો, તેની સારાસારતા કેટલી છે એનો વિચાર, પ્રજાના નાણાંથી પ્રજાની વતી વહીવટની જવાબદારી એક ઠીકઠીક જૂની પચીસેક લાખની અસ્કયામતવાળી સંસ્થામાં આગેવાન જાહેર કાર્યકરોને હાથે અહીં આવી રીતે થવા દેવાય એ બરાબર છે કે કેમ, તેનો વિચાર શિક્ષિત પ્રજાજનોને કરવો હોય તો કરે. અધ્યાપકને "વિ." તરીકે ઓળખવો બસ થશે; બાકીનું કોઈ વ્યક્તિ નામ આ ચર્ચા બિનંગત હોઈ, અહીં અપાશે નહિ. એવા જરૂરી ઉલ્લેખો તે તે માણસના હોદ્દાના નામે કરાશે.

સૌથી પહેલાં તો, એ બનાવને લગતી મુખ્ય મુખ્ય હકીકતરૂપ

હિંદને આઝાદી મળ્યા પછીનું
પ્રથમ ખુમારીભર્યું ચિત્ર

# જીત

જેમા શાતિ, પ્રેમ અને અહિસાનો
સિદ્ધાત સુદર રીતે વણાયો છે
અને જેના થકી

આ બોલપટની ચિત્રવાર્તા ખૂબ જ પ્રેરક અને
ધ્યેયલક્ષી બની શકી છે એવુ સુભાગી
ચિત્ર હસ્તગત કરી શકવા
બદલ અમે મહાન
ગૌરવ લઈએ છીએ.



જીતની પાત્રસૃષ્ટિ:
સુરૈયા * દેવઆનંદ * દુર્ગા ખોટે
સુરૈયા ચૌધરી * કનૈયાલલ * મદનસિંહ
અને બીજા અનેક જાણીતા નટ છે.

*

સગીત
અનિલ વિશ્વાસ

નિર્માતા પ્રતાપ ૦ દિગ્દર્શક • મોહનસિંહ
મુંબઈ ઈલાકા માટે વિતરણ હક્કો ધરાવનાર

મેસર્સ રજબ એન્ડ ઠક્કર લિ.
૧૦૯ એસ્પ્લેનેડ મેન્શન
મહાત્મા ગાધી રોડ ફોર્ટ મુંબઈ નં. ૧

બિનાઓ ટૂંકામાં રજૂ કરવી એ યોગ્ય ગણાય: (૧) બુધવાર તા. ૯મી માર્ચ ૧૯૪૯ને દિવસે વિ.ને કૉલેજ-વડાની સહીથી પણ સા. એ. સો. ની કાર્યવાહક સમિતિના પ્રમુખસાહેબની મૂળ સૂચના મુજબ એવી મતલબની નોટિસ મળી કે: (ક) તા. ૧૯-૬-૧૯૪૯ની સાંજથી તમારી નોકરી પૂરી થયેલી ગણવાની છે; (ખ) આ નોટિસ યુનિવર્સિટીના નિયમો પ્રમાણે અપાય છે; (ગ) મજકુર તારીખ (૧૯મી જુન) પછી સોસાયટીએ તમને રાખવા હશે ને તમારે રહેવું હશે તો એ રીતે વિચારવામાં આવશે.

(૨) નોટિસમાં કારણ અપાયું નહોતું કે પોતાને શા માટે છૂટા કરાશે. આથી, વિ.એ કૉલેજ-વડા મારફત ૧૪મી માર્ચે સાદો વિનંતિ-પત્ર સોસાયટીને લખ્યો કે મારું થોડા વખત પહેલાંનું અનારોગ્ય એ જો કારણ હોય તો તે તો હવે દૂર થયાની સાબિતી, આ સાથેનું તબીબી પ્રમાણપત્ર (એ સુરતના સૌથી કુશળ ડૉક્ટરોમાંના એકનું હતું.) આપશે; બીજું, આ કૉલેજમાંથી બાર વર્ષની નોકરી પછી, બાવન-ત્રેપનની ઉંમરે કૌટુંબિક જવાબદારીવાળો માણસ કામ કરી શકે તેમ હોવા છતાં આવા વખતમાં નોકરીથી ફારગ થઈ શકે નહિ એ આપસાહેબો સમજી શકશો માટે સહાનુભૂતિથી ફરીથી વિચાર કરી મને ચાલુ રાખશો. (૩) એ પત્રનો નકારવાળો ઉત્તર વિ. ને તા. ૧૯મીં જુને ભાવનગરમાં મળ્યો. (૪) બે પત્રોના વચગાળામાં (ક) વિદ્યાર્થીઓએ વિ.ને નાહક થયેલા અન્યાય સામે સભા, ભાષણો, છાપામાં લખાણ એમ જુદી જુદી રીતે વિરોધ કરેલો; (ખ) વ્યવસાયે સુપ્રતિષ્ઠિત પ્રાધ્યાપકો છે તેથી અનુભવી જવાબદાર કેળવણીકારો છે—એવા વિ.ના જે સહચારીઓ તેમણે તો સોસાયટીના વહીવટ અંગે પોતાનું કર્તવ્ય પોતાની બોર્ડ ઑફ વૉલંટીઅર્સમાં કરેલા ઠરાવરૂપે બજાવ્યું હતું કે વિ.ને, "With all his limitations," સોસાયટીની નોકરીમાં ચાલુ રાખવા કા. વા. સમિતિને ભલામણ કરીએ છીએ. (૫) કા. વા. સમિતિમાંના કેળવણીકારોમાંથી અમુક ગેરહાજર હોય એવી તક સાધીને જ, એ સમિતિ ઘણીવાર પોતાના જે નર્યા બંધારણી, નર્યા વહીવટી, નર્યા વહેપારી માનસને જ નિરંકુશપણે આવા શિક્ષણવિષયક નિર્ણયો કરતી વખતે પણ વિહરવા દે છે, તેનો ઉપયોગ કરીને તેણે બોર્ડની ભલામણ નકારીને વિ. ની વિરુદ્ધનો મૂળ નિર્ણય (જે કા. વા. સમિતિના પ્રમુખસાહેબે પોતાની સત્તા જાણકારોના કહેવા મુજબ છત્રીસ વર્ષમાં પહેલી જ વાર વાપરીને માર્ચમાં કરેલો, તે) કાયમ રાખ્યો.

( ૬ ) ફેર-વિચારના વિનંતિપત્ર (તા. ૧૪-૩-૪૯) પછી ત્રણ માસ લગી જેનું ભાડું નકામું ચઢાવવું પડેલું, તે ઘર ઉપાડવા જ્યારે વિ.એ જુનના છેલ્લા અઠવાડિયામાં સુરત જવાનું થયું ત્યારે તેના વિરુદ્ધનું મજકુર પ્રમુખ-સાહેબનું એક લખાણ ત્યાંના અમુક છાપામાં તેના જોવામાં આવ્યું. તટસ્થ વિચારશીલ માણસોએ પણ સ્વીકાર્યું છે કે વિ.ની સામે કશું વાજબી રહે કહેવાય તેમ નહિ હોવાથી સત્યથી વેગળા યા તો વકીલશાઇ રીતે ઉપસાવાયલાં અર્ધસત્યોવાળા એ લખાણમાં વિ.ની બદનકશી કરવામાં આવી છે.

( ૭ ) જુનના એ છેલ્લા દિવસોમાં એક નવી વાત પણ સુરતના શિક્ષણરસિકોએ જાણી: ( ક )વિ.ને અપાયેલી નોટિસ ગેરકાયદે કહેવાતી–alleged to be હતી કેમ કે ૧૯૪૨માં તેને કોલેજના ' પર્મેનન્ટ સ્ટાફ " પર લેવામાં આવતી વખતનુ સોસાયટીની સાથેનું તેનું કરાર-નામું છે, તે અન્વયે, એ સાલ પછી થયેલા તથા અમલમાં આવેલા યુનિવર્સિટીના નિયમો વિ.ની નોકરીને લાગુ પાડી-શકાય નહિ, છતાં પાડવામા આવ્યા. આવું ન બન્યું હોત તો જુન ૧૯૫૨ સુધીને માટે તો વિ ની એ નોકરી, તેથી એની આવક ને બધા લાભો ( સરવાળે કિંમત, ઓછામાં ઓછા રૂ. બાર હજાર ) ખુશીથી ચાલુ રહી શકે તેમ હતું. ( ખ ) આ કિસ્સો જાણીબૂઝીને બનવા દીધા પછી સોસાયટીના સંચાલકો બાકી રહેતા પર્મેનન્ટ સ્ટાફના પ્રોફેસરો જોડેના કરારો સંબન્ધી ગભરામણમાં પડવાથી, તે સૌની સાથેનો મૂળ કરાર ઉપરાંતનો નવો કરાર દોઢ રૂપિયાના સ્ટાંપ પર કરાવવાના વિચારો થયેલા, જે અમલમાં આવ્યેથી તેમને કાયદેસર આપવાની યુનિ. નિયમોવાળી ત્રિમાસી નોટિસ ( વિ.વાળી ઠરી તેમ ) ગેરકાયદે ગણાય નહિ.

( ૮ ) એ જ દિવસોમાં સુરતના મજકુર લખાણ છાપનાર તંત્રીશ્રીએ કા. વા. સમિતિના પ્રમુખ દ્વારા જ્યારે સમાધાનનો પ્રયાસ કર્યો ત્યારે તેમને જવાબ મળેલ કે કોલેજપક્ષે જ અમુક અવ્વલ દરજ્જાની વ્યક્તિ એવી છે જે ઉપની ગેરરીતથી પણ વિ. ને નોકરી છોડાવવા કૃતનિશ્ચય બનેલ છે. એ જવાબમાં તથ્ય હોય તો આ કિસ્સાની જાહેર તપાસ થવી ઘટે કે કયા અંગત વિરોધનું પરિણામ કોલેજવાળાનું એ કૃત્ય છે.

(૯) વોલંટીઅરો વિ. સમ્બન્ધી "With all his limitations" એવા શબ્દો શા પરથી વાપરે છે તેનો ખુલાસો પણ થવો જોઈએ. એ બધાને છે તેમ વિ.ને પણ મનુષ્ય તરીકે અમુક મર્યાદા હોય જ. પણ તો પછી એ બધાની જથ્થાબંધ બરતરફી શા માટે-અલબત્ત, ગેરકાયદે જ-

-થવી ન જોઈએ ? ઊલટ પક્ષે, જુન. ૧૯૩૭થી જુન ૧૯૪૯નાં પૂરાં બાર વર્ષ લગીની વિ.ની નોકરી જે રીતે થઈ તેમાં તેની કોઈ વિશિષ્ટ મર્યાદા નહિ પણ વિશિષ્ટ શક્તિ તેમ જ તિતિક્ષા નિષ્પક્ષ પણ સમજું જાણકારોએ દીઠી છે. તેનાં થોડાં ઉદાહરણઃ (ક) બીજી કૉલેજોમાં. ભાગ્યે હોય છે તે સ્થિતિ નિભાવી લઈને વિ.એ એકલે હાથે બધા મોટા વર્ગોનું કામ કર્યું. આરંભનું મુકાબલે હળવું કામ ભારે બન્યા છતાં, મૂળ 'શરત' મુજબ આ રીતે ગજાઉપરવટ ફરજ બજાવવી એ 'લિબિરેશન' ગણાય ખરી ? (ખ) સોસાયટીએ વિ.ને લગભગ છેવટ સુધી વાજબી પગાર અપામો નહિ તેથી તેણે લાંબા વખત સુધી ઉપલી ગ્રેડ તથા ન્યાયસરના પગાર માટે માગણી કરી હોય એ તદ્દન સ્વાભાવિક છે; એટલું જ સ્વાભાવિક એ સંજોગમાં આ છે કે તેણે, જેની કરારમાં છૂટ હતી તેવી અરજીઓ રીતસર પોતાની કૉલેજ દ્વારા જ બીજી કૉલેજોમાં કરી હોય. એમાં કશું ખોટું નહિ હોવા છતાં (૧૯૪૬-૪૭માં આવે એક પ્રસંગે બોર્ડનો ઉમ્મૂલ્પલ ઠરાવ ફેરવીને કા. વા. સમિતિએ વિ.ને નોકરીમાં ચાલુ રાખેલ છતાં)-ચર્ચાતા પ્રસંગે વિ.ની વિરુદ્ધ મરાયલા રીતસરના ઠરાવમાં તેની સામે આ બાબતની ફરિયાદ કરાયલી કહેવાય છે. વળી, મજકુર બદનકશીકારે પણ બીજે નોકરી લેવાની વિ. ની સર્વાંશે ન્યાયી પ્રવૃત્તિને સોસાયટી પ્રત્યેની વફાદારીની ખામી કહી છે ! (૧૦) કહેવાયું છે કે "કરકસરના પગલાં" તરીકે વિ.ની જગ્યા કમી કરી છે. એ સાચું નહિ હોય. આર્ટ્સ-વિરુદ્ધ સાયન્સના વોલંટીઅરીનાં વેરઝેરમાંથી, "ગરીબડી જોરૂ" જેવા વિષય ગુજરાતીના અધ્યાપકનો ભોગ આપવા આ પ્રકરણ ઊભું કરાયું, ત્યાં લગી લાખોની આસામી એ સંસ્થામાં એ જગ્યા કમી કરવાનો ખ્યાલ જ કોઈને આવવાનું કારણ નહોતું, નહોતો જ આવ્યો. બીજું, સોસાયટીની 'ખોટ'ના આંકડા એના હિસાબમાં અપાય છે-તે નૈતિક દૃષ્ટિએ ખરા હોવા વિશે સુરતનાં છાપાંમાં શંકા ઉઠાવાતી હોય છે તેનું શું ?

વિષય અંગેનું મુખ્ય કથયિતવ્ય આટલે સુધીમાં આવી જતું હોવાથી, તુરત માટે અહીં વિરમવું યોગ્ય છે. સામો પક્ષ કે બીજું કોઈ વધુ ટીકા-ચર્ચાની અગત્ય ઊભી કરાશે તો જ આ વિષય આ પૃષ્ઠોમાં ફરીથી હાથ ધરાશે.

चक्षुर्वै सत्यम्

૧. આમાં અપવાદ એક જ વર્ષના એક વર્ગ I. to. ના અઠવાડિયાનો હતો, એ 'ડિવિઝન'નું કામ એક બીજા લેક્ચરરને અપાયલું.



## વિજ્ઞાન

પ્રાચીન વનસ્પતિશાસ્ત્રના અભ્યાસી

### બીરબલ સહાનીનું અવસાન

ગણિતવિદ્યા, ખગોળશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રસાયન એ વિષયો અનેક વૈજ્ઞાનિક સંશોધનકારોને સહજ રીતે આકર્ષે છે કારણ કે આ વિદ્યાઓ માંના પ્રયોગસિદ્ધ દૃષ્ટાંતો, નિરીક્ષણો, વિચારશ્રેણી તથા ચિંતનો પ્રમાણમાં વધુ સુદૃઢ પાયાઓ ઉપર રચાયેલાં હોઇ કાંઇક ઓછી ગૂંચવણવાળાં હોય છે બીજી તરફ પ્રાચીન તથા અર્વાચીન સજીવન સૃષ્ટિનું-વનસ્પતિ તથા પ્રાણીઓનું વિજ્ઞાન દેખીતી રીતે અનેક અસંબદ્ધ ઘટનાઓને સંયોજિત કરી સૃષ્ટિક્રમનો ઇતિહાસ ઉકેલવા અને તેના ગૂઢ નિયમોને સમજવા મથતું હોવાથી, વધારામાં તીવ્ર નિરીક્ષણશક્તિ, વિશાળ જ્ઞાન અને અખંડ પરિશ્રમ તેમ જ ધૈર્ય માગી લે છે આમ હોવાથી વિજ્ઞાનની આ શાખાઓના નિષ્ણાતો બહુ થોડા હોય છે હિંદના વૈજ્ઞાનિક ઇતિહાસમાં, આ દિશામાં મહત્ત્વનાં સંશોધનો કરી તેનો વારસો જગતને આપી, માત્ર ટૂંકી માંદગી ભોગવી ૫૮ વર્ષની વયે જ, પોતાના કાર્યક્ષેત્રની અધવચ્ચે જ ગયા ઉનાળામાં અકાળે અવસાન પામનાર શ્રીયુત બીરબલ સહાની તો ખરેખર અજોડ જ હતા ત્રીસ વર્ષની વિજ્ઞાનસેવાની ઉજ્જ્વલ કારકિર્દી દરમ્યાન તેમણે, દુનિયાભરમાં અનન્ય એવી એક મહાસંસ્થા 'ઇન્સ્ટિટ્યુટ ઓફ પેલીઓબોટની'—પ્રાચીન વનસ્પતિના અભ્યાસ અને સંશોધનો અર્થે, સ્થાપવા ઉમેદ રાખી હતી. એ સ્વપ્નસિદ્ધિ ગયા એપ્રિલ માસની ત્રીજી તારીખે જ્યારે પંડિત જવાહરલાલે ઇન્સ્ટિટ્યુટના મકાનનો પાયો લખનૌમાં, પ્રોફેસર સહાનીના જીવનકાર્ય સ્થળે તેમના જ સાંનિધ્યે નાખ્યો ત્યારે થઈ પણ એમના જીવનના આ સુવર્ણદિન પૂરતી જ પ્રોફેસરના આયુષ્યની અવધિ રહે એમ દૈવેચ્છા હશે એટલે એ પ્રસંગને હજી સાત દિવસ થયા ન થયા ત્યાં તો બીરબલ સહાનીનો જીવનદીપ બુઝાઈ ગયો પત્નીને તે કહેતા ગયા "જિંદગીભર જે કાર્યનાં આપણે સ્વપ્નાં સેવ્યાં તે ફલિત થઈ ચૂક્યું છે હું હવે એને પોષજે"

હિંદમાં વિદ્યાર્થી તરીકે યશસ્વી કારકિર્દી પછી, વનસ્પતિશાસ્ત્રના

ઉચ્ચ અભ્યાસ અર્થે સહાની વિલાયત ગયા. અને લંડન તેમ જ કેમ્બ્રિજનાં વિશ્વવિદ્યાલયોમાં આ વિદ્યામાં પદવીઓ પ્રાપ્ત કરી. આ સ્થળોએ પણ તેમણે દેશદેશના બીજા યુવાનોમાં અગ્રસ્થાન મેળવ્યું. પૃથ્વીનાં પડોમાં દબાઈને પાષાણરૂપ થઈ ગયેલી અથવા નરમ જમીનમાં છાપ પાડી ગયેલી, અત્યંત પ્રાચીન વનસ્પતિઓના અભ્યાસમાં તેમને ઊંડો રસ પડ્યો, અને આ વિષયના નિષ્ણાત કેમ્બ્રિજ યુનિવર્સિટીની પેલીઓબોટની (Pallo-botany) શાળાના પ્રાધ્યાપક સર આલ્ફ્રેડ સીવર્ડ તરફ તેમને સહજ આકર્ષણ થયું. અહીં તેમની સંશોધનમગ્ન પ્રવૃત્તિ તથા બુદ્ધિને સર આલ્ફ્રેડે તુરત જ ઓળખી અને તેમનાં અન્વેષણોમાં પૂરતાં ધ્યાન અને કાળજીથી તેમણે ઉત્સાહપૂર્વક માર્ગદર્શન આપવા માંડયું. પ્રાચીન વનસ્પતિવિદ્યાના અભ્યાસમાં આમ સહાનીનો પ્રથમ સંસ્કાર થયો અને ત્યારપછી આ ક્ષેત્રમાં બીજાં ત્રીસ વર્ષ દરમ્યાન થયેલાં તેમનાં જગમશહૂર અન્વેષણ કાર્યોએ તેમની બુદ્ધિની પ્રોફેસર સીવર્ડે કરેલી આગાહીને સાચી પાડી. એ ગુરુવર્ય તરફ તેમનો આદરભાવ પણ હંમેશ જ્વલંત રહ્યો.

પ્રોફેસર સહાનીનું પ્રથમ મહત્ત્વનું કાર્ય સર આલ્ફ્રેડ સાથે ૧૯૨૦માં, ઓસ્ટ્રેલિયાની સરકાર તરફથી મળેલું. એ ખંડની મેસોઝોઇક અને ટર્શિયરી (પૃથ્વીના ૨૦થી ૧૦ કરોડ વર્ષો પૂર્વેના યુગો) વનસ્પતિના વર્ગીકરણ પરત્વે તે હતું. એ જ વર્ષમાં 'ઇંડિયન ગોંડવાના પ્લેન્ટસ' (હિંદ અને આફ્રિકાને સાંધતા પુરાણકાળના ગોંડવાના પ્રદેશની વનસ્પતિઓ) ઉપરનું તેમનું પ્રકાશન પ્રસિદ્ધ થયું અને હિંદની પાષાણીભૂત-વનસ્પતિઓના અભ્યાસનું પહેલું પગથિયું એમ મંડાયું. લખનૌ યુનિવર્સિટીમાં આવી આ કાર્યને તેમણે જીવનધ્યેય ગણ્યું, અને એ સમય સુધીના આ વિષયના જ્ઞાનનું વિહંગાવલોકન કરી, જગતના ઇતિહાસના આ રસપૂર્ણ પ્રકરણ તરફ હિંદીઓનું લક્ષ દોર્યું, તેમ જ એ દિશા તરફ શિષ્યોની સાથે ખંતથી પગલાં ભરવા માંડ્યાં. ત્યારથી પ્રાચીન વનસ્પતિના અભ્યાસ માટે કેમ્બ્રિજ જેટલું જ મહત્ત્વ લખનૌને મળ્યું. વળી આ પ્રકારના અભ્યાસમાં, ભૂસ્તરી તથા ભૌગોલિક વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી એ સંબન્ધી નિરીક્ષણો પણ જરૂરી હતાં એટલે આ વિદ્યાઓમાં પણ પ્રોફેસર સહાની પારંગત થયા. આ રાહ ધણો ફળદાયી નીવડ્યો કેમ કે ગોન્ડવાના લેંડની પ્રાચીન વનસ્પતિની ઉત્પત્તિ, ઉત્ક્રાંતિ અને પ્રસરણ એ સર્વ દુનિયાની એ સમયની બીજી વનસ્પતિઓને પાછે સરખાવવાનું કાર્ય હવે શક્ય બન્યું.

પ્રોફેસર સહાનીના સંશોધનકાળ દરમ્યાન ડક્કન ટ્રેપ્સ તરીકે ઓળખાતા નાગપુર-છીંદવાડાના પુરાણા પ્રદેશની વય ;નિશ્ચિત કરવાનો મહાન પ્રશ્ન પંડિતોમાં ઉપસ્થિત થયો. આમાંના કેટલાકના મત પ્રમાણે આ પ્રદેશ પૃથ્વીના ઇઓસીન અથવા અપર ક્રીટેશીઅસ કાળથી ( જેથી દશ કરોડ વર્ષ પૂર્વે ) વધુ જૂનો ન હતો. ચાર ચાર વર્ષોની હળવી તેમ જ ઉગ્ર ચર્ચાઓ પછી સહાનીનો પ્રથમથી જ મત હતો તે પ્રમાણે હિંદના આ ભુગોળના પ્રદેશની વય બીજાં દશ કરોડ વર્ષ પાછી ઠેલવાનું નિષ્ણાતોએ માન્ય રાખ્યું. પંજાબના સૉલ્ટરેંજ તરીકે ઓળખાતા પ્રદેશની બાબતમાં પણ આ પ્રમાણે જ થયું. ત્યાંના પાષાણોમાં જડીભૂત સૂક્ષ્મ જંતુઓના અભ્યાસથી તેના કાળનો નિર્ણય કરતાં આ વિરલ સંશોધકે સાઠ વર્ષથી ઊભી થયેલી ગૂંચનો ઉકેલ શોધ્યો.

સદ્‌ગત સહાનીનાં આ સર્વ સંશોધનોનું મૂલ્ય જગતમાં અનેક વિશ્વ-વિદ્યાલયોએ અને વૈજ્ઞાનિક સંસ્થાઓએ તુરત જ આંક્યું અને તેને પરિણામે તેમને ઉપરાઉપરી માનાર્થે પદવીઓ અને સભ્યપદો ઇંગ્લાંડમાં કેમ્બ્રિજ યુનિવર્સિટી અને સોસાયટી તરફથી તેમ જ યુરોપના અન્ય દેશોમાં-થી મળ્યા. આન્તરરાષ્ટ્રિય પરિષદોમાં ભાગ લેવા તેઓ અનેક વાર જતા. મૃત્યુ પહેલાં થોડા જ સમયે મળનારી, સ્ટોકહોમમાં મળનારી ઇંટરનેશનલ બૉટની કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમની વરણી પણ થઈ ચૂકી હતી, આ સ્થાન તેમણે દુનિયાના અન્ય કોઈ પણ ઉત્તમ પંડિતના જેટલા જ ગૌરવથી શોભાવ્યું હોત તેમાં સંદેહ નથી,

ઉચ્ચ કુળના સંસ્કાર પામેલો તેમનો માયાળુ અને મિત્રાચારી-ભર્યો સ્વભાવ, સ્મિત આકર્ષક વ્યક્તિત્વ અને પ્રેરણાદાયી પ્રફુલ્લિત જીવન, એ સર્વેનું મીઠું સ્મરણ, લખનૌનું ઇન્સ્ટિટ્યુટ ઑફ પેલિઓબૉટની સદાકાળ કરાવતું રહેશે એ અંતિમ ઇચ્છાપૂર્વક સદ્‌ગતના આત્માને આપણે અંજલિ આપીએ. પ્ર. ક. ચૈ.

## ' રણછોડલાલ '–સંગ્રહ

એ નાટકો ન-રસાં છે ?

રા. યશોધર ન. મહેતાકૃત ' રણછોડલાલ અને બીજાં નાટકો ' વિશેનો અમારો અભિપ્રાય જુન ૧૯૪૮ના ' માનસી 'માં છપાયો હતો;

ત્યાર પછીના અંકમાં એ સંગ્રહમાંની રચનાઓની ચિકિત્સા,- મુખ્યત્વે તખ્તાલાયકીના- દૃષ્ટિબિન્દુથી થયેલી, પ્રા. રમણભાઈ ઈ. પટેલની કલમે લખાયલી છપાઈ હતી; અને માર્ચ ૧૯૪૯ના અંકમાં ત્રણ પ્રતિષ્ઠિત માસિકોમાંથી ઉતારા જે છપાયલા તે સહિત બધા મળીને પાંચ લેખકોનાં મન્તવ્ય અમારા વાંચનાર પાસે મુકાઈ ગયાં છે. એટલા પરથી વાચક, પુસ્તક પણ વાંચીને, પોતપોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધી શકે એ એક જ આશય ચિકિત્સાલેખ તથા ઉતારા છાપવામાં હતો અને એ બર આવ્યો હોય તેમ ઇચ્છીએ છીએ.

પ્રકૃત નાટકસંગ્રહ વિશેનો 'માનસી'નો પૂર્વોક્ત અભિપ્રાય, પ્રા. રમણભાઈના શબ્દો લઈએ તો "મુખ્યત્વે સાહિત્યની દૃષ્ટિથી જ" અપાયો હતો એ ખરું છે; તેવા તરીકે અમને આજની ઘડીએ પણ તેમાં ફેરફાર કરવાની જરૂર લાગતી નથી; અને સાહિત્યદૃષ્ટિએ તેમાં પોતાને જે ગુણવત્તા જણાઇ તે ટૂંકામાં પણ સ્પષ્ટપણે એ વિવેચકે નિર્દેશી છે એ તેમના લેખમાંનાં ત્રણ સ્થળે વાંચી શકાય છેઃ પૃ. ૪૬૯-નો તથા ૪૭૦નો પૂર્વાર્ધ અને પૃ. ૪૭૨નો મધ્ય ભાગ. આ હકીકત પ્રત્યે ધ્યાન ખેંચવું આવશ્યક છે કેમ કે એ અવલોકનમાં ગ્રન્થકર્તાને સર્વાંશે નિષ્ફળ નાટકલેખક કહેવાયા હોવાની ગેરસમજ થઈ છે તે હવે દૂર થવી ઘટે. વળી મૂળે રેડિયો માટેનાં છે તે આ નાટકો કિરટિકાઓ ('રેડિયો-પ્લેઝ': કિરણનાટિકાઓ પરથી, પ્રા. ઠાકોરનો શબ્દ.) તરીકે નબળાં ઊતરે છે એવા અર્થનું વિધાન તો પ્રા. રમણભાઈના લેખમાં કરી નથી; ઊલટું, સૂચિત રૂપમાં તેમણે એ રચનાપ્રકારનાં લક્ષણ તેમાં છે એવું કરેલું સમજાય છે. તેમણે જે પ્રતિકૂળ ટીકા કરી છે તે સીધા સ્પષ્ટ રૂપમાં તખ્તાલાયકીના બાબતમાં કરી છે. વિષયના એ સ્વરૂપની આ નોંધનવીસને તો ગતાગમ નથી, પણ એક સામાન્ય વિચારક તરીકે તેને એમ લાગે છે ખરું કે તખ્તાલાયકીનાં નજરે જે ખામીઓ દીર્ઘસૂત્રના એ વિષયના ઠીક સમયના અમુક જાતઅનુભવને આધારે દર્શાવાઈ છે તે ખરેખર ખામીઓ છે કે કેમ તેની કસોટી રંગમંચના વિશારદો 'રણછોડલાલ'૧ જેવી મુખ્ય કૃતિને પ્રત્યક્ષપણે ભજવીને કરી શકે. રંગભૂમિવિષયના પૃથગ્જન યાને "લેમેન' તરીકે અમને લાગે છે કે નવલ યા નાટકને બોલપટ માટે સંયોજવામાં adapt કરવામાં આવે છે તેમ આ કિરટિકાના રંગપ્રયોગવેળા તેમાં કર્તાના મહત્વથી થોડા આવ-

રૂપક પણ ઔચિત્યવાળા ફેરફાર થાય તો પેલી ખામીઓ રહે નહિ અને ત્યારે આ નાટક આપણા નાટ્યસાહિત્યની લાક્ષણિક કૃતિઓના નમૂના કોઈને પણ નાહ લાગે.

હવે બે બોલ અવલોકનનાંની 'રણછોડલાલ' વિષયક ટીકા સામેની ટીકા તરીકે: (૧) કર્તાની એકતરફી પૂજ્યબુદ્ધિ રણછોડલાલ પ્રત્યે હોત તો તેમણે જોડીમોવાળા પ્રસંગમાં તથા બરતરફીની ખબર આવે છે ત્યારે રણછોડલાલને માનવસહજ અમુક નિર્બળતાવાળા (અને તે સ્વાભાવિક રીતે જ) આલેખ્યા છે તેમ ન આલેખત. (૨) અહમદશાહ તથા અલી-માના આવાગમનનું આયોજન કરવું કૃત્રિમવત લાગે. પણ એને કદાચ રણછોડલાલ-જીવનમાં ખરી બનેલી હકીકતનો-તેથી કુલપરંપરાગત-આધાર વાસ્તવમાં હશે; એમ ન હોય તો પણ, નાટકમાં તો એ અવતરણો રણછોડ-લાલને પ્રેરણા આપી ટકાવવામાં, એમનાં વ્યક્તિત્વ-ચારિત્ર્ય ખીલવવામાં, મદદ કરે છે એ ભૂલવું ન જોઈએ (૩) માનનીય વિવેચક દેવી સત્તતની વાતને મિલમજૂરની કાળી મહેનતવાળી વાત સાથે ભેળવી દીધી ન હોત તો સારું હતું; કારણ, અલૌકિક તત્ત્વનો મહર્ષ ઉપયોગ અહીં થયો છે તે કરવાનો આગવો અધિકાર આપણા પ્રાચીન નમૂના લઈએ તો શેક્સપી-અરથી માંડી સર્વનો સ્વીકારાયો છે બીજું, આશરે સૈકા પરના હિંદમાં મિલઉદ્યોગ સ્થપાયો ત્યારના મજૂરો (કાળી કે ધોળી, જે કરતા હોય તે) મહેનતના બદલામાં પૂરતું કમાઈને મનોબળથી વતા તેમ જ કાર્ય અંગેની ફરજો હડતાલ-ખટપટ વિના બજાવતા હતા, એટલે એ જમાનાના મિલમાલિકના છબીરાગી-રવભોકતા:—ચરિત્રનાટકમાં આ જમાનાનો મૂડી-મજૂરી-ઝગડો આણવાની કશી યે ફરજ સમર્થ નાટ્યલેખકને માથે આપણાથી નંખાય નહિ, (૪) સ્વભાવે જ 'વિસંવાદી તત્ત્વ 'વાળું પાત્ર હોય તેને "ધીરજથી બહલવી પ્રતીતિકર ' બનાવવાની જરૂર ક્યાં રહી? એના ભાવો ' સહજ ' પલટાય એ જ કુદરતી નથી ? '(૫) કાલવ્યુત્ક્રમ ' ન થાય એ અનભ્યસ્ત ઈષ્ટ છે, પણ ખરી લાગણી ધારી અસર ઉપજાવવાના, કલાધરને સર્વદા સંપ્રાપ્ત, અધિકારથી શેક્સપીઅરે પણ જુલિયસ સીઝરના જમાનામાં જેની નિસ્તી, તે ઘડિયાળની ટકોરી ક્યાં નથી સિદ્ધ કરી '-વિ. ક. વૈ.

---

[1] એ તથા 'ઠુમેન્સ' નાટ્યકલાભિજ્ઞ ર. જશવંત ઠાકર, તેમને એ ભજવા-વાયક ગમતાં, ભજવવાના છે એની માહિતી ગયા જુલાઈમાં અમને મળી હતી.

## મન્દિર-વૃત્ત

આભારદર્શન-સૂરતની સાર્વ. એજ્યુ. સોસાયટીની એમ. ટી. બી. કૉલેજમાંથી ઉપચારવિધિપૂર્વક મારે છૂટા થવાની ક્રિયા ગયા અંક પછી પૂરી થઇ, તેથી ત્યાંના, સોસાયટી ને કૉલેજ બંનેના કાર્યકરોએ ( તેમાં ય, સંભ્રમ દૃષ્ટિએ જોતાં, સૌથી વધુ અંશે, પ્રિ. એન. એમ. શાહ તથા પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ ) મારા કાર્યમાં લગી વર્ષો સાથ-સહકાર આપીને મને ઋણી કર્યો છે તે માટે અંગત રીતે એમનો સર્વનો આભાર માનવાની આ તક લઉં છું. કૉલેજમાં વિદ્યાર્થી ભાઇબહેનોનો ઘરો, ઉમાભર્યો, અખંડ સદ્ભાવ-અને 'માનસી' પ્રવૃત્તિમાં તે વારંવાર કેટલો સક્રિય બન્યો હતો એ તો વાચકો પણ જાણે છે-જે પણ વર્ષો લગી અનુભવ્યો, તે તો જીવનનાં સૌથી મીઠાં સ્મરણોમાં સદાકાળ ઊંચું સ્થાન ધરાવશે એમ તેમનાથી હવે એ સંબન્ધ અન્વયે તો છૂટા પડતાં, અશ્રુમિશ્ર આનન્દથી સ્વીકારું છું.

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

અર્થ-પ્રકરણઃ જુનનો અંક એ માસની આખરે પ્રકટ થયો તેમાં અમે આ વિષય અંગે જે લખ્યું હતું તેમાં આપણી પૂરાં પચીસ વર્ષની આ ત્રૈમાસિક-પ્રવૃત્તિને સ્થાયી રૂપે સુદૃઢ કરવાની જ વાત હતી. એથી વિપરીત કાંઇક કરવું કે થવા દેવું એવી જે વાતો થઇ છે તે બધી વ્યર્થ છે. સાર્થ છે જે કાંઇ, સાર્થવન્ત કરવાનું છે આપણે સૌએ ભગીરથ પ્રયત્ન વડે પણ, તે એટલું જ કે હાલનું દેવું ચુકવાય એવી રીતે રૂપિયા પચીસથી સત્તાવીસ હજારની રકમ માનસી-મન્દિર એ સરસ્વતીની ઉપાસનાનાં કેટલાંક ભારતીય સ્થાનકોમાંના એક વિશિષ્ટ બલકે વિરલને માટે સત્વર ભેગી કરીને એ સંસ્થાના સરસ્વતીસેવકોને દ્રવ્યવિષયક ચિન્તાથી મુક્ત કરવા. ગયા ચાર માસમાં એ થવું જોઇતું હતું; હવે આવતા બે માસમાં ૧૯૪૯ની આખર લગીમાં એ થવું જ જોઇએ-આપણે એ કરવું જ ઘટે છે. એ તારીખ-રેખા (date-line) પછી જો લોકોને એ બાબતમાં કદાચ અતિમોડું થયાની કશી દુઃખદ પ્રતીતિ થાય તો એવા પરિણામની પુરી જવાબદારી, પરપ્રાન્તોનાં સુદ્ધાં સંસ્થાઓ માટે હજી યે પૈસા આપે જનારા ગુજરાતી ધનિકોની તેમ જ એમની પાસેથી અમારા મધ્યસ્થી તરીકે નાણાં મેળવવામાં ઉદાસીન રહેલા વિદ્વાનો તથા અન્ય સાહિત્યપ્રેમીઓની રહેવાની છે. એ સર્વ પૈસાદાર, વગદાર, શિક્ષિત 'માનસી'પ્રેમીઓને આ લખવે રોશન કરવા રજા લઇએ છીએ. બરોબરના વિરોધ તરીકે જેઓ આર્થિક મંદી જેવાં કારણો આગળ કરે છે તેમને કહીએ છીએ કે યુનિવર્સિટીઓ વગેરે માટે લાખો અપાય છે ને કરોડો પણ અપાશે, ક્ષુદ્ર સામયિકો માટે પણ ટ્રસ્ટો કે આમપદાનો રૂપે હજારો ઊભા થઇ શકે છે, તેવું શું ? 'માનસી' પ્રવૃત્તિ એનો વિદ્યાપીઠો કે મહાશાળાઓ જેવી (ભલે નાના પાયા પર પણ) પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિ છે એટલું જ નહિ પણ ગુજરાતે પૂરા અઢી દસકા લગી અમારે હસ્તક થતા આ કાર્યમાં હજારોનું ધન-રોકાણ કર્યું છે. એ તેનો ને અમો સૌ 'માનસી'સેવકોનો પરિશ્રમ સ્વાધીન ભારતમાં તો એવાં

નહિ-સિવાય કે મધ્યમ યા ઊતરતી કોટિનાં લખાણ અમે ચોકખંધ છાપી, "બકરો" વધારીએ. એવી દુકાનદારી-હાટ ખોલવા હિંમતેણ જેવી-આપણે આપણા અનુભવી સંસ્કારસેવકો પાસે કરાવવામાં આપણી શોભા છે કે શરમ એ વિચારવા જેવું છે.

**લવાજમ** રૂ. ૬: ૧૯૫૦નો પહેલો (જાન્યુઆરી-માર્ચ ચરણનો) અંક બનતાં સુધી જાન્યુઆરીમાં જ આપશો છો. એ વર્ષથી લવાજમ રૂ. ૭ થાય છે. આર્ડરો એ મ. ઓ.થી એ વેળાસર આનન્દ પ્રેસ, સ્ટેશન રોડ, ભાવનગર એ વ્યવસ્થાવિભાગના સરનામે મોકલવાં; નકાર જો કોઈનો હોય તો ત્યાં તુરત એમ લખવું; નહિ તો વી. પી. રૂ. ૬-૬-૦ નાં અંક તૈયાર થયે કરવામાં આવશે.

**આ** અંક છાપવા તો માત્ર સપ્ટેંબરના તરીકે માંડેલો પણ, પાછળથી સંજોગવશાત્ ડિસેંબરનાં પાનાં પણ આમાં જ મૂકવાં પડયાં હોવાથી તેમ કર્યું છે અને તેથી આ અંક સાથે ૧૯૪૯નું વર્ષ પૂરું થાય છે.

**આવતા** અંકોમાં કાવ્ય, વાર્તા, નાટક ઉપરાંત જે આવશે તેનું આછું રેખાદર્શન. "કેશવકૃતિ"કારના પત્રો; કન્યાકુમારી (અં. પુરાણી); સરસ્વતીચન્દ્રનું રહસ્ય (પ્રા. રમણભાઈ); ભાષાની ઉત્પત્તિ તથા ભાષાનો ઈતિહાસ-લેખ (પ્રા. જિરિન ઝવેરી); મુનશીનાં પૌરાણિક નાટકો: ઉત્તરાર્ધ (નલિન પટેલ); આદિવાસી સાહિત્ય (પ્રા. ઠાકોરભાઈ); શ્રી અરવિન્દકૃત 'સાવિત્રી'નો સાર (રજનીકાન્ત મોદી); કલાકારની સાધના (સુન્દરમ્). આ સિવાય પ્રા. નર્મદ, ત્રિવેદી, પ્રા. પરમાર, પ્રા. કુંજવિહારી વગેરેનાં વધારે વ્યવસ્થિત રૂપમાં અવલોકનો, આ અંકમાંથી મુલતવાં પડેલા મનનવિષયો તથા મંજૂષા.

ભાવનગર :
૧૫-૧૦-૪૯

તંત્રી-સંચાલક "માનસી"

## શુદ્ધિપત્રક

વધુ ગંભીર છાપભૂલોનું

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૮ | ૯ | માણિક્વાયગાર | માણિક્વાયચાર |
| ,, | ૧૪ | સાધનાથી | સાધના |
| ,, | ,, | સાધનાથી | સાધના શી |
| ,, | ,, | એમ લખ્યું | એ લખ્યું |
| ૨૪૦ | ૨૦ | તેઓ | તેમ |
| ૨૪૧ | ૧૪ | પ્રસ્તુત | અપ્રસ્તુત |

| | | | |
|---|---|---|---|
| ૨૪૭ | ૮ | હોત | હોય |
| ૨૪૯ | ૮ | પ્રકૃવિ । | પ્રકૃતિની |
| ૨૫૦ | ૨ | વિરાટ કૃવિના | વિરાટ પ્રકૃતિના |
| ૨૫૨ | ૧૫ | સિદ | સિદ્ધ |
| ૨૫૩ | ૨૨ | શખર | શિખર |
| ૨૫૪ | ૧૦ | આપણે સાધ્યું | એમણે સાધ્યું |
| " | ૨૪ | આતુ | આંગતુ |
| ૨૫૫ | ૭ | દવ સાધનાનો | શિવ સાધનાનો |
| " | ૨૦ | ભૌતિકશાસ્ત્ર | ભૌતિકશાસ્ત્ર |
| | | એનું બંનેનું | એવા વિભાગ |
| | | વિભાગીકરણ | |
| ૨૬૦ | ૯ | બધા ય સ્વતંત્ર | બધાયથી સ્વતંત્ર |
| ૨૬૪ | ૮ | આવરણ | આચરણ |
| ૨૬૫ | ૧૨ | થવાનું | થવાનું |
| ૨૬૬ | ૧૦ | શક્તિ ચુર | શક્તિપ્રચુર |
| ૨૬૯ | ૧૦ | ઋત-વિત્ | ઋત-ચિત્ |
| " | ૨૬ | વટાની | વટાવી |
| ૨૭૭ | ૧૦ | પૂર્ણાય | પૂર્ણાય |
| ૨૭૭ | છેલ્લી | કૃતિમાં | પ્રકૃતિમાં |
| ૨૮૧ | ૨૫ | ત્ય...ય | અત્યારના |
| ૨૮૨ | ૧૬ | માનવનાં | માનવતા |
| ૨૮૪ | ૨૦ | સો | સૌ |
| ૨૮૮ | ૧ | રેલી રેલી | રેલી |
| ૩૦૨ | (શ્લોકમા) | પ્રમૃતિ | પ્રમૃ ને |
| ૩૦૪ | ૩ | ફ્રોઇડવાદ | ફ્રોઇડવાદ |
| ૩૦૮ | ૯ | જજ | જર્જર |
| ૩૧૧ | ૯ | માનું છુ. | માનું છું ! |
| " | (વાદીમની) | કાંઇ | કંઇ |
| ૩૨૭ | [મ. મ. મા] | એરપ્લેન રાઇ | એરપ્લેન મિન્ટન |

## રહો નિકેત ( જુન ૧૯૪૯ )

એ કાવ્યમાં પૃ. ૧૫૦મે, "બેકેલ બોધ" પછીની આ લીટી છપાવી રહી ગયેલી: "હારી ચૂંટી જીવન આંખતણે ઈશારે."

## 'દિવ્યવ્યાધ' ( જુન ૧૯૪૮ ) પૂર્તિરૂપશુદ્ધિપત્રક:

| | | | |
|---|---|---|---|
| ૧૯૦ | ૪ | os | cf |
| ૧૯૨ | ૧૪ | skley | skyey |
| " | ૧૫ | Lover | Lover ! |
| ૧૯૪ | ૨ | his | His |
| " | ૧૩ | or | of |
| ૧૯૫ | ૨૪ | મરુત | મરુત્ |
| ૨૯૮ | ૫ | drouth | drought |
| ૨૦૩ | ૧૬ | તેજનું | તેજનું. |
| ૨૦૪ | ૯ | look | took |

[ નોંધ: એ કાવ્યનું બીજું ભાષાન્તર ( કર્તા: રા. રામપ્રસાદ પ્રે. બક્ષી ) 'ગુજરાતી' સાપ્તાહિકના તા. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮ના અંકમાં 'દિવ્ય મૃગયુ' નામનું છે એટલું અહીં, પ્રસંગોપાત્ત, જિજ્ઞાસુઓની જાણ માટે. તંત્રી ]



## ભગવાન શંકરને*

મને માનો છો શું પશુ ? સહય યે સ્વારી કરવા
તમે તો તે રાખ્યું. પ્રભુવર, કલંકી યદિ ગણો
શિરે શું છે ?

અને બેજીસો તો શિવજી, દિલ. આભૂષણ કર્યું !
સ્વીકાર્યાં જે તેનું જીવન સહુજે ધન્ય જ થયું.

* શ્રીમદ્ શંકરાચાર્યના એક શ્લોકના આધારે

ચંપકલાલ વ્યાસ